# આ પુસ્તકમાં શું વાંચશો ?

આ પુસ્તકમાં ૧૯૪૨ની માર્ચ સુધીનો જર્મનીનો ભર્યો પૂર્યો ઇતિહાસ પથરાએલો છે.

∴

જર્મની અંગેનાં તમે અનેક પુસ્તકો વાંચ્યાં હશે પણ આ પુસ્તક તમને કાંઈક નવું જ કહેશે.

∴

વિશ્વયુદ્ધના અટપટા પ્રશ્નો સમજવા માટે સંખ્યાબંધ નકશાઓ અને યુરોપના રાજદ્વારી પુરુષોની અનેક તસ્વીરો પણ આ પુસ્તકમાં આપવામાં આવી છે.

જર્મનીની આત્મકથા:



જર્મનીના સર્જકો

'સંદેશ' ગ્રંથમાળાનું દ્વિતીય પ્રકાશન

# જર્મનીની આત્મકથા

( ખંડ ૧–૨ અને ૩ સાથે )

લેખક:

ડુંગરસી ધરમસી સંપટ

પ્રકાશક :

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

સોલ એજંટ

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : પબ્લીશર્સ :

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.



## અર્પણ

આદર્શમૂર્તિ
ભાઈ જમશેદજી નસરવાનજી મહેતાને
વગર પરવાનગીએ સસ્નેહ અર્પણ.

ડુંગરસી.

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો

૧ ભાટિયા વહાણવટાનો ઇતિહાસ
૨ ભાટિયાઓમાં બેકારીનિવારણના ઉપાયો
૩ હિમાલયના પુણ્યપ્રદેશમાં
૪ કચ્છનું વેપારતંત્ર
૫ હિંદની ગરીબાઈ
૬ હિંદીઓની બેકારી
૭ ૧૮ પેન્સનું હૂંડિયામણ
૮ સ્ત્રીઓનું આરોગ્ય
૯ મહારાજાઓની યુદ્ધશક્તિ
૧૦ પ્રતાપી પૂર્વજો
૧૧ કેમ અને ક્યારે ?
૧૨ સ્તનપાન
૧૩ સંરક્ષણલક્ષ્મી
૧૪ હુન્નર, ઉદ્યોગ અને વેપાર
૧૫ ડચ ટાપુઓ
૧૬ સિંગાપુર
૧૭ ઓસ્ટ્રેલિયા
૧૮ હિંદ : વિશ્વયુદ્ધના વમળમાં
૧૯ કચ્છની લોકવાર્તા
૨૦ ઘરની રાણી
૨૧ સ્વતંત્ર ભારત
૨૨ જીવન સખી



# પ્રસ્તાવના

જર્મની યુદ્ધપ્રિય છે. પ્રશિયાનું રાજ્ય જર્મનીના પ્રારબ્ધનું અને મહત્વાકાંક્ષાનું મુખ્ય કેન્દ્ર છે. જર્મનીને આખા જગતમાં સામાન્ય રીતે અને યુરોપમાં વિશેષ રીતે રાજકીય, આર્થિક અને વૈજ્ઞાનિક નેતૃત્વ મેળવવાની મહત્વાકાંક્ષા છે. જર્મન પ્રજા પોતાના સંઘબળ, બુદ્ધિબળ અને સાધનબળનું સામર્થ્ય જાણે છે. એ પ્રજા કોઈ રીતે ક્યારે પણ દબાઈ જાય તેવી નથી. ૧૯૧૪–૧૮માં એ દબાઇ પરંતુ ૨૦ વર્ષે બીજા મહાયુદ્ધને માટે તૈયાર થઈ ગઈ. આ મહાયુદ્ધમાં પણ એનો પરાજય સંભવિત છે. પરંતુ જર્મન પ્રજા એ પરાજયમાંથી પણ નવું બળ મેળવી ફરી તૈયાર થશે એમાં જરાપણ શંકાને સ્થાન નથી. આઠ કરોડ મજબૂત, મહત્વાકાંક્ષી, સાહસિક, શક્તિશાળી વિજ્ઞાનવાદી જર્મનો હંમેશાંને માટે માથું નીચું કરી બેસે એમ ઇતિહાસના પાઠો શીખવતા નથી.

જર્મન પ્રજાએ ગયા ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં પરાભવ પામીને અનેક કષ્ટો અને હાડમારીઓમાંથી નવું બળ પ્રાપ્ત કર્યું. હમણાં એ પ્રજા ફૅસિસ્ટ પ્રચારની જાળમાં ગૂંથાઈ ગઈ છે. એ પ્રજા અનહદ પ્રમાણમાં સંહાર અને બળને આવકાર આપનારી બની છે. એ પ્રજા ફૅસિઝમના આશ્રય નીચે મનુષ્યત્વના પાઠો ભૂલી ગઈ છે; ખોટી સ્વદેશભક્તિના આળપંપાળમાં પડી છે. એનું હૃદયનું મુખ્ય કેન્દ્ર અનહદ સાંકડા સ્વદેશાભિમાનમાં વિરમ્યું છે. એ પ્રજાને ખોટી અસ્મિતા ઉત્પન્ન થઈ; અમે સર્વશ્રેષ્ઠ પ્રજા છીએ એવા મિથ્યાભિમાને હૃદયોમાં વાસ કર્યો છે. અભિમાનની અસ્મિતા અને પોતાના શ્રેષ્ઠત્વના પાઠો આ મહાન પ્રજાને ઊંધે રસ્તે દોરી રહ્યા છે. સર્વથી ભિન્ન લોહી, ગર્વથી ભર્યું કુલીન-પણાની અહંતા સ્વસ્તિક ઝંડા નીચે ફરકી રહી છે. યહૂદીઓ પ્રત્યે ધિક્કાર. સામ્યવાદીઓ પ્રત્યે અનહદ ઘૃણાની લાગણીથી જર્મન હૃદયો ભરાઈ ગયાં છે. તિરસ્કાર, જુલમ, તાડન અને લૂંટવાની ક્રિયાઓ આ બંને પ્રજાઓ ઉપર જર્મનો ચલાવે છે.

ફૅસિઝમે કેટલાક મોટા ઉપકારો પણ કર્યા છે. પ્રજાને નિરાશાવાદના ખાડામાંથી ઊંચકી લઈને આશાવાદના શિખરે ઊભી રાખવામાં ફૅસિઝમે અદ્ભુત ગૌરવભર્યું કામ પાર પાડ્યું છે. ફરી નિરાશાના ગર્તમાં આ મહાન પ્રજાને ધકેલવા માટે ફૅસિઝમ તૈયાર થયું છે એ શોચનીય છે. ફૅસિઝમનો આદર્શ હિંસાનો છે. એના આદર્શની અંદર તિરસ્કાર, ધિક્કાર, જુલમ અને ભયાનક મહત્ત્વાકાંક્ષા છુપાયલાં છે. જર્મનોને એણે ઉત્સાહિત કર્યા છે, પણ એનું પરિણામ એ પ્રજા માટે ભયંકર છે. હિંસા અને તિરસ્કાર કદી પણ લાંબા સુફળને આપતાં નથી. ખેતી, વિજ્ઞાન, જ્ઞાનમાં જર્મનોનો વિકાસ પરપીડન અને મહત્ત્વાકાંક્ષી વિજયને માટે થયો છે; એ કદી પણ લાંબી સફળતા આપી શકે નહિ. છતાં એ પ્રજા પહેલાં બે વરસમાં મોટા વિજયો મેળવી શકી, હવે

એની સામે ઝૂઝનાર પ્રજાઓ પણ તૈયાર થઈ ગઈ છે. જર્મન વિજયકૂચને મજબૂત ફટકો લાગ્યો છે. એના હિંસાવાદી સૈન્યોની પ્રગતિ ૧૯૪૨ માં તદ્દન અટકી ગઈ. ૧૯૪૩ માં એની સેનાઓને પીછેહઠ કરવી પડી છે, ૧૯૪૪ માં શું થશે તે કલ્પના બહાર છે.

ક્રૂર, હિંસાવાદી, મહત્વાકાંક્ષી અને તલવારના બળ ઉપર ઝૂઝનાર પ્રજાને હમેશાં દીર્ઘકાળ આપનારા વિજયો મળતા નથી. તાત્કાલિક મળે છે પરંતુ છેવટે તો એનો પરાજય થાય છે. જર્મનીના શત્રુઓની તાકાત અને સૈનિક તેમજ શસ્ત્રસામગ્રીઓની શક્તિનો વિકાસ થતો જાય છે. જર્મનીના સાધનોનો વિકાસ હવે વધારે પ્રમાણમાં શક્ય નથી. આથી કોઈ અકસ્માત ન બને તો જર્મનીનો પરાજય તદ્દન સંભવિત છે, પણ તે મારવા જેટલો સહેલ નહીં અને સહજભાવે નહિ આવે. જર્મન પ્રજા લડતા જાણે છે તેમજ પીછેહઠ કરતા પણ જાણે છે. એના ધૈર્યનો જલદી નાશ થતો નથી. પરાજયો સહન કરવાની એની શક્તિ મહાન છે એના શત્રુઓ પણ એની મહાન શક્તિઓને જાણે છે. તેમની સામે લાંબા ખુનખાર અનેક જંગો જીત્યા પછી જ એનું બળ ભાંગશે: એની પાસે સાગર ફેલાયેલા [illegible] લાખનાં સૈન્યો છે એનાં યુરોપમાં ફેલાયેલાં કારખાનાં, શસ્ત્રસામગ્રીઓનો જોરદાર પ્રવાહ વહેવરાવે છે. એની રેલ્વેઓ યુદ્ધક્ષેત્રોમાં સાધન સામગ્રીઓ પહોંચાડે છે; એટલે જર્મનીનો પરાજય તો થશે પણ ભૂખ - મય લેશે; કેટલો તે કલ્પવું મુશ્કેલ છે. જર્મનીમાં ખાવાના પદાર્થોની તંગી લાગતી નથી. કાચા પદાર્થો પણ ત્યાં પુષ્કળ પ્રમાણમાં છે.

ફાસિઝમનો જરૂર નાશ થશે. એ હિંસા, તિરસ્કાર, ઘૃણા અને ઈર્ષ્યાઓમાંથી ઉત્પન્ન થયેલો વાદ જરૂર નાશ પામશે. પરંતુ જર્મન પ્રજાનો નાશ થવાનો સંભવ છેજ નહિ. એ પ્રજાને તપ કરતાં આવડે છે; દુઃખો સહન કરી શકે છે. દુઃખોમાં એ દબાઈ

જતી નથી. એ પ્રજાની લાયકાત, સંગઠન, શક્તિ અને ઓજસ જોતાં ભવિષ્યમાં ૮ કરોડ જર્મનો આખા યુરોપને શાંતિ, સુલેહ, સહકાર, વિકાસ અને આધ્યાત્મિક ઉન્નતીના માર્ગે લાવી શકે તેમ છે. એ આખી પ્રજા વિચારક છે; હમણાં એમની આંખો ઉપર ફેસિઝમનાં પડળો છે તે દૂર થાય એટલે એ પ્રજા જગત ઉપર મહાન ઉપકારો જરૂર કરી શકશે. હિટલર અને ગોબેલ્સ જેવી આસુરી શક્તિઓ ચાલી જતાં સાત્વિકતા પોતાની મેળે આવે એ સ્વાભાવિક છે. જેમ જર્મનીમાં આસુરી સંપત્તિનો વિકાસ થયો છે તેમ યુરોપના બીજા દેશો પણ આવીજ મનોદશામાં મુંઝાયા છે. સાંકડા સ્વદેશાભિમાને યુરોપના દેશોની પ્રજાઓના હૃદયોમાં ઘર કર્યું છે. બીજાઓને ચૂસીને પોતાનાં પેટ ભરવાં એવી સ્વાર્થી વૃત્તિમાં યુરોપ ફસાયું છે.

મહાયુદ્ધ ગમે તેટલું લાંબુ ચાલે પરંતુ યુદ્ધ પછી શું ? એ પ્રશ્ન આજે સૌના હૃદયોમાં પવનની પેઠે સંચરે છે. હમણાં તો જગતની સર્વ પ્રજાઓ પોતાની મનુષ્ય-શક્તિ, ઉત્પાદનશક્તિ, કાર્યશક્તિ, વિચારશક્તિ આ સર્વ શક્તિઓ એકજ લક્ષ્ય તરફ એટલે કે યુદ્ધ તરફ રોકી રહી છે; પરંતુ યુદ્ધ કાંઇ હંમેશને માટે થોડુંજ ચાલવાનું છે! હમણાં નીચેના પ્રશ્નો બહુજ વેગથી વિચારણા માંગી રહ્યા છે. એનો તોડ કાઢવોજ પડશે. જો એ તોડ નહિ નીકળે તો યુરોપમાં ત્રીજું મહાયુદ્ધ ઘંટ વગાડીને અંદર દાખલ થવાના ભણકારા આજથીજ કર્ણગોચર થાય છે.

(૧) જગતમાં યુદ્ધમાં જોડાયલા સાત કરોડ સૈનિકોને પોતાના મોટા બલિદાનના પ્રમાણમાં કાંઇક સારી રીતે થાળે પાડવા માટેનાં સુખ સગવડવાળાં કામો જોઇશે. તેઓ સર્વત્ર પહેલું સ્થાન જ માંગશે.

(૨) યુદ્ધના કામમાં કારખાનાં, ખાણો, પોષ્ટ, તાર, દવાખાનાં, રેલ્વે, બસ સર્વિસ અને પરિચર્યામાં રોકાયલા દશેક કરોડ બીજા મનુષ્યો નવું કામ પોતાની શક્તિ અનુસાર માંગશે. એમને થાળે પાડવાનું કામ ઘણું મુશ્કેલીભરેલું છે.

(૩) યુદ્ધ માટે લગભગ ચાલીશ લાખ કારખાનાં, શસ્ત્રો અને સાધનો તયાર કરે છે. આ સર્વ કારખાનાંમાં પ્રજાની જરૂરિયાત જોગો માલ પેદા કરવા યંત્રપરિવર્તનો કરવાં પડશે. અનેક કારખાનાં હમેશને માટે બંધ કરવાં પડશે.

(૪) આ વિશાળ પેદાશવાળા કારખાનાંમાંથી હમણાં જે મહાન શસ્ત્રપ્રવાહ નીકળે છે તેને બદલે પ્રજાની જરૂરિયાતો માટેની વસ્તુઓ તૈયાર થશે. પરંતુ ધીમેધીમે આ કારખાનાંમાંથી માત્ર ⅓ ત્રીજા જરૂર રહેશે. એટલે એમાંથી નિવૃત્ત થયેલા મજૂરવર્ગના મોટા સમુહને ક્યાં કામે લગાડવો તે મોટો પ્રશ્ન ઉપસ્થિત થશે. ખાણોમાંના પણ વધારાના મજૂરોને કામ આપવું જોઈશે.

(૫) હમણા કરોડો સ્ત્રીઓ યુદ્ધકામ કરે છે. આ સ્ત્રીઓ ઉદ્યોગો અને બીજાં ખાતાંમાંથી પોતાનાં કામો છોડશે નહિ, એટલે પુરૂષો માટે બીજાં કામો શોધવાં પડશે.

(૬) પછાત દેશો જે ભૂતકાળમાં યુરોપની ચુસણનીતિની મર્યાદામાં હતા તે દેશોમાં નવા ઉદ્યોગો ચાલુ થયા છે. તે ઉદ્યોગોનો નાશ કરવાનું કેવી રીતે શક્ય બનશે?

(૭) યુરોપના અને અમેરિકાના માર્યા ગયેલા સૈનિકોના કુટુંબોને મોટાં ભથ્થાં આપવા પડશે. કરોડો સૈનિકોને પેન્શનો આપવાં પડશે. આ મોટો ચાલુ ભાર પ્રજાઓ ઉપાડવાને માટે અશક્ત છે. આ પ્રશ્ન પણ ભારે વિચાર અને પુનર્રચના માંગે છે.

(૮) યુદ્ધ કરનારી પ્રજા ઉપર જાનરો અબજોનાં કરજો થયાં છે. એના વ્યાજની રકમ પણ ભયંકર મોટી થાય છે. એ કેમ ભરાશે તે પ્રશ્નજ ચોંકાવી નાંખે તેવો છે.

(૯) અમેરિકા હમણાં ધારાણ-પટા નીચે સૌ સહકારીઓને ધીરે છે, પણ એ કરજ પાછું આપવું ક્યાંથી એ પ્રશ્ન ભયંકર રીતે ઊભો છે.

યુદ્ધથી અનેક દેશોની પાયમાલી થઇ છે. ચીન, રશિયા ફ્રાન્સ વિગેરે દેશોમાં લાંબા ચોગસવાર જમીન ખંડેર બની ગઇ છે. આ સર્વના ઉદ્ધાર માટે અબજો રૂપિયાનો ચાલુ ખર્ચ ભોગવવો પડશે. આ સિવાય યુદ્ધ પછીના અનેક પ્રશ્નો ઉપસ્થિત થશે. પરસ્પર સહકાર વગર એનો નિર્ણય શક્ય નથી.

જર્મનીને ૧૯૧૮ની વર્સેલ્સની સંધિ મુજબ અન્યાય થયો હતો. આ અન્યાયમાંથીજ આ મહાયુદ્ધ જન્મ્યું છે. ફરી જો એવી ને એવી, ધિક્કાર, દાબી દેવાની અને ત્રાસભરેલી વર્તણુંક હારેલા જર્મની પ્રત્યે ચલાવાશે તો ફરી નવું મહાયુદ્ધ જરૂર થશે.

રશિયાના આદર્શો જુદા છે. એમનો આ મૂડીવાદી સાથી-રાજ્યો કેમ સુસંગત કરી શકે છે તે પણ જોવાનું છે.

ઘણીખરી તાબેદાર પ્રજાઓને પણ હવે સ્વાયત્ત સત્તા જોઇએ છીએ. ચૂંસણનીતિના ઉપાસકોને એ કેમ ગમશે ?

જો ભવિષ્યના જગતના સામાન્યને પ્રેમ, સહાનુભૂતિ અને ઉદારતાથીજ નીભાવવાની કોશિશ થશે તોજ લાંબી સુલેહ થઇ શકશે. હમણાં જે નેતાઓના હાથોમાં સત્તા છે તે સર્વ જૂના મૂડીવાદી અને ટૂંકા સ્વદેશાભિમાનના માનસોનો ત્યાગ કરશે તોજ એમના હાથોથી જગતને લાંબી સુલેહ મળશે.

કરાંચી, | ડુંગરસી ધરમસી સંપટ.
તા. ૩૦-૧૧-૪૩. |



# પ્રકાશકનું નિવેદન

ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરે અને ગુજરાતની જનતાને ધાર્મિક, સામાજિક, રાજકીય, આર્થિક, વ્યાપારિક અને ઐતિહાસિક વિ. વિવિધ વિષયો પર સરળ, શિષ્ટ અને રસમય ભાષામાં સસ્તા અને પ્રાણવાન પુસ્તકો અપાય એ મારી અભિલાષા છે

આ ઉદ્દેશથી **'સંદેશ' ગ્રંથમાળા** દ્વારા જુદાં જુદાં પ્રકાશનો જનતા સમક્ષ રજૂ કરવાની શરૂઆત પણ થઈ ચુકી છે. તેનું પ્રથમ પુસ્તક જાણીતા સાહિત્યકાર **શ્રી. ડુંગરસી ધરમસી સંપટની** કલમથી લખાયેલ **'જીવનસખી'** ગઈ ધનતેરશના દિને પ્રગટ થયું હતું. અને મને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે માત્ર બે માસના ટૂંકા ગાળામાં **'જીવનસખી'**ની બે હજાર પ્રતો વેચાઈ ગઈ છે અને ગુજરાતની જનતાએ તેનો ખૂબજ સત્કાર કર્યો છે.

આ પછી **'સંદેશ' ગ્રંથમાળાના** બીજા પુસ્તક તરીકે **'જીવનસખી'**ના લેખક **શ્રી. ડુંગરસી ધરમસી સંપટની**

કલમથીજ લખાયેલું "**જર્મનીની આત્મકથા**"નું પુસ્તક જનતા સમક્ષ રજૂ કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

સાહિત્યની દુનિયામાં **શ્રી. ડુંગરસીભાઈના** નામથી અને એમની સાહિત્ય સેવાઓથી આજે કોઈ અજાણ્યું નથી. એમની વિદ્વતાભરી કલમે સાહિત્યના વિવિધ ક્ષેત્રો ખેડ્યાં છે. અત્યારસુધીમાં જુદા જુદા વિષયો પર તેમનાં અનેક પુસ્તકો પ્રગટ પણ થઈ ચૂક્યાં છે. તેમના પ્રત્યેક પુસ્તકમાં તેમની પ્રખર વિદ્વતા, ઊંડો અભ્યાસ અને વિશાળ જ્ઞાનનું પ્રતિબીંબ પડી રહે છે. એમની કસાયેલી કલમ સાહિત્યના ઉત્તમોત્તમ કૃતિઓ સર્જી શકે છે.

**'સંદેશ' ગ્રંથમાળાની** પ્રગતિ અને વિકાસના ગૂર્જર-ગિરાના આવા એક સમર્થ સાહિત્યકારનો સહકાર મેળવવામાં હું મારી જાતને ભાગ્યશાળી માનું છું.

卐

'**જર્મનીની આત્મકથા**'નું પુસ્તક ત્રણ ખંડમાં વહેંચાયલું છે. **પ્રથમ** ખંડમાં જર્મનીનો ઇતિહાસ, વેપાર વાણિજ્ય, અર્થશાસ્ત્ર, ભૌગોલિક પરિસ્થિતિ, ખનિજ, ઉદ્યોગો અને પેદાશની બારીકમાં બારીક અભ્યાસપૂર્ણ વિગતો તથા જર્મનીની લશ્કરી તાકાત, જર્મનીની ખૂબીઓ અને ખામીઓ, જર્મનીની આકાંક્ષાઓ અને આફતોના ચિતાર અને ૧૯૧૪–૧૮ ના પ્રથમ વિશ્વયુદ્ધની તવારીખ, પરાજીત જર્મન પ્રજાની બેહાલી, હિટલરનો ઉદય, નાઝીપક્ષની પાશવી લીલાઓ, હિટલરના રાજદ્વારી વિજયો અને બીજા વિશ્વયુદ્ધ માટેની જર્મનીની તૈયારીઓનો સવિસ્તર અને તલસ્પર્શી ચિતાર આપવામાં આવ્યો છે.

**બીજા ખંડમાં** હિટલરની સામ્રાજ્યલાલસાએ ભભૂકાવેલા બીજા વિશ્વયુદ્ધના જુદા જુદા મોરચાઓ પરના જય-પરાજયો,

જર્મનીની કુટનીતિ અને કાવાદાવાઓ, જર્મનીની તાકાત અને ત્રુટીઓ તથા જર્મનીની આજની સાધન–સામગ્રીઓને લગતી ભરપૂર માહિતીઓ આપવામાં આવી છે. અને વિશ્વયુદ્ધના વમળમાં સપડાયેલું જર્મની વિજય મેળવવાની કોશિશમાં કેવી કારમી કસોટીઓમાંથી પસાર થઇ રહ્યું છે તેનું બ્યાન કરવામાં આવ્યું છે.

**ત્રીજા ખંડમાં** હિટલર સત્તારૂઢ થયો ત્યારથી તે છેક તેહરાન પરિષદ સુધી એટલે કે ૧૯૪૩ની સંધ્યા સુધીના ઇતિહાસનું ઉડતું અવલોકન, ઉપરાંતમાં નાઝીવાદનો મર્મ, હિટલરનું રાજકીય તત્વજ્ઞાન અને દુનિયા પર વર્ચસ્વ જમાવવા માટે જર્મનીએ અખત્યાર કરેલી નીતિરીતિની મીમાંસા રજૂ કરવામાં આવેલી છે. આ ત્રીજો ખંડ પુસ્તકની પુરવણી રૂપે છે અને તે 'સંદેશ'ના સહતંત્રી **શ્રી. પુષ્કરરાય સાકરલાલ દેસાઇની** કલમથી લખાયેલ છે.

સંખ્યાબંધ પ્રાસંગીક ચિત્રો અને નકશાઓથી આ પુસ્તકને વધુ સમૃદ્ધ બનાવવા માટે પણ બનતી કાળજી લેવામાં આવી છે. અને ઐતિહાસિક દ્રષ્ટીએ આ પુસ્તક ખૂબ જ અગત્યનું પુરવાર થશે એવી મારી પૂરી શ્રદ્ધા છે.

**શ્રી. ડુંગરસી સંપટે** આ પુસ્તક તદ્દન નિઃસ્પૃહભાવે તૈયાર કરી આપ્યું છે; આ માટે હું તેમનો ખૂબ જ ઋણી છું.

'આ પુસ્તકનું પ્રકાશન પ્રેસની ફેરબદલીના કારણે ધાર્યા કરતાં કાંઇક વધુ મોડું થયું છે પણ પાછલા દિવસોમાં '**સંદેશ' પ્રેસના કામદાર ભાઇઓએ** જે વધારે જહેમત ઉઠાવી છે તેની તથા '**સંદેશ**'ના ઉપતંત્રી **શ્રી. જયંતકુમાર લ. પાઠકે** આ પુસ્તકનું સંપાદન કરવામાં જે શ્રમ ઉઠાવ્યો છે તેની હું નોંધ લઉં છું.

આ પુસ્તકના સુશોભન માટે ચિત્રો અને નકશાઓ તૈયાર કરી આપવા બદલ ગુજરાતના જાણીતા વ્યંગકલાકાર **શ્રી. બંસીલાલ વર્મા [ચકોર]** નો અને કલાત્મક ટાઇટલ ચિત્ર માટે જાણીતા ચિત્રકાર **શ્રી. કલાભિક્ષુ**નો પણ હું આભાર માનું છું.

આ પુસ્તકમાં અપાયેલાં ચિત્રોની વિશેષતા એ છે કે એક પણ ચિત્ર આગેવાનોના ફોટા પરથી લીધેલું નથી પરંતુ ચિત્રકારે જાતે ફલક પર આલેખીને ચિત્રો તૈયાર કર્યાં છે.

આ પુસ્તકની ઉપયોગીતાથી આકર્ષાઈને મુંબઈના પ્રસિદ્ધ બુકસેલર **શ્રી. એન. એમ. ઠક્કરે** આખા મુંબઈ ઈલાકા માટે તેની સોલ એજન્સી રાખી લીધી છે. એટલે '**સંદેશ**' **ગ્રંથમાળા**ના ગ્રાહકોને પુસ્તક અપાયા બાદ તમામ નકલો **શ્રી. એન. એમ. ઠક્કર**ને હવાલે કરી દેવામાં આવનાર છે આ બદલ હું **શ્રી. એન. એમ. ઠક્કર**નો આભારી છું.

ઉત્તરોત્તર સુંદર પુસ્તકો આપવાના માર્ગ આ આલમમાં મહાગુજરાતના સમર્થ લેખકો, ઉગતા લેખકો અને લેખિકાઓને તેમની કિંમતી સૂચના અને સહકાર આપવા હું વિનતી કરું છું. દરેક લેખકને યોગ્ય પુરસ્કાર આપવાની યોજના આ ગ્રંથમાળામાં છે; એટલે જે જે લેખક ભાઈઓ '**સંદેશ**'ની આ પ્રવૃત્તિમાં સાથ આપવા ઇચ્છતા હોય તેઓ મારી સાથે પત્રવ્યવહાર કરે એવી મારી તેમને વિનતિ છે.

'**સંદેશ**'ની માફક મહાગુજરાતની જનતાનો મારી આ પ્રવૃત્તિમાં સહકાર મળો અને જનતાને શીષ્ટ અને સસ્તું સાહિત્ય પૂરું પાડવાની મારી અભિલાષા ફળો એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

**તા. ૧લી જાન્યુઆરી**
**૧૯૪૪**
**અમદાવાદ.**

**નંદલાલ બોડીવાળા**
**મેનેજીંગ ડિરેક્ટર,**
**ધી 'સંદેશ' લિમિટેડ.**

## ખંડ : પહેલો


| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | જર્મનીનો ઇતિહાસ | ૧ |
| ૨ | ભૌગોલિક પરિસ્થિતિ | ૧૩ |
| ૩ | ધર્મ, શિક્ષણ અને ન્યાય | ૨૩ |
| ૪ | અર્થશાસ્ત્ર અને વ્યાપાર ઉદ્યોગ | ૩૪ |
| ૫ | ખનિજો અને ઉદ્યોગો | ૪૮ |
| ૬ | વેપારનો ઇતિહાસ | ૫૯ |
| ૭ | રેલ્વે, સ્ટીમરો અને પેદાશ | ૬૬ |
| ૮ | જર્મન સૈન્ય | ૭૫ |
| ૯ | જર્મનીનો સાગરકાફલો | ૯૦ |
| ૧૦ | વિમાની દળ | ૯૯ |
| ૧૧ | ૧૯૧૪-૧૮ નું મહાયુદ્ધ | ૧૧૧ |
| ૧૨ | વર્સેલ્સની સંધિ | ૧૨૩ |
| ૧૩ | પ્રજાસંઘ | ૧૩૮ |
| ૧૪ | હેર ઍડૉલ્ફ હિટલર | ૧૫૦ |
| ૧૫ | નાઝી પાર્ટી | ૧૬૩ |
| ૧૬ | હિટલર સર્વસત્તાધ્યક્ષ બને છે | ૧૭૪ |
| ૧૭ | જર્મનીની યુદ્ધ તૈયારીઓ | ૧૮૫ |
| ૧૮ | હિટલરના રાજદ્વારી વિજયો | ૧૯૬ |


## ખંડ : બીજો


| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | મહાયુદ્ધની શરૂઆત | ૧ |
| ૨ | હોલાન્ડ, બેલ્જિયમ અને ફ્રાન્સનું પતન | ૯ |
| ૩ | વિજયયાત્રાની આગેકૂચ | ૧૯ |

| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૪ | રશિયા પર આક્રમણ | ૨૪ |
| ૫ | ૧૯૪૨ નું વર્ષ | ૩૪ |
| ૬ | ૧૯૪૩ નું વર્ષ | ૪૩ |
| ૭ | આફ્રિકાનો જંગ | ૫૦ |
| ૮ | જર્મનીનાં વળતાં પાણી | ૫૭ |
| ૯ | ધરીમાં ભંગાણ | ૭૦ |
| ૧૦ | બીજા મોરચા સામે તૈયારી | ૭૮ |
| ૧૧ | જર્મનીની મનુષ્યશક્તિ | ૮૫ |
| ૧૨ | જર્મનીની સાધનશક્તિ | ૯૪ |


## ખંડ : ત્રીજો


| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | હેર હિટલર | ૪ |
| ૨ | પરાજયનો દંડ | ૮ |
| ૩ | 'મેઇન-કૅમ્ફ' | ૧૨ |
| ૪ | 'લિબન સ્રાઉમ' (મુલક વિસ્તારની યોજના) | ૧૫ |
| ૫ | નાઝીવાદનો મર્મ | ૧૯ |
| ૬ | સત્તાનાં સૂત્રો | ૨૪ |
| ૭ | બર્લિનથી બગદાદ | ૨૭ |
| ૮ | કૂચનો આરંભ | ૩૪ |
| ૯ | યુદ્ધનો દાવાનળ | ૩૯ |
| ૧૦ | નાનાં સંજ્યો પર આક્રમણ | ૪૩ |
| ૧૧ | ફ્રાન્સનું પતન | ૪૬ |

| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૨ | બ્રિટન પર આક્રમણની તૈયારી | ૫૦ |
| ૧૩ | બાલ્કનનું યુદ્ધ | ૫૪ |
| ૧૪ | મધ્ય-પૂર્વનો મોરચો | ૫૭ |
| ૧૫ | ઇટલીનું પતન | ૬૧ |
| ૧૬ | રશિયન સંગ્રામ | ૬૬ |
| ૧૭ | કાસાબ્લાન્કાથી તેહરાન | ૭૭ |
| ૧૮ | તુર્કી અને યુરોપ | ૮૪ |
| ૧૯ | સાગર પર વર્ચસ્વ | ૮૭ |
| ૨૦ | ૧૯૪૩ ની સંધ્યાએ | ૮૯ |

卐

# ચિત્રસૂચી

ટાઇટલ (દ્વિરંગી)

જર્મનીના સર્જકો (દ્વિરંગી ચિત્ર)

## ખંડ : પહેલો

| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ફ્રેડરિક ધી ગ્રેટ | ૫ |
| ૨ | પ્રિન્સ બિસ્માર્ક | ૯ |
| ૩ | કૈઝર વિલિયમ | ૧૧ |
| ૪ | ડૉ. શાટ | ૪૧ |
| ૫ | માર્શલ હિન્ડનબર્ગ | ૫૭ |
| ૬ | લૂડેનડોર્ફ | ૯૨ |
| ૭ | માર્શલ ગોરિંગ | ૧૦૫ |
| ૮ | વુડ્રો વિલ્સન | ૧૨૪ |
| ૯ | લૉઇડ જ્યોર્જ | ૧૨૯ |

| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦ | બ્રુનિંગ | ૧૪૧ |
| ૧૧ | સ્ટ્રેસમેન | ૧૪૫ |
| ૧૨ | હેર ઍડૉલ્ફ હિટલર (સીંગલ કલર) | ૧૫૧ |
| ૧૩ | હેર હેસ | ૧૬૫ |
| ૧૪ | ડૉ. ગૅાબેલ્સ | ૧૭૧ |
| ૧૫ | જર્મનીના સર્જકો (સીંગલ કલર) | ૧૭૪ |
| ૧૬ | હિમલર | ૧૭૫ |
| ૧૭ | સ્ટ્રીશર | ૧૮૧ |
| ૧૮ | ડૉલ્ફસ | ૧૮૮ |
| ૧૯ | જનરલ ફ્રાન્કો | ૧૯૩ |
| ૨૦ | શુસ્નીંગ | ૨૦૧ |
| ૨૧ | ડૉ. બેનેસ | ૨૦૫ |

## ખંડ : બીજો

| | | |
|---|---|---|
| ૨૨ | મો. દાલાદિયર | ૮ |

## ખંડ : ત્રીજો

| | | પૃષ્ઠ |
|---|---|---|
| | હેર ઍડૉલ્ફ હિટલર (દ્વિરંગી) | |
| ૨૩ | નેપોલિયન | ૬ |
| ૨૪ | રિબેનટ્રૉપ | ૨૧ |
| ૨૫ | વૉન પેપન | ૩૨ |
| ૨૬ | ચેમ્બરલેન | ૩૬ |
| ૨૭ | માર્શલ પેનાં | ૪૮ |
| ૨૮ | ચર્ચિલ | ૫૨ |
| ૨૯ | મુસોલિની | ૬૪ |
| ૩૦ | સ્ટેલિન | ૬૭ |
| ૩૧ | પ્રે. રૂઝવેલ્ટ | ૭૩ |
| ૩૨ | મિ. ઇડન | ૭૯ |

# જર્મનીની આત્મકથા

ખંડ પહેલો.

## પૂર્વ રંગ





## ૧

# જર્મનીનો ઇતિહાસ

**જર્મનો** ટ્યુટન પ્રજા છે. એનું મૂળ બાલ્ટિક અને નૉર્ડીક વંશ છે. તેઓની આંખોની કીકી આસમાની છે. ચામડી ગૌર, માથું મોટું અને ઊંચું છે. રશિયાના ઘાસના મેદાનોમાંથી આ લોકો મધ્ય યુરોપમાં આવ્યા હતા. હૂણ લોકોના આક્રમણથી ટ્યુટનો મધ્ય યુરોપ તરફ ધીમે ધીમે આવી વસ્યા હોય એવી કલ્પના છે. રોમન લોકો આ પ્રજાને જર્મન તરીકે ઓળખાવતા હતા. આ લોકો કુદરતના પૂજારી હતા. એમના દેવો વોડન, ડોનાર, ઝીઓ વગેરે હતાં. તેઓ ભરવાડ હતા. છૂટી ખેતી કરતાં

તેમને આવડતી નહોતી. શહેરો વસાવતાં એમને આવડતાં નહોતાં. એમની સંસ્કૃતિ હલકી હતી. રોમન લોકો ઈ. સ. પૂર્વે ત્રણસો વર્ષ પહેલાંથી એમનું નામ પ્રસિદ્ધ કરેલ છે. તે પહેલાંનો ઉલ્લેખ મળતો નથી. ખ્રિસ્ત પહેલાં ૫૮ વરસે જ્યારે મહાન રોમન જનરલ જુલિયસ સીઝરે ગૉલ (ફ્રાન્સ) ઉપર આક્રમણ કર્યું ત્યારે તેણે જર્મનોનો પરાજય કર્યો હતો. પાછળથી રોમન શહેનશાહ ટીબેરિયસે જર્મન પ્રદેશ જીતી રોમન સામ્રાજ્યમાં મેળવી દીધો હતો. રોમના કિલ્લાઓના અવશેષો જર્મનીમાં મળે છે.

ઈ. સ. ૪૧૦ માં ગોથ ઍલેરિક પોતાના દળો સહિત રોમનો નાશ કર્યો, ત્યારે ફ્રાન્સ, જર્મની અને ઇટાલી નાના નાના રાજ્યોમાં વહેંચાયલાં હતાં. ઈ. સ. ૫૦૦ લગભગ મોલ્ડવીગ અને તેના વંશજોનું સામાન્ય રાજ્ય હતું. ઈ. સ. ૬૮૭ માં પાપીનનું રાજ્ય થયું. ઈ. સ. ૭૭૧ માં ચાર્લસ ધી ગ્રેટનું સામ્રાજ્ય જર્મની ઉપર થયું. એણે યુરોપમાં મોટા વિજયો મેળવ્યા હતા. ઈ. સ. ૮૪૦ માં લડવીગ સમ્રાટ થયો. ઈ. સ. ૧૧૨૫ થી ૧૧૩૭ માં લોથાર આવ્યો. પરંતુ તે સમયે પણ જર્મની નાના રાજ્યોમાં વહેંચાયલું હતું. ઈ. સ. ૧૧૫૨ થી ૧૧૯૦ સુધીમાં ફ્રેડરિક પહેલે રાજ્ય કર્યું, ૧૧૯૦ થી ૧૧૯૭ સુધી હેન્રી છઠ્ઠો ગાદીએ આવ્યો, ૧૧૯૮ થી ૧૨૦૮ સુધીમાં ફિલિપ અને ૧૨૯૮ સુધી ઓટો છઠ્ઠો રાજા હતો. ઈ. સ. ૧૨૧૨ થી ૧૨૫૦ સુધી ફ્રેડરિક બીજો રાજા હતો. જર્મનીના અનેક ભાગલા પડી ગયા હતા. પરસ્પર યુદ્ધો પણ ચાલતાં હતાં.



પ્રશિયાનું રાજ્ય જર્મનીમાં મુખ્ય હતું. તેરમી સદીમાં પ્રશિયા ટ્યુટોનિક સરદારોની મંડળીએ જીતી લીધું હતું. ઈ. સ. ૧૪૬૬માં પ્રશિયા ઉપર પોલાન્ડનો અધિકાર હતો.

ઈ. સ. ૧૫૧૭ માં માર્ટિન લ્યુથર થયો. ખ્રિસ્ત ધર્મનો એ મોટો સુધારક હતો. એ જર્મન હતો. એને ભારે અન્યાયો સહન કરવા પડ્યા હતા. પરંતુ એના સુધારાઓનો મોટો પ્રચાર થયો હતો. જર્મની ઉપર ઈ. સ. ૧૪૯૩ થી ૧૫૧૯ સુધી મેક્ષમિલિયન પહેલાએ શાસન કર્યું ચાર્લ્સ પાંચમો ઈ. સ. ૧૫૧૯ થી ૧૫૫૬ સુધી શાસક થયો. એના પછી ફરનાન્ડિડ (૧૫૫૬–૧૫૬૪) આવ્યો. મેક્ષમિલિયન બીજા (૧૫૬૪–૧૫૭૬) નું રાજ્ય જર્મની ઉપર થયું. માથીઆસ ૧૬૧૨–૧૬૨૯ સુધી શાસનકર્તા થયો. ઈ. સ. ૧૬૧૮ થી ૧૬૪૮ સુધી મધ્ય યુરોપમાં ૩૦ વરસનું લાંબુ યુદ્ધ ચાલ્યું. એ ધાર્મિક ઝઘડો હતો. કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટો વચ્ચે ધાર્મિક મતભેદોએ આ યુદ્ધ ઊભું કર્યું હતું. એ યુદ્ધમાં પાછળથી રાજકીય તત્ત્વ પણ આવ્યું હતું.

ફરનાન્ડિડ બીજો ઈ. સ. ૧૬૧૯ થી ૧૬૩૭ માં રાજા થયો. અનેક યુદ્ધો આ સમયે થયાં હતાં. સ્વિડનનો પરાક્રમી રાજા ગુસ્તાવસ ઍડોલ્ફ્સ આ સમય થઈ ગયો છે. ઈ. સ. ૧૬૩૭ થી ૧૬૫૭ માં ફરનાન્ડિડ બીજો થયો હતો; ૧૬૫૮ થી ૧૭૦૫ સુધી લિયોપોલ્ડ પહેલો સમ્રાટ બન્યો.



ઈ. સ. ૧૬૮૩ માં બ્રેન્ડનબર્ગના ઇલેકટર(ઠાકોર)ને સમ્રાટે પ્રશિયાનો રાજા નીમ્યો. એનો પુત્ર ફ્રેડરિક વિલિયમ પહેલો પ્રશિયાનો રાજા બન્યો. એણે ૧૭૧૧ થી ૧૭૪૦ સુધી રાજ્ય કર્યું. જર્મન સૈન્યનો મૂળ પાયો નાખનાર આ રાજા હતો. એણે કરકસર કરી ૮૩૦૦૦ યુવાન સૈનિકોનું જબરદસ્ત સૈન્ય જમાવ્યું, ત્યારે પ્રશિયાની વસતિ ૨૫ લાખની હતી; હમણાં ૪ કરોડ છે. જર્મની ઉપર જોસેફ પહેલો (૧૭૦૫–૧૭૧૧), ચાર્લ્સ છઠ્ઠો (૧૭૧૧–૧૭૪૦) સમ્રાટ હતા. ફ્રેડરિક ધી ગ્રેટ (૧૭૪૦–૧૭૮૬) એ ફ્રેડરિક પહેલાનો પુત્ર, પ્રશિયાની ગાદી ઉપર આવ્યો. એણે પ્રશિયાને નાના રાજ્યમાંથી મોટું મહાન રાજ્ય બનાવી દીધું. આ સમયે ઑસ્ટ્રિયા મોટું સામ્રાજ્ય હતું. એનો છેલ્લો સમ્રાટ ચાર્લ્સ છઠ્ઠો મરી ગયો. પાછળ એની પુત્રી મેરીઆ થેરેસા ગાદીએ બેઠી. અંધાધૂંધીનો લાભ લઈ ફ્રેડરિકે સીલેશીઆનો પ્રાંત લઈ લીધો. આ ઉપરથી સાત વરસનું યુદ્ધ શરૂ થયું. રશિયન રાજ્યે મેરીઆ થેરેસાની મદદમાં સૈન્ય મોકલ્યું. સાત વરસના લાંબા યુદ્ધમાં અનેક જય–પરાજયો થયા છતાં એણે સીલેશીઆ મૂક્યું નહિ. ૧૭૬૩ ની હુબર્ટની સંધિ પ્રમાણે સીલેશીઆ પ્રશિયાને મળ્યું. ફ્રેડરિક ધી ગ્રેટે પ્રશિયાની પ્રજા માટે ઘણી પ્રવૃત્તિઓ આદરી હતી.

ઈ. સ. ૧૭૮૬ થી ૧૭૯૭ સુધી ફ્રેડરિક વિલિયમ બીજાએ જર્મનીનું રાજ્ય કર્યું. એના સમયમાં ફ્રાન્સમાં રાજા લુઇ સોળમાનો વધ કરી પ્રસત્તાક રાજ્ય સ્થપાયું. આ સમયમાં ફ્રાન્સમાં ઘણા અત્યાચારો થયા હતા. ફ્રેડરિક વિલિયમ ત્રીજો (૧૭૯૭–૧૮૪૦)






ફ્રેડરિક ધી ગ્રેટ

જેણે પ્રશિયાને એક નાના રાજ્યમાંથી
મહાન રાજ્ય બનાવ્યું.

પ્રશિયાનો રાજા બન્યો. ૧૭૯૯ માં ઇંગ્લેન્ડ, પ્રશિયા, ઑસ્ટ્રિયા, પોર્ટુગલ અને નેપલ્સે ફ્રેન્ચો સામે યુદ્ધ જાહેર કર્યું, પણ નેપોલિયને સૌને હરાવ્યાં. યુરોપમાં વારંવાર આવા સંયુક્ત મોરચા નેપોલિયન સામે થયા પણ તેમાં સંયુક્ત રાજ્યોને વિજય મળ્યો નહિ. નેપોલિયને જર્મનીનો પણ ૧૮૦૫ માં વિજય કર્યો હતો. ૧૮૦૬ માં નેપોલિયને બર્લિનમાં પ્રવેશ કર્યો હતો. નેપોલિયને પ્રશિયાનો કેટલોક પ્રદેશ અને ૧૨ કરોડ ફ્રાન્કનો દંડ પ્રશિયા પાસેથી લીધો.

ઈ. સ. ૧૮૦૮ થી ૧૮૧૪ સુધી પ્રશિયાએ પોતાના સૈન્યોમાં સુધારાવધારા કર્યા. ૧૮૧૩ માં રશિયા અને પ્રશિયાએ ભેગાં મળીને ફ્રાન્સ સાથે યુદ્ધ જાહેર કર્યું. ઘણાં વરસોના યુદ્ધ પછી નેપોલિયનનો ૧૮૧૪માં પરાજય થયો; એને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. નેપોલિયનને સેન્ટ એલ્બામાં કેદ કરવામાં આવ્યો, ત્યાંથી એ નાશી છૂટયો. ૧૮૧૫ માં વૉટર્લુના યુદ્ધમાં નેપોલિયનનો પરાજય થયો. એને સેન્ટ હેલીનામાં રાખ્યો. ફ્રાન્સે ૭૦ કરોડ ફ્રાન્ક યુદ્ધનો દંડ ભર્યો.

ફ્રેડરિક વિલિયમ ૪ થો (૧૮૪૦–૬૧) પ્રશિયાનો રાજા થયો. ૧૮૦૯ માં સોમરીંગ નામના જર્મને પ્રથમ વિજળીક તારથી સંદેશા મોકલવાની શોધ કરી. ૧૮૩૩ માં એ શોધ મુજબ તારો મુકાવા લાગ્યા. સ્ટીસ્લીંગ નામના જર્મને વિદ્યુત તાર અને લોહચુંબકના સહકારથી તારો લખવાની ક્રિયા શોધી. ૧૮૩૩ માં જર્મન કસ્ટમ યુનિયન થયું. ઈ. સ. ૧૮૪૮–૪૯ માં જર્મન જાતીય ( National ) એસેમ્બ્લી મળી હતી; એમાં આખા જર્મન



સામ્રાજ્યનું જોડાણ નક્કી થયું હતું. પરંતુ એ બરાબર અમલમાં આવ્યું નહિ.

વિલિયમ પહેલો (૧૮૬૧-૧૮૮૩) પ્રશિયાની ગાદી ઉપર આવ્યો. ઈ. સ. ૧૮૬૬ માં ઑસ્ટ્રિયા અને પ્રશિયા વચ્ચે યુદ્ધ જાહેર થયું. આમાં જર્મનીનાં બૅવેરિયા અને બીજાં રાજ્યોએ ઑસ્ટ્રિયા સાથે સહકાર કર્યો હતો. તા. ૩ જી જુલાઈના રોજ કોનીગ્રેટાના યુદ્ધમાં પ્રશિયાને સંપૂર્ણ વિજય મળ્યો. બીજા યુદ્ધોમાં પણ ઑસ્ટ્રિયાનો પરાજય થયો. તા. ૨૩ મી ઑગસ્ટ ૧૮૬૬ માં સંધિ થઈ. ઑસ્ટ્રિયાએ ૧ાા કરોડ ડૉલર દંડના ભર્યા. પ્રશિયાને વિશાળ પ્રદેશ મળ્યો. ૩૦,૦૦૦ ચોરસ માઇલનો પ્રદેશ આ સંધિથી પ્રશિયામાં ભળ્યો; એજ વરસમાં ઇટાલી પણ સ્વતંત્ર બન્યું. પ્રશિયા મોટું રાજ્ય બન્યું.

આ વખતે પ્રશિયા પાસે બે બહુ શક્તિશાળી અધિકારીઓ હતા. વડા પ્રધાન પ્રિન્સ ઓટો બિસ્માર્ક અને સેનાધિપતિ માર્શલ વૉન મૉલ્ટકે. નૂતન જર્મનીના આ બે મુખ્ય કાર્યસાધકો અને ઉદ્ધારક હતા. પ્રિન્સ બિસ્માર્કે આ સમયે આખી જર્મન પ્રજાનું ઐક્ય સાધી સામ્રાજ્યનો પાયો નાંખવાની શરૂઆત કરી (૧૮૬૭).

ઈ. સ. ૧૮૬૯ માં સુવેઝની નહેર ખોલવામાં આવી. પરંતુ જર્મની એ માટે ઉદાસીન હતું. વૉન બિસ્માર્કે અને મોલ્ટકેએ યુદ્ધ માટે જર્મન સૈન્યને તૈયાર કરી રાખ્યું હતું.



ઈ. સ. ૧૮૭૦ માં ફ્રાન્સ અને જર્મની (પ્રશિયા) વચ્ચે યુદ્ધ થયું. જર્મન સૈન્ય તૈયાર હતું. યુદ્ધના કારણો એકબીજાની સાથે મનોમાલિન્ય યુદ્ધ હતું. જુલાઈ ૧૮૭૦ માં યુદ્ધ જાહેર થયું. ફ્રેન્ચ સૈન્ય દશેક લાખનું હતું. જર્મન સૈન્ય ૮॥ લાખનું હતું. તા. ૬ ઠ્ઠી ઑગસ્ટે જર્મનોને સ્પીચરેન ખાતે પહેલો વિજય મળ્યો. તા. ૧૯ ઑગસ્ટ ૧૮૭૦ માં જર્મનોએ મેટઝને ઘેરો ઘાલ્યો. તા. ૧ લી સપ્ટેમ્બરે સીડાનના યુદ્ધમાં ફ્રેન્ચો હાર્યા. નેપોલિયન ત્રીજો, ફ્રેન્ચ સમ્રાટ, કેદી થયો. સપ્ટેમ્બર તા. ૧૮ થી તા. ૨૮ જાનેવારી સુધી જર્મન સૈન્યે પેરિસ ઉપર ઘેરો ઘાલ્યો. પેરિસમાં રાજ્યપરિવર્તન થયું. સમ્રાટ નેપોલિયનની સામ્રાજ્ઞિ યુજીની ઈંગ્લેન્ડ નાસી ગઈ. ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ. ચારે તરફથી ફ્રેન્ચોનાં સૈન્યો શરણે આવવા લાગ્યાં. પ્રજાસત્તાક સૈન્યો સાથે થોડાં યુદ્ધો થયાં. ૨૮ મી જાનેવારી ૧૮૭૧ ના રોજ પેરિસ પણ પડ્યું. ફ્રાન્સે ૪૭૦૦ ચોરસ માઇલનો એલસેસ લૉરેનનો પ્રદેશ જર્મનીને આપ્યો અને ૫ અબજ ફ્રાન્ક યુદ્ધના દંડ તરીકે આપવા સ્વીકાર્યું. ફ્રાન્સનાં સૈન્યો વિખેરાઈ ગયાં. જર્મન પ્રજાના ઐક્યનો મજબૂત પાયો બંધાયો.

ઈ. સ. ૧૮૭૧ માં ઇટાલીનું સામ્રાજ્ય રાજા વિક્ટર ઈમેન્યુઅલના કબજામાં સંપૂર્ણ એકતાની સાથે આવ્યું. તે રીતે જર્મની પણ વિલિયમ પહેલાના સમ્રાટપણા નીચે એકત્ર થયું. આ સામ્રાજ્યનો મુખ્ય એંજિનીયર પ્રિન્સ બિસ્માર્ક હતો. એની દેખરેખ નીચે






પ્રીન્સ બીસ્માર્ક

જર્મનીનો 'લોખંડી ચેન્સેલર' જેણે
જર્મન સામ્રાજ્યનો પાયો નાખ્યો.

જર્મનીનાં ૨૫ રાજ્યો એકત્ર થયાં. બિસ્માર્કે એમાં ખૂબ દૂરઅંદેશી અને બુદ્ધિમત્તા દેખાડી હતી. આખા જર્મન સામ્રાંજ્યનો પહેલો મુખ્ય પ્રધાન પ્રિન્સ વૉન બિસ્માર્ક થયો. આખા જર્મન સામ્રાજ્ય માટે ૩૮૨ સભ્યોની પાર્લામેન્ટ ( રિકસ્ટેગ ) ચૂંટાઈ. એક સામ્રાજ્ય, એક સમ્રાટ, એક સિક્કો, એક ચલણ, એક પોષ્ટ અને તાર ઑફિસો થઈ. વજન, ભાષા અને કસ્ટમ પદ્ધતિ પણ એક જ થયાં. બિસ્માર્કનો આ મહાન વિજય હતો. એણે પ્રશિયાને આત્મભોગ આપતાં શીખવ્યું. મહા બળવાન જર્મન સામ્રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. એ સમયે વસતિ ૪૧ કરોડની હતી: હમણાં ૬ાા કરોડ ઉપરની છે. જર્મનીનો તે પછી પરમ ઉદય થયો.

ઈ. સ. ૧૮૭૮ માં બર્લિન ખાતે મોટા રાજ્યોની પરિષદ પ્રિન્સ બિસ્માર્કના અધ્યક્ષપણા નીચે મળી. તેમાં તુર્કીના અમલમાંથી મોન્ટેનીગ્રો, સર્વિઆ, અને રૂમાનિયાને સ્વતંત્રતા આપવામાં આવી. ૧૮૭૮ માં ઈટલીનો પહેલો સમ્રાટ વિકટર ઇમેન્યુઅલ મરી ગયો. બિસ્માર્કે ઑસ્ટ્રિયા સાથે સંધિ કરી પરસ્પર સહાય કરવાનું સ્વીકાર્યું. ૧૮૮૩ માં જર્મની, ઑસ્ટ્રિયા અને ઇટાલી વચ્ચે પરસ્પર સહાયક સંધિ થઈ. ૧૮૮૮ માં જર્મન સમ્રાટ વિલિયમ પહેલો મરણ પામ્યો. એનો પુત્ર ફ્રેડરિક ત્રીજો ગાદીએ આવ્યો. પરંતુ તેને કેન્સર થયો હોવાથી તેનો પુત્ર વિલિયમ બીજો ગાદીએ બેઠો. ૧૮૯૦ માં મહાન બિસ્માર્કને કૈઝર વિલિયમે રજા આપી. ૧૮૯૦ માં જર્મન વસતિ ૪,૯૪,૨૮,૪૭૦ ની હતી.






કૈઝર વીલીયમ

પહેલા વિશ્વયુદ્ધમાં પરાજય પામેલો
જર્મન શહેનશાહ

ઈ. સ. ૧૮૯૯ માં રશિયાના ઝારના પ્રયત્નોથી હેગ કૉન્ફરન્સની સ્થાપના થઈ. એમાં સૌ રાજ્યોએ આ કૉન્ફરન્સની લવાદી ઉપર પોતાના વાંધા પતાવવાની વાત હતી. કૈઝર વિલિયમે પણ જર્મન સામ્રાજ્યની ઉન્નતિ કરી. મોટું સમર્થ સૈન્ય તૈયાર કર્યું. જબરદસ્ત નવો દરિયાઈ મનવારોનો કાફલો બાંધ્યો. એ સમ્રાટ મહારાણી વિક્ટોરિયાનો દોહિત્રો ( પુત્રીનો પુત્ર ) હતો. પરંતુ અંગ્રેજો સાથે એને રાજદ્વારી બનાવ નહોતો. ઘણાં છમકલાં થતાં પણ પતી જતાં. મોરોક્કોની બાબતમાં કૈઝરે ફ્રાન્સને નમવાની ફરજ પાડી. એના વખતમાં જર્મન વેપાર ઉદ્યોગનો મોટો વિકાસ થયો. જર્મની કૂદકે અને ભૂસ્કે આગળ વધવા માંડ્યું હતું. એના વિકાસ પામતા વાણિજ્યમાં બ્રિટનની આડખીલી આવતી હતી. બંનેના લાભો વચ્ચે યુદ્ધ થતું હતું. બ્રિટન પોતાના સાગરબળ ઉપર મુસ્તાક હતું. આથી જર્મનીએ દર વરસે પોતાના મનવારોના કાફલા ઉપર દશ કરોડ માર્ક ખરચવાનો ઈરાદો જાહેર કર્યો. બ્રિટને પણ પોતાના સાગર કાફલા ઉપર વધારે નાણાં ખર્ચવા મંજૂરી મેળવી.





૨

# ભૌગોલિક પરિસ્થિતિ

જર્મની યુરોપનું હૃદય છે. યુરોપના મધ્ય ભાગમાં જર્મની આવ્યું છે. આખા યુરોપના ૩૮॥ લાખ ચોરસ માઇલના ક્ષેત્રફળમાં જર્મનીનું ક્ષેત્રફળ ૧,૮૨,૪૯૪ ચોરસ માઇલનું છે. એ રાજ્ય ૪૭° અને ૫૬° અક્ષાંશ અને ૬° તેમજ ૨૩° રેખાંશમાં આવ્યું છે. કદમાં એનાથી યુરોપનાં ત્રણ રાજ્યો ચડે છે; રશિયા, યુક્રેન અને ફ્રાન્સ. પરંતુ વસતિમાં જર્મની રશિયા પછી બીજે નંબર ધરાવે છે. એની ઉત્તરે ઉત્તર સમુદ્ર, ડેન્માર્ક અને બાલ્ટિક સમુદ્ર છે. પૂર્વે પોલાન્ડ, ઝેકોસ્લોવેકિયા અને ઑસ્ટ્રિયા છે. દક્ષિણમાં

ઑસ્ટ્રિયા અને સ્વિટ્ઝર્લૅન્ડ છે. પશ્ચિમે ફ્રાન્સ, લક્ષમબર્ગ, બેલ્જિયમ અને નૅધર્લૅન્ડ આવ્યાં છે. જર્મનીમાં ૧૮ રાજ્યો સંયુક્ત થયાં છે; આથી જર્મની સામ્રાજ્ય બન્યું છે. જર્મનીના ચાર વિભાગો છે; ઉત્તર જર્મનીનાં મેદાનો, મધ્યનો પર્વતમય પ્રદેશ, આલ્પ્સ પર્વત નીચે તળેટીનો ભાગ અને આલ્પ્સ પર્વતવાળો ભાગ. ઉત્તરથી દક્ષિણ જર્મનીનો વિસ્તાર ૫૫૦ માઈલ પહોળો છે.

જર્મની ત્રણે તરફ યુરોપના પ્રદેશોથી ઘેરાયલું છે. માત્ર ઉત્તરમાં દરિયો છે. ઉત્તર સમુદ્રનો કિનારો બહુ નીચો છે. બાલ્ટિક સમુદ્રનો કિનારો ઊંચો છે. બહુ નાના અને થોડા દ્વીપો જર્મની પાસે છે. જર્મની પાસે કોઈ સારાં બંદરો નથી.

મધ્ય જર્મનીમાં ડાન્યુબ નદીની ઉત્તરે પર્વતોની હારમાળા આવી છે. પરંતુ તેમાં કોઈ શિખર ૫૦૦૦ ફીટથી ઊંચું નથી. પશ્ચિમમાં વોસેજીસ અને હાર્ટ્ઝ પર્વતોની ગિરિમાળા છે. દક્ષિણ જર્મનીમાં જુરા પર્વતો આવ્યા છે; બીજા પણ કેટલાક પર્વતો છે. બાવેરિયન આલ્પ્સનું ઊંચામાં ઊંચું ૯૭૦૦ ફીટનું શિખર છે, તેમાં બરફ રહે છે.

જર્મનીમાં મોટી અને વહાણવ્યવહાર વાળી નદીઓ છે. યુરોપમાં મોટી નદીઓ પાંચ ગણાય છે: ઑડર, એલ્બે, વેસર, રાઈન અને ડેન્યૂબ. આમાં વેસર નદીનું મૂળ જર્મનીમાં છે. બાકી ચાર નદીઓ બહારથી આવે છે. રાઈન નદી ૮૧૦ માઇલ લાંબી, સ્વીટઝર્લૅન્ડમાંથી દક્ષિણ જર્મનીમાં પ્રવેશ કરી નેધર્લૅન્ડમાં ચાલી જાય છે. એના ઉપર સ્ટ્રાસબર્ગ, માનહીમ,



મૅન્ઝ, કૉબલેન્ઝ, બૉન અને કૉલન જેવાં મોટાં શહેરો છે. મન નદી એને મુખ્ય મળનારી નદી ૩૦૫ માઇલ લાંબી છે. બીજી સહાયક નદી નેકર ૨૪૬ માઇલ લાંબી છે. મૉસલ ૩૨૦ માઇલ લાંબી નદી પણ રાઇન નદીમાં મળી જાય છે. જર્મનોએ સૌ નદીઓમાં અગત્યની નહેરો બાંધી છે. નદીઓમાં એવા સરસ બંધો બાંધ્યા છે કે જળપ્રલયો અને પાણીની રેલો ક્વચિત્ થાય છે.

જર્મનીના પૂર્વોત્તર ભાગમાં ઘણાં તળાવો છે.

જર્મનીની ઋતુ જુદાજુદા વિભાગોમાં જુદી જુદી જાતની છે. પશ્ચિમ જર્મનીની ઋતુ દક્ષિણ ઇંગ્લેંડ જેવી છે. ભીનાશવાળી. નદીઓની ખીણોમાં ગરમી પડે છે. પૂર્વ જર્મનીમાં પુષ્કળ ઠંડી પડે છે. બાલ્ટિક સમુદ્ર ઉપરનાં જર્મનીનાં બંદરો શિયાળામાં બરફમય થઇ જાય છે. જર્મનીમાં આશરે ૨૪ ઇંચ વરસાદ સરેરાશ પડે છે.

જર્મનીને પરમાત્માએ કુદરતી બક્ષિસ આપી છે. જમીનનો મુખ્ય અને મોટો ભાગ ફળદ્રુપ છે. લોકો પણ ઇંચે ઇંચ જમીનને સુધારવા માટે સારા પ્રયાસ કરે છે. બધા શાસ્ત્રીય ઉપાયો કામે લગાડી જમીનને ખેતીને અનુકૂળ બનાવે છે. જર્મનીમાંની ૪૯ ટકા જમીનમાં ખેતી થાય છે. ૧૬ ટકામાં જાનવરો માટે ઘાસ પેદા કરવામાં આવે છે. ૨૬ ટકા જમીનમાં જંગલો છે. ૯ ટકા જમીન ખારી અને ખેતીને પ્રતિકૂળ જમીન છે. હેર હિટલરે કરોડો માર્ક (જર્મનીનું ચલણી નાણું) ખર્ચી દેશના યુવાનોને ફરજિયાત કામ કરાવી આ ૯ ટકાની જમીનમાંથી પણ સારી



ખરી સુધારી છે. જર્મનીમાં ૨૧૫૦ જાતની વનસ્પતિઓ અને ૧૬૦૦૦ જાતનાં જીવજંતુઓ અને કીડા થાય છે. જર્મનીમાં સિંહ, વાઘ, ચિત્તા, રીંછ, વરુ વગેરે જંગલી જાનવરો નથી. જર્મનીમાં ૨૨૦ જાતનાં પક્ષીઓ મળે છે. જંગલોમાં હરણાંની થોડી જાતો સાંપડે છે. નદી તથા સમુદ્રમાંથી પુષ્કળ માછલીઓ મળી શકે છે. જર્મનીમાં સરસ જંગલો છે. જર્મનો એ જંગલોનો શાસ્ત્રીય ઉછેર કરે છે. ઉત્તમ જાતનું લાકડું આ જંગલોમાંથી મળે છે. જર્મનો વિજ્ઞાનવાદીઓ હોવાથી તેઓ જંગલોમાંથી સરસ લાભ પામી શકે છે.

જર્મન પ્રજા લગભગ સાત કરોડની ગણાય છે. ફ્રાન્સની પ્રજામાં વધારો બહુ થોડો છે, જ્યારે જર્મનીમાં ખૂબ વધારો છે. જર્મન પ્રજા જે પ્રમાણમાં વધે છે તેથી બ્રિટનને પણ ચિંતા થાય છે. જર્મનો વિજ્ઞાનવાદી, સુશિક્ષિત, શિસ્તવાળા, તાલીમ ધરાવનારા યંત્રશાસ્ત્રોમાં નિપુણ અને યુદ્ધમાં મહાલનારા હોવાથી, આખા યુરોપમાં એ પ્રજાની વધતી જતી સંખ્યા માટે ચિંતા રાખવામાં આવે છે. જર્મનીના લોકો પરદેશગમન તરફ વધારે પ્રીતિ રાખતા નથી. આથી દેશમાં વસતિ વધે છે. દર ચોરસ માઈલે ૩૦૦ થી ૮૦૦ માણસોની વસતિ છે. જર્મન પ્રજા મોટે ભાગે ટ્યુટોનિક વંશની ગણાય છે. દક્ષિણમાં કેલ્ટિક લોહીનું મિશ્રણ છે. પૂર્વમાં સ્લેવ લોહીનું મિશ્રણ છે. આ સિવાય સ્વાબિયનો, બાવેરિયનો, ફ્રાન્કો, પેલેટીનો, હેસિયનો, થુરિંગિયનો, સેક્સનો, ફ્રિશ્રિયનો વગેરે પેટા ભેદો છે.

જર્મન ભાષા ઉચ્ચારમાં જરા કઠિન છે. જર્મનોનો મોટો વર્ગ ઉચ્ચ જર્મન ( High German ) બોલે છે. ઉત્તર પ્રાંતનાં



મેદાનોમાં રહેતા જર્મનો નીચી જર્મન ભાષા (Low Germen) નો ઉપયોગ કરે છે. ભાષામાં થોડી થોડી ભિન્નતા છે. કુલ ૯ાા કરોડ મનુષ્યો જર્મન ભાષા બોલે છે.

જર્મન પ્રજા સુશિક્ષિત છે; તેમાં સારાં સંગીતશાસ્ત્રીઓ છે. પ્રજાના મોટા ભાગને સાહિત્ય અને સંગીતનો શોખ છે. તેમનામાં પુસ્તકો વાંચવાનો શોખ સામાન્ય છે. ભાષા શૈલી, વ્યાકરણ, કાવ્ય, વિવેચન, વાર્તાઓ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, રસાયન વગેરે વિષયોનાં લાખો પુસ્તકો જર્મન ભાષામાં છે. ગોએથા સીલર જેવા મહાન કવિઓ જર્મનીમાં થયા છે. હેગલ, સ્વીડનબર્ગ, કેન્ટ જેવા તત્ત્વજ્ઞાનીઓ થયા છે; બીથોવન જેવા મહાન સંગીતનિર્માતા થયા છે. મૅક્સમુલર, બ્યુલર જેવા પૂર્વ સાહિત્યસંશોધકો અને લેખકો થયા છે. જર્મનોનો સાહિત્યફાલ મોટો છે. મહા વિદ્વાનો, તત્ત્વજ્ઞાનીઓ, રસાયનશાસ્ત્રીઓ, વિદ્યુતશાસ્ત્રીઓ, વિજ્ઞાનવાદીઓ, શોધકોનો એ પ્રદેશ ગણાય છે. જર્મન ભાષાસાહિત્ય સમૃદ્ધિશીલ છે. લલિતકળાની તે ઘણી શોખીન છે.

જર્મનીની વસતિ ખૂબ વધે છે. પરંતુ જર્મન વસતિ પોતાના દેશની જ ભક્ત છે. પરદેશોમાં સંસ્થાનો વસાવવાં એને પસંદ નથી. જર્મનો કૌટુંબિક સુખને ચાહે છે. પ્રજા સશક્ત, બળવાન, વિદ્યાનુરાગી અને સંગીતની ભક્ત છે. એની સંસ્કૃતિ ઉચ્ચ છે. જર્મનીના જુદા જુદા વિભાગોમાં જુન ૧૯૩૩ માં થયેલી વસ્તી ગણત્રી નીચે મુજબ છે:



| વિભાગો | ક્ષેત્રફળ ચો. મા. | પુરુષો |
|---|---|---|
| પ્રશિયા | ૧૧૩૦૧૨ | ૧૧૯૪૫૨૪૭ |
| બેવેરિયા | ૨૯૩૩૬ | ૩૭૨૧૦૯૦ |
| વુરટનબર્ગ | ૭૫૩૦ | ૧૩૦૬૫૩૭ |
| બૅડન | ૫૮૧૭ | ૧૧૬૭૮૩૦ |
| મૅકલેનબર્ગ | ૬૧૯૭ | ૩૯૯૭૮૯ |
| સેક્ષની | ૫૭૮૫ | ૨૪૮૪૦૯૮ |
| થુરીન્જીઆ | ૪૫૪૦ | ૮૦૬૦૨૨ |
| હેસ | ૨૯૬૯ | ૬૯૮૦૩૮ |
| ઑલ્ડનબર્ગ | ૨૪૮૦ | ૨૮૫૦૪૪ |
| બ્રન્સવીક | ૨૪૧૭ | ૨૪૮૪૧૨ |
| આન્હાલ્ટ | ૯૩૧૩ | ૭૭૧૮૮ |
| લીપે | ૪૬૯ | ૮૬૩૦૪ |
| ચામબર્ગ-લીપે | ૧૩૧ | ૨૪૪૬૫ |
| હેમબર્ગ | ૧૬૦ | ૫૮૧૯૮૮ |
| લુબેક | ૧૧૫ | ૬૫૨૭૨ |
| બ્રેમન | ૯૯ | ૧૮૧૦૭૦ |
| સાર | ૭૩૯ | ૪૧૪૦૦૦ |



| સ્ત્રીઓ | કુલ | દર ચો. મા. વસ્તી |
|---|---|---|
| ૨૦૪૮૧૫૪૦ | ૩૯૯૩૪૦૧૧ | ૩૫૩ |
| ૩૯૬૦૪૮૪ | ૭૬૮૧૫૮૪ | ૨૬૨ |
| ૧૩૮૯૭૯૩ | ૨૬૯૬૭૨૪ | ૩૫૮ |
| ૧૨૪૫૧૨૧ | ૨૪૧૨૯૫૧ | ૪૧૫ |
| ૪૦૫૪૨૪ | ૮૦૫૨૧૩ | ૧૩૦ |
| ૨૭૧૨૫૫૪ | ૫૧૯૬૬૫૨ | ૮૯૮ |
| ૮૫૩૪૮૮ | ૧૬૫૯૫૧૦ | ૩૬૫ |
| ૭૩૧ ૧૦ | ૧૪૨૯૦૪૮ | ૪૮૦ |
| ૨૮૮૦૦૬ | ૫૭૩૮૫૩ | ૨૩૨ |
| ૨૬૪૫૭૭ | ૫૧૨૮૯૮ | ૩૬૧ |
| ૧૮૭૨૭૭ | ૩૬૪૪૧૫ | ૪૦૮ |
| ૮૯૨૩૪ | ૧૭૫૫૩૮ | ૩૭૪ |
| ૨૫૪૯૦ | ૪૯૯૫૫ | ૩૮૨ |
| ૬૩૬૪૫૯ | ૧૨૧૮૪૪૭ | ૭૫૮૮ |
| ૭૧૧૪૧ | ૧૩૬૪૧૩ | ૧૧૮૬ |
| ૧૯૦૪૮૮ | ૩૭૧૫૮૮ | ૩૭૫૭ |
| ૪૧૨૦૦૦ | ૮૨૬૦૦૦ | ૧૦૪૩ |



૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં જે જર્મન પ્રદેશો જર્મની પાસેથી યુરોપમાં વર્સેલ્સની પરિષદે લઈ લીધાં, તેની વસતિ પણ જર્મન છે. તે નીચે મુજબ છેઃ—

| | વિસ્તાર ચો. મા. | વસ્તી |
|---|---|---|
| એલ્સાસ્કેલૉરેન | ૫૬૦૭ | ૧૮૭૪૦૧૪ |
| બેલ્જિયમને અપાયલો | ૪૦૦ | ૬૦૦૦૩ |
| પોલેન્ડને અપાયો | ૧૭૮૧૬ | ૩૮૫૪૯૬૧ |
| મેમલ | ૧૦૨૬ | ૧૪૧૨૩૮ |
| ડાન્ઝીગ, | ૭૩૯ | ૩૩૦૬૩૦ |
| ડેન્માર્કને અપાયેલો | ૧૫૪૬ | ૧૬૬૩૪૮ |
| ઝેકોસ્લોવેકિયાને અપાયેલો | ૧૨૨ | ૪૮૪૪૬ |
| સારની ખીણ | ૭૩૯ | ૭૭૦૦૩૦ |

આ રીતે પોણા કરોડની વસતિનો પ્રદેશ જર્મની પાસેથી લઈ લેવાયો હતો. આ સિવાય ૧૯૩૩ ની ગણતરી પછી જર્મનીમ અર્ધો કરોડ મનુષ્યો છેલ્લાં દશ વરસોમાં વધ્યાં છે; એટલે કુલ ૮ કરોડ જર્મનો જર્મનીના તાબે હતા. આ સિવાય ઓસ્ટ્રીયા ઝેકોસ્લોવેકિયા, સ્વીટ્ઝર્લૅન્ડ, બાલ્ટિક પ્રાંતો, અમેરિકામાં મળી ૧॥ કરોડ જર્મનો હોવા જોઈએ. આથી જગતમાં ૯॥ કરોડ જર્મનો છે જર્મનીમાં દર દશ વરસે ০॥ કરોડ જર્મનોનો વધારો થાય છે.



જર્મનીમાં પરદેશીઓની વસતિ આશરે દશ લાખની હતી, જેમાં ૨॥ લાખ પોલાન્ડવાસીઓ, ૧॥ લાખ ઑસ્ટ્રિયનો, ૨,૨૨,૫૨૧ ઝેકોસ્લોવેકિયનો, ૬,૯૭૭ બ્રિટનો, ૭,૨૯૯ ફ્રેંચો હતા.

૧૯૩૩ ની વસ્તીગણુતરી પ્રમાણે ૯૩॥ લાખ માણસો (૨૮॥ ટકા) ખેતી અને જંગલના કામમાં હતાં; ઉદ્યોગોમાં ૧ કરોડ ૩૧ લાખ (૪૦ ટકા) કામે લાગ્યાં હતાં. વેપારમાં ૫૯॥ લાખ (૧॥ ટકા), ધંધાઓમાં ૨૭ લાખ (૮॥ ટકા), નોકરીમાં ૧૨॥ લાખ (૩॥ ટકા) કામે લાગ્યાં હતાં.

જર્મન પ્રજાની પેદાશ દર વરસે કેટલી વધે છે, તે નીચેના આંકડાઓ બતાવે છે.

| વર્ષ | વિવાહોની સંખ્યા | જન્મો |
|---|---|---|
| ૧૯૩૦ | ૫૬૨૬૪૮ | ૧૧૬૩૩૮૧ |
| ૧૯૩૧ | ૫૧૫૪૦૩ | ૧૦૬૩૯૨૧ |
| ૧૯૩૨ | ૫૦૯૫૯૭ | ૧૦૦૭૭૯૮ |
| ૧૯૩૩ | ૬૩૦૮૨[illegible] | ૯૮૪૮૮૦ |
| બિનકાયદેસરની સંતતિ | મરણ | દરવર્ષે વધારો |
| ૧૪૦૯૯૩ | ૭૪૬૭૮૧ | ૪૧૬૬૦૦ |
| ૧૨૬૩૮૩ | ૭૫૭૯૬૭ | ૩૦૫૯૫૪ |
| ૧૧૮૪૪૬ | ૭૨૯૨૦૮ | ૨૭૮૫૯૦ |
| ૦ | ૭૫૮૭૬૭ | ૨૨૬૧૧૩ |



૧૯૩૨માંના કુલ જન્મોમાં ૫,૩૨,૪૯૪ છોકરાઓ અને ૪,૮૭,૩૦૪ છોકરીઓ હતી. ૧૯૩૨ માં ૪૨,૨૦૨ છૂટાછેડાના કિસ્સા બન્યા હતા.

જર્મનો વિશેષે શહેરોમાં વસનારી પ્રજા છે. બે લાખથી ૫૦ હજારની વસતિવાળાં લગભગ ૧૦૦ શહેરો જર્મનીમાં છે. પ્રજા ઉદ્યોગપ્રિય છે. ઘણુંખરું ઉદ્યોગો શહેરમાં આવેલાં છે.







૩

# ધર્મ, શિક્ષણ, ન્યાય.

જર્મન પ્રજા ખ્રિસ્તી છે, પરંતુ એનો સારો ભાગ ધર્મ ઉપર અંધશ્રદ્ધાળુ નથી. જર્મનો સારા વિચારકો છે. આથી ધર્મ સંબંધી ઝઘડાઓ એમને ત્યાં નથી. તેમાં પણ હમણાંનો જર્મનીનો સર્વાધ્યક્ષ હેર હિટલર ધર્મને દૂર રાખવા માગે છે; એટલે ધાર્મિક માન્યતાઓ પ્રત્યે તેણે અસહિષ્ણુતા દેખાડી છે. જર્મનીમાં પ્રોટેસ્ટન્ટ પંથનો મુખ્ય સ્થાપક માર્ટિન લ્યુથર હતો. આથી જર્મનીમાં પ્રજાનો મોટો ભાગ પ્રોટેસ્ટન્ટનો બનેલ છે. પ્રોટેસ્ટન્ટો મૂર્તિપૂજા, લેટિન ભાષામાં પ્રાર્થનાઓ, પોપની સત્તા વિગેરેમાં માનતા નથી;

તેમ ઉપવાસ, તપ, વ્રત, સાધુઓ આદિ પ્રત્યે પણ એમને ઉદાસીનતા છે. રોમન કૅથોલિક મત (અસલ ખ્રિસ્તી સંપ્રદાય) આ સર્વમાં શ્રદ્ધા ધરાવે છે. જર્મનીમાં ૪ા કરોડ પ્રોટેસ્ટન્ટો (૬૨ાા ટકા) છે. ૨ા કરોડ રોમનકૅથોલિકો (૩૨ાા ટકા) છે. રોમનકૅથોલિકોની મુખ્ય વસતિ બેવેરિયામાં છે. યાહૂદીઓ ૫ લાખ છે. બીજા ધર્મોના અનુયાયીઓ અને નાસ્તિકવાદીઓની સંખ્યા ૨૬ાા લાખ (૪ ટકાની) છે. યાહૂદીઓ ઉપર તો હેર હિટલરનો રોષ ઊતર્યો છે. આથી ઘણાખરા યાહૂદીઓ જર્મની છોડી ભાગી ગયા છે.

જર્મન પ્રોટેસ્ટન્ટોમાં રાજ્યાશ્રય નીચે આખા દેશમાં મંદિરોનો વહીવટ એક સર્વસત્તાધીશ ધર્માધ્યક્ષના નીચે મૂકવાની હિલચાલ જોરથી ચાલે છે, પણ હજી તે સફળ થઈ નથી. બધાં મંદિરો ઉપર રાજ્યનો અંકુશ અને આશ્રય મૂકવા માટે સખ્ત તકરારો થઈ છે. જર્મનીમાં પોતાના પાપોની જાહેરાત કરી પશ્ચાત્તાપ કરવાની મોટી હિલચાલ ચાલે છે, અને તેનું બળ વધતું જાય છે.

રોમનકૅથોલિકોમાં ૬ મોટા આર્કબિશપો, ૧૮ બિશપો છે. એ સર્વે ઉપર રોમના પોપની વત્તીઓછી સત્તા અથવા પ્રભાવ છે. જર્મની અને પોપની વચ્ચે સંધિ છે. જર્મનો રાજકારણમાં ધર્મ-સત્તાને ચાલવા દેતા નથી. યાહૂદીઓનાં પોતાનાં મંદિરો છે.

જર્મનીમાં શિક્ષણ સર્વસામાન્ય છે. ફરજિયાત અને મફત પ્રાથમિક શિક્ષણ છે. જર્મનીને ખૂણેખાંચરેથી પણ અભણ માણસ



મળવો મુશ્કેલ છે. ૬ થી ૧૪ વરસની ઉંમર સુધીનાં દરેક બાળકને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. જર્મનીમાં રાજ્યના સર્ટિફિકેટ અને તાલીમ વગરનો કોઈ પણ શિક્ષક શિક્ષણકાર્ય માટે નીમી શકાતો નથી.

જર્મનીમાં શિક્ષણપ્રેમ ખૂબ છે. ૧૯૩૧–૩૨ માં ૫૨,૯૬૧ પ્રાથમિક શાળાઓમાં ૧,૪૧,૫૮૪ શિક્ષકો અને ૪૮,૬૯૭ શિક્ષિકાઓ કામ કરતી હતી, એમાં ૭૭ લાખ બાળકો શિક્ષણ લેતાં હતાં. આમાં ૩૮।। લાખ વિદ્યાર્થીઓ અને ૩૭।। લાખ વિદ્યાર્થિનીઓ હતી. ૬૭૯ ખાનગી શાળાઓ હતી, તેમાં ૦।। લાખ વિદ્યાર્થીઓ હતા. દરેક બાળકને કાયદેસર રીતે ફરજિયાત ચાર વરસનું શિક્ષણ લેવું જ પડે છે.

આ ચાર વરસના શરૂઆતના શિક્ષણ પછી બાળકોને પીપલ્સ સ્કૂલોમાં મોકલવામાં આવે છે. પછી કન્ટીન્યુએશન સ્કૂલોમાં બાળકોને ફરજિયાત શિક્ષણ લેવું પડે છે. અઢાર વર્ષની ઉંમર સુધી ચાલુ શિક્ષણ મળે છે. આવી ૧૬,૪૫૨ કન્ટીન્યુએશન સ્કૂલો હતી, તેમાં ૩।। લાખ વિદ્યાર્થીઓ ભણતા હતા. ૫૨૦૦ જુદાજુદા ધંધા શીખવાની શાળાઓ હતી, તેમાં ૧૨।। લાખ વિદ્યાર્થીઓ ભણતા હતા. ૧૬૭૧ જાહેર હુન્નર ઉદ્યોગ અને યંત્રો, રસાયન, વિદ્યુત શીખવવાની શાળાઓ હતી; તેમાં ૧।।। લાખ વિદ્યાર્થીઓ શીખતા હતા. અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષા દ્વારા ૧૪૬૨ અલગ શાળાઓમાં શિક્ષણ અપાતું હતું. તેમાં ૧૧,૫૧૭ શિક્ષકો



અને ૨,૨૯,૬૭૧ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા. હાઈસ્કૂલો પણ જુદા જુદા વિષયોને લગતી જુદી જુદી છે. આ સર્વેમાં અત્યંત સુંદર રીતે અને બાળકોનો સંપૂર્ણ વિકાસ લક્ષમાં રાખી શિક્ષણ અપાય છે.

માધ્યમિક શાળાઓની સંખ્યા વિદ્યાર્થીઓ માટે ૧૬૯૯ હતી, તેમાં ૫,૩૦,૩૭૮ વિદ્યાર્થીઓ શીખતા હતા. શિક્ષકોની સંખ્યા ૩૦,૧૮૭ની હતી. બાળાઓ માટે ૭૮૯ માધ્યમિક શાળાઓમાં ૧૪,૭૧૫ શિક્ષકો હતા; અને ૨,૪૭,૮૬૨ વિદ્યાર્થિનીઓ હતી. બીજી બાળાઓ માટેની ખાનગી માધ્યમિક શાળાઓમાં ૯૩૬૫ વિદ્યાર્થિનીઓ ભણતી હતી. દશ ટેકનિકલ હાઈસ્કૂલો હતી.

નીચે પ્રમાણે ખાસ ધંધાની હાઈસ્કૂલો હતી.:—

| શાળા | વિદ્યાર્થીઓ |
|---|---|
| ૨ વેટરનરી કૉલેજો | ૧૦૩૬ |
| ૨ ભૂસ્તરશાળા | ૩૨૫ |
| ૧૧ હુન્નરશાળાઓ | ૧૪૯૦ |
| ૩ ખેતીની કૉલેજો | ૯૮૭ |
| ૫ વેપારી શાળાઓ | ૩૦૨૩ |
| ૧૦ સંગીત કોલેજો | ૩૪૪૦ |
| ૨ જંગલખાતાની કોલેજો | ૧૧૮ |
| ૧ દવા બનાવવાની | ૫૨૫ |
| ૧૦ શિક્ષકો (પ્રાથમિક) તૈયાર કરવાની | ૧૨૬૬ |



જર્મનીમાં ૨૮ વિશ્વવિદ્યાલયો છે. આમાં ઘણી યુનિવર્સિટીઓ પંદરમી સદીમાં સ્થપાયેલી છે. આ યુનિવર્સિટીમાં બર્લિનની યુનિવર્સિટી સૌથી મોટી છે. આ યુનિવર્સિટીઓમાં કુલ ૬૨૧૬ પ્રોફેસરો છે. સૌથી જૂની યુનિવર્સિટી હીડલબર્ગની ૧૩૮૬ માં સ્થપાઈ હતી. આમાં ૮૮,૨૯૮ યુવકો શિક્ષણ લે છે; તેમાં ૧૬,૧૩૨ યુવતીઓ અને ૩૪૪૫ પરદેશીઓ હતા. મુખ્ય વિષયો ધર્મ, કાયદો, વૈદક, તત્ત્વજ્ઞાન, ગણિત વગેરે છે. ૧૯૩૪માં લગભગ એક લાખ વિદ્યાર્થીઓ યુનિવર્સિટીઓમાં શિક્ષણ લેતા હતા.

જર્મની પોતાના વિદ્યાર્થીઓના શિક્ષણ પાછળ સારું ખર્ચ કરે છે. દરેક બાળકને સ્વાસ્થ્ય અને આરોગ્યનું જ્ઞાન આપવામાં આવે છે. બુદ્ધિમાં જડતાવાળાં બાળકોને તૈયાર કરવાની શાળાઓ જુદી છે. જર્મન બાળક શક્તિશાળી, ઉત્સાહી અને ભારે કઠોર અને તેવી કેળવણી અપાય છે. બાળકોમાં સૈનિકની શિસ્ત અને સંગઠન લાવવા માટે માટે ખાસ ગોઠવણો કરવામાં આવી છે. વૉન બાલીચના હાથ નીચે લાખો ચૌદ વરસની ઉમર સુધીનાં બાળકોનાં દળો કવાયત, હથિયારો વાપરવાં, કૂચ કરવી, લાંબો પ્રવાસ કરવો એ સર્વે શીખે છે. તે પ્રમાણે લાખો કન્યાઓની પણ સેના ઊભી કરવામાં આવી છે. જર્મન પ્રજા ખૂબ પ્રગતિશીલ છે. તે શિક્ષણપ્રેમી છે. પોતાની પ્રજાને સુસંસ્કારી બનાવવા માટે તે ખૂબ ધન ખર્ચે છે.



જર્મનીમાં ન્યાય અને કાયદાના ઉપર પ્રાંતિય સરકારોની સત્તા રહે છે. મધ્યસ્થ સરકાર એમના કાર્યમાં માથું મારતી નથી. આખા જર્મનીમાં સૌ રાજ્યનો અધિકાર પોતાની અદાલતો ઉપર છે, પરંતુ જરૂર પડે મધ્યસ્થ સરકાર વચ્ચે પડી શકે છે; આખા જર્મનીમાં કાયદાનું ધોરણ એક જ અને સમાન છે. ભાષા અને લોકો વચ્ચે એકતા હોવાથી અદાલતોનું પરસ્પર સંગઠન થઈ શક્યું છે. કાયદાનાં પુસ્તકો અને ફોજદારી તથા દિવાની કાયદાઓ એક જ રીતે સર્વત્ર ચાલે છે. જર્મન ન્યાયમૂર્તિઓ પણ સૌ રાજ્યો પોતેજ નીમે છે, પરંતુ ન્યાયપદ્ધતિ એકસરખી જ છે.

સૌથી નીચલી અદાલતો પ્રાથમિક અદાલતો છે. એમની સંખ્યા ૧૬૪૬ની છે. આ અદાલતો ફોજદારી અને દિવાની નાના મુકર્દમા ચલાવે છે. ૧૦૦૦ માર્ક સુધીનો મુકર્દમો એક ન્યાયાધીશ ચલાવે છે. બહુ ગંભીર ફોજદારી મુકર્દમામાં ન્યાયાધીશ પોતાની મદદ માટે બે એસેસરો (જાહેર પ્રજાનાં માણસો) નીમે છે. ન્યાયની અદાલતો, દફતરો અને જૂના દસ્તાવેજોની સાચવણી કરે છે. આથી ઉપરની મધ્યમ અદાલતો છે. એની સંખ્યા ૧૫૫ની છે. એમાં ત્રણ ન્યાયાધીશો બેસે છે. તેઓની સત્તા તમામ મુકર્દમા ઉપર ચાલે છે. મોટી રકમના દિવાની મુકર્દમા પણ આ અદાલતમાં ચાલે છે. વેપારી મુકર્દમા માટે જુદી જુદી અદાલતો હોય છે. તેમાં એક ન્યાયાધીશ અને બે વેપારીઓ નિમાય છે. આજ અદાલત નીચલી અદાલતની અપીલો સાંભળે



છે. ફોજદારીની શરૂઆતની અદાલતોમાં ફોજદારી મુકદ્દમા ચાલે છે. ફાંસીની સજા માટે ત્રણ ન્યાયાધીશોની સંયુક્ત અદાલતો અને ૬ એસેસરો નિમાયા છે. આવી ૨૬ અદાલતો જર્મનીમાં છે. સૌથી મોટી અદાલતો અપીલો માટે નિર્માણ થઈ છે, તેમાં ત્રણથી પાંચ ન્યાયાધીશો હોય છે. જર્મનીમાં બધા ન્યાયાધીશોની સંખ્યા ૧૦,૦૬૪ની છે. સૌથી મહાન અદાલત રીચગેરીચની હોવાનું કહેવાય છે. તે લિપઝીકમાં બેસે છે. એને ૧૦૩ ન્યાયાધીશો છે. આખા જર્મન સામ્રાજ્યમાં એની વ્યાપક અપીલસત્તા છે. એની પાંચ ફોજદારી અને સાત દીવાની અદાલતો છે. દરેક અદાલતમાં પાંચ ન્યાયાધીશ બેસે છે.

માલિક અને મજૂરો વચ્ચેના ઝઘડાઓ પતાવવાની ખાસ અદાલતો છે. આમાં મજૂરો અને માલિકોના પ્રતિનિધિઓ ન્યાયાધીશની સાથે બેસે છે. ૧૯૩૪માં આવી ૪૫૨ પ્રાથમિક અદાલતો અને ૬૦ ઉપરની અદાલતો હતી.

જર્મનો વિશાળ પાયા ઉપર પોતાની પ્રજાના અનાથવર્ગને નિભાવે છે; તે માટે અબજો રૂપિયા ખર્ચે છે. આની શરૂઆત ઇ. સ. ૧૮૭૦ની તા. ૬ ઠ્ઠી જૂનના કાયદાથી થઈ છે. મહાયુદ્ધ



( ૧૯૧૪–૧૮ ) પછી જર્મન પ્રજાના હાલબેહાલ થયા હતા. તે પછી નાણું અને ચલણનો ફુગાવો થયો. આમાં પ્રજાની પાયમાલી થઇ ગઈ. ફેબ્રુઆરી ૧૯૨૪માં નવો કાયદો પસાર કરીને અતિશય વિશાળ પાયા ઉપર અનાથ વર્ગને નિભાવવાનો કાયદો ઘડાયો. આથી એક મોટું ખાતું સ્થાપીને મોટી રકમો તે ખાતાને સોંપવામાં આવી છે. ઘાયલ થયેલા સિપાઇઓ તેમને આધારે નભતા. તેમનાં કુટુંબીઓ, માર્યા ગયેલા સિપાઇઓનાં કુટુંબીઓ, વૃદ્ધો, અપંગો, અનાથો, અશક્તોનાં બાળકો, બેકારો વગેરેને આ ખાતું વિશાળ સંખ્યામાં નભાવે છે. નાનાં બાળકો જેઓ ગુનેગાર વૃત્તિનાં હોય તેમને સુધારવા માટે મોટી કોશિશો કરવામાં આવે છે. સુવાવડ ખાતાંઓ નભાવાય છે. લાખો અનાથ માત–પિતા વગરનાં બાળકોને પાળવામાં આવે છે. એ સર્વને શિક્ષણ અને સૈનિકની તાલીમ આપવાનો બંદોબસ્ત થયો છે. પ્રજાજનો, રાજ્ય અને મ્યુનિસિપાલિટીઓ ત્રણેય મળીને આ કામ કરે છે. કોઈ માબાપ પોતાના બાળકને શિક્ષણ આપવા માટે કાળજી રાખે નહિ તો, તેવાં બાળકોને આ ખાતું પોતાના કબજામાં લે છે.

તા. ૩૧ માર્ચ ૧૯૩૪ ને દિવસે ૩૨,૯૬૨,૪૬ કુટુંબનાં વડિલોને ગૃહસંસાર વાજબી રીતે નભાવવા સરકાર મદદ કરતી હતી. તે માટે ૯૭૩ જિલ્લા કમિટીઓની સેવા સ્વીકારવામાં આવી હતી. ૧૯૩૩–૩૪માં આ કામ માટે ૧,૮૬,૬૮,૪૮,૨૦૦ રિકમાર્ક વપરાયા હતા.



જાહેર મદદ આપનાર કમિટીઓએ ૨,૦૮,૩૫૭ મનુષ્યોને જુદી જુદી મદદ આપી હતી. તે ઉપરાંત ૧૯૩૨-૩૩માં ૧૧,૩૯-૭૨,૦૦૦ રિકમાર્ક ખર્ચાયા હતા.

આ મોટી મદદો સિવાય જાહેર સહાય આપનાર સત્તાવાર મંડળોએ જુદી જુદી લોકકલ્યાણની પ્રવૃત્તિની સંસ્થાઓને મોટી આર્થિક મદદો આપી હતી. ૧૯૩૨-૩૩ માં એમનું ખર્ચ ૧,૮૮,-૭૮,૫૪,૭૦૦ રિકમાર્કનું હતું. આ ખર્ચમાં અનાથ બાળકોને તથા કાયદેસર રીતે નહિ જન્મેલાં બાળકોને નિભાવવાનું તથા શિક્ષણ આપવાનું ખર્ચ આવી જાય છે. એ રકમ ૧,૪૩,૪૧,૨૦૦ રિકમાર્કની હતી. અનાથાશ્રમો, બાલગૃહો, અપંગગૃહોને ૩૭,૬૪,૫૦૦ રિકમાર્કની સહાય અપાઈ હતી. કીન્ડરગાર્ડન અને કામ કરનારી માતાઓનાં બાળકોને સાચવનારી સંસ્થાઓને ૨૫,૧,૬૧,૨૦૦ રીકમાર્કની મદદ મળી હતી.

રાજ્યે આ કામ પાછળ ૧૯૩૨-૩૩માં કુલ ૨,૭૧,૭૩,૦૦,૦૦૦ રિકમાર્ક જેવી બાદશાહી રકમ ખર્ચી હતી.

યુરોપમાં યંત્રશાસ્ત્ર આવ્યું છે, આથી મનુષ્યોમાં બેકારી વધી છે. આ બેકારીનિવારણ માટે જર્મનીએ વિશાળ ફરજિયાત વીમાની યોજના દાખલ કરી છે. આમાં રાજ્ય, કારખાનાંવાળાઓ અને મજૂરો પોતાના હિસ્સા આપે છે. આ કાર્યક્ષેત્રમાં બેકારી,



અકસ્માતો, અને બિમારી આવી જાય છે. વૃદ્ધ, અપંગ અને અશક્તનો સમાવેશ પણ આમાં જ થાય છે. આની શરતો નીચે મુજબ છે:

(૧) વાર્ષિક ૩,૬૦૦ રિકમાર્કની પેદાશવાળાને બિમારી માટેનો ફરજિયાત વીમો ઉતરાવવો પડશે. તેમાં ⅔ વીમો ઉતરાવનાર અને ⅓ કારખાનાંવાળો ભરશે.

(૨) મજૂરોના અકસ્માતના વીમાનો કુલ ખર્ચ માલિકોને આપવાની કાયદો ફરજ પાડે છે.

(૩) મજૂરોના અપંગપણા અને વૃદ્ધત્વ માટે મજૂરોએ વીમો ફરજિયાત ઉતરાવવાનો છે. ½ ખર્ચ મજૂરો અને ½ ખર્ચ માલિકો આપે. સરકાર મોટી વાર્ષિક આર્થિક સહાય નિયમિત આપે છે.

(૪) બેકારીનો વીમો ફરજિયાત ઉતરાવવો પડે છે.

(૫) સર્વ ખાતાંઓ ઉપર સરકારી સખત દૃષ્ટિ અને અંકુશો છે.

૧૯૩૩માં કુલ ૧,૮૫,૪૦,૦૦૦ મનુષ્યોએ બિમારીનો વીમો ઉતરાવ્યો હતો; આમાં ૬૨ લાખ સ્ત્રીઓ હતી. આ સિવાય ૨૩ લાખ મનુષ્યોએ ખાનગી સંસ્થાઓમાં બીમારીનો વીમો ઉતરાવ્યો હતો. ૨,૬૨,૦૦,૦૦૦ મનુષ્યોએ અકસ્માત અને ઇજા સામે વીમો ઉતરાવ્યો હતો. આ કુલ સંસ્થાઓની ૧૯૩૩માં પેદાશ ૧૧



અબજ રિકમાર્કની હતી. એટલું જ ખર્ચ હતું. અકસ્માત વીમાની પેદાશ ૩૩ કરોડ રિકમાર્કની અને ખર્ચ ૩૩ા કરોડનું હતું. વૃદ્ધ અને અપંગની વીમાની પેદાશ ૧૧૦ કરોડ રિકમાર્ક અને ખર્ચ ૧૨૮ કરોડ રિકમાર્કનું હતું. આમાં રાજ્યે ૩૯ કરોડ રિકમાર્ક મદદ તરીકે આપ્યા હતા. ૧૯૩૪માં વૃદ્ધો, અપંગો અને બિમારીનો લાભ લેનારની સંખ્યા ૨૪ાા લાખની હતી. અનાથ બાળકો ૫,૮૨,૦૦૦, વિધવાઓ ૩,૫૦,૦૦૦ આશ્રય લેતી હતી. મજૂરોના વીમાની પેદાશ ૧૯૩૭ માં ૪૫ કરોડ રિકમાર્કની હતી, અને ખર્ચ ૨૭ાા કરોડનું હતું. આનો લાભ ૩૬ લાખ મજૂરો લે છે. ૧૯૩૪માં ૨૦,૬,૯૦૪ મનુષ્યોને અનાથ વૃદ્ધત્વનું પેન્શન મળતું હતું. ૯૦,૦૧૮ અનાથ વિધવાઓને પેન્શન મળતું હતું. ૩૫,૯૪૪ નાનાં બાળકોને પેન્શન અપાતું હતું. રાજ્યે આ સર્વમાં ૨૯ કરોડ રિકમાર્કનો ફાળો ભર્યો હતો.

ખાણિયાઓના મંડળનું જુદું કલ્યાણખાતું છે. એની પેદાશ ૭૦ કરોડ અને ખર્ચ પણ તેટલું જ છે.





૪

## અર્થશાસ્ત્ર અને વ્યાપારઉદ્યોગ

જર્મની બહુ ધનવાન દેશ નથી, પરંતુ આપણા હિંદના મુકાબલે તો બહુ ધનવાન ગણાય. બ્રિટન, અમેરિકા અને ફ્રાન્સ એનાથી વધારે ધનવાન દેશો છે. તે સિવાય ગત યુદ્ધ પછી જર્મની ભયંકર આર્થિક અવ્યવસ્થામાંથી પસાર થયું હતું. જર્મનીને નાણાંના અનહદ ફુગાવાથી ખૂબ નુકશાન થયું હતું. સાધારણ રીતે જર્મનો સ્વદેશમાં વસનાર છે. અંગ્રેજો પરદેશોને ચૂસી નાણાં-વાળા અને સમૃદ્ધ થયા છે. અમેરિકનો તેમનો દેશ ભારે પેદાશવાળો હોવાથી સમૃદ્ધ થયા છે, અને ફ્રેંચોનાં સંસ્થાનોની તેમને સારી પેદાશ છે. નીચેના આંકડાઓ ઉપયોગી છે.

(૧) હિંદમાં દર હજારે ૨૪·૫ મૃત્યુસંખ્યા (દશ વરસના અંદાજે) દર વરસે આવે છે. ગ્રેટબ્રિટનમાં એ અંદાજ ૧૨·૫, ફ્રાન્સમાં ૧૬·૩, જર્મનીમાં ૧૧·૧ અને અમેરિકા (યુ. સ્ટેટસ) માં ૧૧·૩, જાપાનનો ૧૮·૧૭ દર હજારે આવે છે.

(૨) જન્મસંખ્યા (દશ વરસના) અંદાજે હિંદમાં ૩૨·૯, બ્રિટનમાં ૧૬·૩, ફ્રાન્સમાં ૧૭·૪, જર્મનીમાં ૧૭·૫, અમેરિકામાં ૧૮·૯ તથા જાપાનમાં ૩૨.૩૫ ની દર હજારે છે.

(૩) હિંદમાં સરેરાશ ૧૯૫ મનુષ્યો, બ્રિટનમાં ૬૮૫, યુરોપ આખામાં ૧૨૭ મનુષ્યો, અમેરિકામાં ૪૧, જર્મનીમાં ૩૨૪ અને જાપાનમાં ૪૪૩ દર ચોરસ માઇલે વસે છે.

(૪) હિંદમાં દર મનુષ્ય, ઉંમરની સરેરાશ ૨૬.૭ જેટલી જ ભોગવે છે. એટલે હિંદમાં મરણ પ્રમાણ મોટું છે. જ્યારે બીજા દેશોમાં મનુષ્યની સરેરાશ ઉંમર ઇંગ્લંડમાં ૫૭·૬, અમેરિકામાં ૫૬·૪, જર્મનીમાં ૪૯·૦૪, ફ્રાન્સમાં ૫૦·૫ અને જાપાનમાં ૪૪·૫ વર્ષની છે.

(૫) હિંદમાં શહેરોની વસતિ ૧૧ ટકા અને ગામડાંઓની ૮૯ ટકા છે. બ્રિટનમાં શહેરોની વસતિ ૮૦ ટકા અને ગામડાંઓની ૨૦ ટકા છે; કારણ કે ઔદ્યોગિક દેશોમાંનાં શહેરોમાંની વસતિ વધારે હોય છે. જર્મનીમાં શહેરોમાં ૬૨ ટકા અને ગામડાંઓમાં ૩૮ ટકા પ્રજા વસે છે. ફ્રાન્સમાં ૫૦·૫ ટકા ગામડાંઓ અને



શહેરોની વસતિ વહેંચાયલી છે. અને અમેરિકામાં ૫૬.૨ ટકા શહેરોમાં અને ૪૩'૮ ટકા ગામડાંઓમાં વસે છે. કેનેડાનાં શહેરોમાં ૫૩'૭ ટકા અને ગામડાંઓ ૪૧'૩ ટકા છે. જાપાનમાં ૫૬ અને ૪૪ ટકા વસવાટ છે.

(૬) હિંદમાં ૧૦ વરસ અને તેથી વધારે ઉંમરના લોકોમાં ૧૦ ટકા અક્ષરજ્ઞાન ધરાવે છે. ગ્રેટબ્રિટનમાં આ સરેરાશ ૯૨'૫ ટકા જેટલી મોટી છે. ફ્રાન્સમાં ૯૪'૧, જર્મનીમાં ૯૯'૭, અમેરિકામાં ૯૫'૭ અને જાપાનમાં ૯૬ ટકા માણસો અક્ષરજ્ઞાન ધરાવે છે. કેનેડામાં ૯૪'૯ અને ઑસ્ટ્રેલિયામાં ૯૮'૩ ટકા મનુષ્યો અક્ષરજ્ઞાન ધરાવે છે.

(૭) હિંદમાં પ્રજાના ૧૦૦ ટકામાંથી ૪૬'૭ ટકા ભાગ શિક્ષણસંસ્થાઓમાં ભણે છે. ગ્રેટબ્રિટનમાં ૧૮'૮ ટકા, જાપાનમાં ૧૯ ટકા, જર્મનીમાં ૨૪ ટકા અને યુનાઇટેડ સ્ટેટસ તથા કેનેડામાં ૨૩'૭ અને ૨૪'૪ ટકા વસ્તીનો ભાગ શિક્ષણસંસ્થાઓમાં ભણે છે.

(૮) હિંદમાં પ્રત્યેક બાળક દીઠ ૨૨ રૂપિયા શિક્ષણ પાછળ ખર્ચાય છે. જાપાનમાં ૫૮, બ્રિટનમાં ૧૭૨, જર્મનીમાં ૧૫૦, કેનેડામાં ૧૮૯ અને અમેરિકામાં ૨૭૫ રૂપિયા ખર્ચાય છે.

(૯) હિંદમાં દર દશલાખમાંથી ૧૨'૬ ભાગ વર્તમાનપત્રો વાંચે છે. અમેરિકામાં એ સરેરાશ ૧૭૨, જાપાનમાં ૧૫૫, કેનેડામાં ૧૫૮ અને રશિયામાં ૧૦૦ છે. જર્મનીમાં પણ ૧૫૦ લગભગની સરેરાશ છે.



(૧૦) જુદા જુદા દેશોમાં મનુષ્ય દીઠ કેટલું કાર્ય થઈ શકે છે તેની સરખામણી નીચે મુજબ છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચીન | ૧ | જાપાન | ૩ા | ગ્રેટબ્રિટન | ૧૮ |
| હિંદ | ૧ાા | ફ્રાન્સ | ૮ા | કેનેડા | ૨૦ |
| ઈટાલી | ૨ાા | જર્મની | ૧૨ | યુ. સ્ટેટસ | ૩૦ |

(૧૧) હિંદની દર મનુષ્ય દીઠ વાર્ષિક સરેરાશ પેદાશ ૫૫ રૂપિયા જેટલી અંકાય છે, જ્યારે જર્મનીની ૬૩૪, ફ્રાન્સની ૨૬૩૬, બ્રિટનની ૧૦૯૨, યુ. સ્ટેટસની ૨૦૫૩ અને જાપાનની ૨૭૧ રૂપિયાની પેદાશ અંકાય છે.

જર્મની રાજ્યની પેદાશ કરોડથી થાય છે. કસ્ટમમાંથી પણ પેદાશ મળે છે. જર્મનીને સંસ્થાનો નથી. જર્મનીનાં સરકારી બજેટો નીચે પ્રમાણે પેદાશ અને ખર્ચ બતાવે છે:

| | ૧૯૩૦–૩૧ | ૧૯૩૧–૩૨ |
|---|---|---|
| | દશ લાખ રિક. | દશ લાખ રિક. |
| પેદાશ | ૧૦,૫,૮૫,૪૦૦ | ૮૫,૬૭,૬૦૦ |
| ખર્ચ | ૨,૧૮,૭૭,૨૦૦ | ૧,૦૦,૪૨,૦૦૦ |



| ૧૯૩૨–૩૩ | ૧૯૩૩–૩૪ | ૧૯૩૪–૩૫ |
|---|---|---|
| દશ લાખ રિક. | દશ લાખ રિક. | દશ લાખ રિક. |
| ૬૩,૨૭,૧૦૦ | ૪૫,૧૦,૫૦૦ | ૬૪,૫૮,૩૦૦ |
| ૭૯,૪૪,૭૦૦ | ૬૨,૯૩,૩૦૦ | ૬,૪૫,૮૩૦ |

૧૯૩૪–૩૫ નું જર્મન બજેટ નીચે મુજબ છેઃ

| પેદાશ | દશ લાખ રિક. |
|---|---|
| કરો | ૪૦૦૭.૯ |
| જકાત ( કસ્ટમ્સ ) | ૧૦૮૦.૦ |
| રાજ્યશાસન પેદાશ | ૪૭૯.૨ |
| રેલ્વેની પેદાશ | ૭૦.૭ |
| લોનો ( ઉધાર ) | ૨૭૫.૦ |
| બીજી પેદાશો | ૫૪૬.૨ |
| કુલ | ૬૪૫૮.૩ |

| ખર્ચ | |
|---|---|
| જર્મન મહારાજ્યના વિભાગોને | ૫૪૦.૩ |
| રાજ્ય શાસનનું ખર્ચ | ૩૩૦૧.૦ |
| કામે લગાડવાનું ખર્ચ | ૩૨૪.૫ |
| યુદ્ધનાં અને મુલ્કી પેન્શનો | ૧૨૮૦.૦ |
| યુદ્ધને લીધે આંતરિક ખર્ચ | ૨૯૯.૧ |
| કરજનું વ્યાજ | ૫૭૩.૩ |
| યુદ્ધ સંબંધી ખર્ચ | ૧૪૭.૦ |
| કુલ | [illegible] |



૧૯૩૪ ની ૩૧ મી માર્ચને દિવસે જર્મનીનું કુલ કરજ ૧૨૪૦૦૭૧ કરોડ રિકમાર્કનું હતું (હમણાં આથી પાંચગણું છે). આમાં ૪૨૫૫'૨ દશ લાખ રિકમાર્કનું કરજ ૧૯૧૪–૧૮ ના યુદ્ધ પહેલાંનું છે. જર્મન કરજનો નીચે પ્રમાણે વિકાસ થયો છે:

| વર્ષ (એપ્રિલથી) | દશ લાખ રિક. | વર્ષ (એપ્રિલથી) | દશ લાખ રિક. |
|---|---|---|---|
| ૧૮૭૧ | ૭૬૯'૫ | ૧૯૩૧ | ૧૨,૦૮૯'૬ |
| ૧૮૭૫ | ૧૨૦.૯ | ૧૯૩૨ | ૧૨,૧૩૭'૩ |
| ૧૯૧૩ | ૪,૯૨૫'૮ | ૧૯૩૩ | ૧૨,૩૩૧'૩ |
| ૧૯૨૯ | ૮,૯૭૧'૭ | ૧૯૩૩ ડીસેમ્બર | ૧૨,૩૦૪'૭ |
| ૧૯૩૦ | ૧૦,૩૭૫'૧ | ૧૯૩૪ | ૧૨,૪૦૭'૧ |
| | | ૧૯૩૬ જૂન | ૧૪,૭૩,૫ |

ડીસેમ્બર ૧૯૩૪માં ચાલુ કાઢતું કરજ ૨॥ અબજ રિકમાર્કનું હતું. હમણાં ૧૯૪૩ના જુલાઈમાં આ કરજ પાંચિકગણું વધી જવાનો સંભવ છે.

જર્મનીનું ચલણ ભારે મુશ્કેલીઓ વચ્ચે પસાર થયું હતું. વર્સેલ્સની સંધિ મુજબ જર્મનીનો ૪૫ અબજ પાઉન્ડનો દંડ કરવામાં આવ્યો હતો. જર્મનીનો વેપાર, સ્ટીમરો, સાગરવ્યવહાર બંધ કરવામાં આવ્યાં હતાં. રૂહર જેવો પ્રાંત ફ્રેંચોના કબજામાં હતો. રૂહરના જર્મનોએ ફ્રેન્ચ સૈન્ય સામે સત્યાગ્રહની મોટી લડાઈ આરંભી. આના ખર્ચ માટે જર્મનીએ



નોટો છાપવી શરૂ કરી; મોટો ફુગાવો થયો. ડગલે અને પગલે ચલણની કિંમત વધવા લાગી. જર્મનીની સરકાર આથી ડરી નહિ. એણે નોટો છૂટથી છાપવી ચાલુ રાખી. જર્મનો દંડની મોટી રકમ આપવા માંગતા નહોતા. આમાંથી છૂટવાને માટે જર્મનોએ પોતાના ચલણ અને દેશની પાયમાલી શરૂ કરી. પાઉન્ડના ૧૦ માર્કથી ભાવો છેડાયા. ૨૦–૩૦–૫૦–૧૦૦ થી વધતાં છેવટે ૧૦૦૦ ઉપર જતાં કૂદકો મારી ૨૦,૦૦૦ ઉપર આવ્યા. ત્યાંથી લાખ, દશ લાખ અને દશ કરોડ સુધી ફુગાવો થયો. છેવટે એક સોનાના માર્કની કિંમત કાગળિયાના ૧૦,૦૦,૦૦,૦૦,૦૦૦૦ માર્ક થઈ. એક સિગારેટની કિંમત દશ કરોડ માર્ક થયા. નાના પગારદારો ભૂખે મરવા લાગ્યા. જર્મનીનો મધ્યમવર્ગ ભયંકર પાયમાલીએ પહોંચ્યો. ધનવાનો ગરીબ થઈ ગયા. સરકારને ફાયદો થયો; એનું કરજ ઘણું ઊટી ગયું, પણ દેશ પાયમાલીની અણીએ પહોંચ્યો. જર્મનીએ દંડ તેમજ કરજના પૈસા પરદેશોને ભર્યા નહિ.

જર્મની પાસે સોનું બહુ થોડું છે. પરંતુ એ દેશે પાછો વેપારમાં અને ચલણની જાદૂગીરીમાં પૈસો મેળવી લીધો હતો. એનું ચલણ ફરી સ્થિર થયું હતું. અર્થશાસ્ત્રના જાદૂગર હેર શાટે જાત જાતના માર્કો કાઢીને મોટો ફાયદો ઉઠાવ્યો હતો. જર્મન રિકમાર્ક પોતાના દેશમાં હવે સ્થિર થયો છે. જર્મનીએ સોનાનું ચલણ મૂકી દીધું હતું તે ૩૦મી ઓગસ્ટ ૧૯૨૪ના કાયદા






## ડૉ. શાટ

જર્મનીના અર્થશાસ્ત્રનો જાદુગર

મુજબ સોનાના બંધારણ ઉપર ચલણનું બંધારણ ફરી બાંધ્યું હતું. ૧૦, ૨૦ રિકમાર્કના સોનાના સિક્કાઓ પાડવામાં આવ્યા હતા. ૨ અને ૩ રિકમાર્કના ચાંદીના સિક્કા પાડવામાં આવ્યા હતા. ૫૦, ૧૦, ૫, ૨, ૧ પેનીંગના ધાતુના સિક્કા પાડવામાં આવ્યા હતા. નવી ચલણ પદ્ધતિ પ્રમાણે નોટોનું ચલણ પણ સ્થાપવામાં આવ્યું હતું. આ ચલણની પાછળ ૪૦ ટકા સોનાનું અથવા પરદેશી જામિનગીરીનું મજબૂત રક્ષણ રાખવામાં આવ્યું હતું. આમાં ૭૫ ટકા સોનું છે. ૨૫ ટકા પરદેશી જામિનગીરીઓ છે.

જર્મનની મોટી બેન્ક રિશ બેન્ક . એ રાજ્યાશ્રય ભોગવે છે. એને રાજ્યની નોટો કાઢવાનો અધિકાર છે. આ સિવાય બીજી ચાર બેન્કોને નોટોનું ચલણ ફેલાવવાની કાયદેસર સત્તા છે. (૧) મ્યુનિકની બાયરિચ નોટન બેન્ક (૨) ડ્રેસડનની સાચસીચે બેન્ક (૩) સ્ટટગાર્ટની વુરટેમ બર્ગીચ નોટન બેન્ક (૪) અને કાર્લસરૂહેની બાદીચે બેન્ક. આ છેલ્લી બેન્કને રિશ બેન્કની માફક ૫૦ માર્કથી ઉપર નોટો કાઢવાની સત્તા છે. આ બેન્કોને ૨૦ કરોડ માર્કની નોટો કાઢવાની સત્તા છે.

તા. ૧૬ અકટોબર ૧૯૨૭ના દિવસે એક "રેન્ટન બેન્ક" સ્થાપવામાં આવી હતી. એને પોતાના રેન્ટન માર્કની નોટો કાઢવાની સત્તા મળી હતી. જર્મનીની આખી જમીનની અસ્કયામતની જામિનગીરી ઉપર આ બેન્કની નોટો કાઢવામાં આવી હતી.



જર્મનીના નોટોના ફેલાવો નીચે મુજબ હતો:

| | દશ લાખ રિકમાર્ક |
|---|---|
| રિશબેન્કની નોટો | ૩૯૧૧.૫ |
| રેન્ટનબેન્કની નોટો | ૨૯૮.૭ |
| ખાનગી બેન્કોની નોટો | ૧૬૮ |
| સિક્કાઓ (ધાતુઓના) | ૧૪૮૮.૮ |

રિશબેન્કની સ્થિતિ નીચે પ્રમાણે હતી:

### મૂડી

| | ફેબ્રુ. ૧૯૩૫ હજાર માર્ક | ફેબ્રુ. ૧૯૩૪ હજાર માર્ક |
|---|---|---|
| સોનું | ૭૦,૮૪૪ | ૩,૩૩,૩૦૭ |
| હૂંડી અને ચેકો | ૩૫,૨૯,૨૦૭ | ૨૬,૭૫,૬૦૮ |
| લોનો | ૬૩,૯૦૬ | ૬૮,૩૯૭ |
| બીજી મૂડીની કિંમત | ૧૪,૦૧૫૩૩ | ૧,૨૦,૧૬૨૩ |

### કરજ

| | ફેબ્રુ. ૧૯૩૫ હજાર માર્ક | ફેબ્રુ. ૧૯૩૪ હજાર માર્ક |
|---|---|---|
| મૂડી અને રિઝર્વ | ૬,૨૨,૭૯૭ | ૬,૨૩,૧૫૧ |
| નોટો ચલણની | ૩૫,૨૫,૪૭૦ | ૩૨,૯૪,૮૫૧ |
| બીજી જોખમદારી | ૧૧,૭૮,૫૮૯ | ૭,૨૩,૨૮૯ |



તા. ૩૦ ઓગસ્ટ ૧૯૨૪ના કાયદા મુજબ રિશબેન્કને ૫૦ વરસનો પટો મલ્યો છે.

રેન્ટનબેન્ક તા. ૨૩ નવેમ્બર ૧૯૨૩ થી શરૂ થઈ હતી તે હવે બંધ કરવામાં આવી છે.

તા. ૧૯ માર્ચ ૧૯૨૪ના કાયદા મુજબ એક જર્મન ગોલ્ડ ડિસ્કાઉન્ટ બેન્કની સ્થાપના કરવામાં આવી હતી. આનું કારણ પરદેશો ખાતેના જર્મન વેપારને પરદેશોનું હૂંડિયામણ મેળવી આપવાનું હતું. ઘણાંખરાં યુરોપનાં ઉદ્યોગપતિઓ અને મિત્રરાજ્યો સાથે જર્મની અરસપરસ વેપારી કરારો કરીને વસ્તુઓના અદલા-બદલાથીજ સોદા કરતું હતું. કાચી વસ્તુઓ લઇ બદલે પાકી વસ્તુઓની આપલે, જર્મની એ રાજ્યો સાથે કરતું હતું. પરંતુ બ્રિટન, યુનાઇટેડ સ્ટેટસ અને ફ્રાન્સ વગેરે મહારાજ્યોને જર્મનીનો વિશ્વાસ નહોતો. આથી એમની સાથે જર્મનીને, એ દેશો તરફ જેટલો માલ મોકલે તેનું હુંડિયામણ સંઘરી રાખી પ્રમાણ મુજબજ માલ મંગાવવાનો હતો. આને માટે સોનાની વધારાની લેવડદેવડ થતી હતી. આ વેપારને ઉપલી બેન્ક નભાવતી હતી. આ બેન્કની મૂડી ૧ કરોડ પાઉન્ડની (૧૩ કરોડ રૂપિયાની) હતી. અર્ધી મૂડી રિશ બેન્કે પૂરી પાડી હતી; અર્ધી ખાનગી સંસ્થાઓની હતી.

તા. ૩૧ ઓગસ્ટ ૧૯૩૪ સુધીમાં જર્મન સેવિંગ બેન્કો પાસે ૧,૨૧,૬૦૧ દશ લાખ રિકમાર્કની મૂડી હતી. રિશ બેન્કની



મૂડી ૧૫,૦૦,૦૦,૦૦૦ રિકમાર્કની છે. ૧ રિકમાર્કની અંગ્રેજી કિંમત આશરે ૧૧¾ પેનીઓ જેટલી છે. એક પાઉન્ડ સ્ટર્લિંગના ૨૦·૪૩ રિકમાર્ક થાય; લગભગ દશ આના જેટલી એની કિંમત ગણાય. જર્મનીમાં મેટ્રિક પદ્ધતિ પ્રમાણે વજન અને માપપદ્ધતિ ચાલે છે.

જર્મનીની અંદરનાં પેટા રાજ્યોનાં બજેટો જુદાં જુદાં છે, તેમ તેમના કરોનું ધોરણ પણ જુદું છે. મધ્યસ્થ સરકારને તે સાથે સબંધ નથી. ઇન્કમટેક્ષ એ મધ્યસ્થ સરકારની મુખ્ય પેદાશનું સાધન છે. આ સિવાય વેચાણ કર પણ મધ્યસ્થ સરકારનો છે. આ સર્વે કરોમાંથી એને પોતાની સાથે સંયુક્ત થયેલા રાજ્યોને હિસ્સો આપવો પડે છે. સૈન્ય, દરિયાઈ કાફલો અને વિમાની કાફલો પણ મધ્યસ્થ સરકારનાં ખાસ ખાતાઓ છે.

જર્મની ઉપર ૧૯૧૮ થી ૧૯૨૪ દરમિયાનના ૭ વરસો સુધી મહાન આફતો આવી હતી. દુકાળ, ભયંકર દંડ, વ્યાપારહાનિ રુહરનો સત્યાગ્રહ અને ચલણનો ફુગાવો, તે સર્વ આ શક્તિશાળી પ્રજા તરી ગઈ હતી. આ જોઈ આ મહાન પ્રજાની શક્તિઓ ઉપર આફ્રિન થવાય છે. ૧૯૧૮થી ૧૯૨૪ સુધીનાં જર્મનીનાં અને તેના પેટા રાજ્યોનાં બજેટો અવ્યવસ્થિત હતાં. બધાં બજેટોમાં મોટી ખોટ હતી. પરંતુ ૧૯૨૪-૨૫ પછી બજેટો લગભગ ખોટ વગરનાં રહે છે. ચલણના ફુગાવાથી જર્મનીનું આંતરકરજ નાશ પામ્યું હતું



જર્મનીનું કરજ ૧૪,૭૩૫ દશલાખ રિકમાર્કનું છે. પરંતુ તે સિવાય નહિ જાહેર કરેલું કરજ બહુ મોટું છે. જર્મનીમાં એકહથ્થુ સત્તા છે. હેર હિટલર સર્વાધ્યક્ષ છે, એટલે જગતને દેખાડવાની આવશ્યકતા હોય તેટલાજ આંકડાઓ બહાર પાડવામાં આવે છે. જર્મનીને પુષ્કળ પરદેશોનું કરજ છે. ટૂંકી મુદતનું કરજ ૧૯૩૬માં ૧૭ અબજ રિકમાર્કનું હતું. જર્મનીને પરદેશોના ચલણની કિંમત ઘટવાથી ઘણો ફાયદો થયો હતો. આમાં અર્ધું કરજ ટૂંકી મુદતનું અને અર્ધું લાંબી મુદતનું છે. લાંબી મુદતના કરજને ભરવાની ૧૯૩૨થી જર્મનીએ ના પાડી છે. એણે પરદેશ ખાતે હૂંડિયામણ મોકલવું નહિ એવો વટહુકમ કાઢીને આ કરજ ભરવાની મનાઇ કરી હતી. પાછળથી વ્યાજના ૫૦ ટકા આપવાની કબૂલાત આપી હતી.

તેનું પરદેશી કરજ નીચે મુજબ છે:---

| | કુલ કરજ (માર્કસ) | લાંબી મુદતનું કરજ |
|---|---|---|
| અમેરિકા | ૮,૩૯,૧૦,૦૦,૦૦૦ | ૫,૧૬,૫૦,૦૦,૦૦૦ |
| નેધરલેન્ડઝ | ૩,૫૭,૫૦,૦૦,૦૦૦ | ૧,૯૧,૪૦,૦૦,૦૦૦ |
| સ્વિટ્ઝરલેન્ડ | ૨,૭૬,૧૦,૦૦,૦૦૦ | ૧,૧૪,૬૦,૦૦,૦૦૦ |
| ગ્રેટબ્રિટન | ૨,૪૧,૫૦,૦૦,૦૦૦ | ૧,૧૨,૯૦,૦૦,૦૦૦ |
| ફ્રાન્સ | ૯૫,૬૦,૦૦,૦૦૦ | ૪,૮૧,૦૦૦,૦૦૦ |

જર્મનીએ આ કરજ ચૂકવ્યું નથી. વ્યાજ પણ પાછળથી આપવું બંધ કરેલ છે.



યંત્રોના આગમનથી બેકારીનો હાઉ બધાં પાશ્ચિમાત્ય મહારાજ્યોને નડયો છે. ૧૯૨૨માં બેકારી ઘટીને ૧૬,૦૦૦ ઉપર આવેલ હતી; પછી ખૂબ વધવા માંડી હતી. ૧૯૨૭નું વરસ જર્મની માટે ઘણુંજ સારૂં હતું, તેમાં ઘટીને બેકારની સંખ્યા ૨॥ લાખની થઈ હતી. ફેબ્રુઆરી ૯૩૨માં ૬૨॥ લાખ બેકારો થયા. સપ્ટેમ્બર ૧૯૩૫માં ૧૭ લાખ અને સપ્ટેમ્બર ૧૯૩૬માં ૧૦॥ લાખ બેકારો જર્મનીમાં હતા. સંખ્યા ઘટવાનું કારણ યુદ્ધ સબંધીના યંત્રો બનાવવાનાં કારખાનાં જર્મનીએ ખોલ્યાં હતાં તે મુખ્ય હતું. બીજું કારણ સારી સ્થિતિના જૂના કામદારોને રજા આપી બેકારોને કામે લગાડવાનું હતું. જર્મનીનું આખું પ્રકાશન ખાતુ હેર ગોબેલ્સના હાથમાં છે. તે મરજીમાં આવે તેટલુંજ જગતને પોતા વિષે જાણવા દે છે.





૫

# ખનિજો અને ઉદ્યોગો

જર્મનોનો મુખ્ય ભાગ ઉદ્યોગોમાં રોકાયલો છે, છતાં એ પ્રજાએ ખેતીવાડીની પડતી થવા દીધી નથી. સાત કરોડ જર્મનોને ખોરાકી જોઇએ. આ ખોરાકી માટે તેઓએ પોતાના દેશ ઉપર આધાર રાખવાનો છે. બ્રિટનને પોતાની દશ આના ખોરાકીના પદાર્થો દૂર દૂર દેશોથી લાવવા પડે છે. આ માટે એને સાગર ઉપર આધિપત્ય મેળવવાની આવશ્યકતા છે. પરંતુ જર્મનીના ખોરાકનો સવાલ બ્રિટન જેવો વિકટ નથી. જર્મનીની જમીન ફળદ્રુપ છે. જર્મન ખેડૂત ખૂબ મહેનતુ અને શાસ્ત્રીય ખેતી

કરનાર છે. જર્મન ખેડૂત ખૂબ કરકસરવાળો છે; એને રાજ્યાશ્રય છે, એને શ્રેષ્ઠ રસાયણિકો નવી નવી શોધો કરી આપે છે. આથી જર્મન ખેડૂત લગભગ આત્મસંતોષી છે. એ ખૂબ ઉદ્યોગી છે; ધરતીમાતાના ધાવણને સારી રીતે ધાવી જાણે છે. આથી જર્મનીમાં ખેતીનો ધંધો મુખ્ય અને આબરૂદાર ગણાય છે. જર્મનીએ બહારના આક્રમણ સામે ટકવા ખોરાકી બાબત પોતાના દેશને આત્મસંતોષી જેવો બનાવ્યો છે. છતાં પણ ૧૯૩૧ થી શરૂ થયેલી મોટી મંદીએ જર્મન ખેડૂતને પણ ઘણું નુકશાન કર્યું છે. એ આઠ વરસની લાંબી મંદીએ જર્મનીના ખેડૂતોની પાયમાલી કરી છે. જર્મન ખેડૂતો ઉપર ૧૨,૫૦૦ દશ લાખ રિકમાર્કનું કરજ છે. જમનીમાં મુખ્યત્વે નાનાનાના જમીનના ટુકડાઓના ખેડૂતો માલિકો છે; જો કે થોડા મોટા જમીનદારો પણ છે.

જર્મનીમાં કુલ ૭,૩૩,૬૯,૭૧૩ એકર જમીનમાં વાવણી થાય છે. ખરાબ અને પડતર જમીન પણ સુધારી લેવાઈ છે. અણખેડી જમીન, ખારા પાણીથી ભરેલી જમીનોમાં માટી ભરી સુધારી લેવાઇ છે. અનાજ વગેરે પાક માટે કુલ ૫,૧૦,૪૯,૬૮૩ એકર જમીન રખાઈ છે. જાનવરો માટે ઘાસભૂમિ કુલ ૨,૦૪,૩૫,૭૨૮ એકરની છે. ૨,૧૧,૭૩૩ એકરોમાં ફળવૃક્ષો ઉગાડયાં છે. નીચે પ્રમાણે મુખ્ય પાકો થાય છે:



## ખેતીના એકરો

| પાક | ૧૯૩૨ એકરો | ૧૯૩૩ એકરો | ૧૯૩૪ એકરો |
|---|---|---|---|
| ઘઉં | ૫૭,૦૦,૦૦૦ | ૫૭,૯૩,૮૩૨ | ૫૩,૯૩,૪૧૦ |
| રાઈ | ૧,૧૧,૨૪,૯૪૨ | ૧,૧૩,૧૦,૪૯૮ | ૧,૧૨,૨૮,૫૧૦ |
| જવ | ૩૯,૨૦,૧૫૫ | ૩૦,૬૩,૬૧૬ | ૪૦,૭૭,૧૦૦ |
| ઓટ | ૮૨,૧૧,૭૨૫ | ૭૯,૫૫,૯૬૫ | ૭૮,૬૩,૩૭૩ |
| બટાટા | ૭૧,૯૭,૬૨૭ | ૭૨,૨૨,૦૪૩ | ૭૨,૬૬,૫૦૦ |
| ખાંડ માટે બીટ | ૬,૭૬,૮૭૩ | ૭૬,૦૦,૧૨૮ | ૮,૯૧,૨૧૬ |
| ઘાસ(સૂકું) | ૧,૮૮,૯૮,૨૨૭ | ૧,૮૮,૬૫,૮૧૮ | ૧,૮૭,૨૫,૮૧૮ |

## પેદાશ (મેટ્રિક) ટન

| | ૧૯૩૨ ટન | ૧૯૩૩ ટન | ૧૯૩૪ ટન |
|---|---|---|---|
| ઘઉં | ૫૦,૦૩૦,૭૧ | ૫૬,૦૪,૨૭૪ | ૪૫,૩૨,૫૩૮ |
| રાઈ | ૮૩,૬૩,૫૫૪ | ૮૭,૨૭,૧૭૩ | ૭૬,૦૭,૬૧૮ |
| જવ | ૩૨,૧૪,૬૬૭ | ૩૪,૬૮,૦૯૭ | ૩૨,૦૩,૮૯૧ |
| ઓટ | ૬૬,૫૦,૨૪૩ | ૬૯,૫૨,૪૮૩ | ૫૪,૫૨,૩૨૮ |
| બટાટા | ૪,૭૦,૧૬,૪૨૭ | ૪,૪૦,૭૧,૪૧૨ | ૪,૩૬,૩૧,૬૫૬ |
| ખાંડ માટે બીટ | ૭૮,૭૫,૫૯૩ | ૮૫,૭૮,૯૦૯ | ૯૦,૮૧,૫૨૯ |
| ઘાસ (સૂકું) | ૩,૭૦,૫૮,૪૧૬ | ૩,૨૮,૩૬,૩૧૦ | ૨,૭૨,૯૩,૪૧૬ |



ઈ.સ. ૧૯૩૬માં ઘઉંનો પાક ૪૬,૨૨,૫૦૦ ટનનો હતો. જર્મની પોતાની પ્રજા પૂરતા ઘઉં પેદા કરે છે. આખી પ્રજા માંસભક્ષી છે. ડુક્કરનું માંસ ખૂબ ખાય છે, તે ડેન્માર્કથી થોડું આયાત કરાય છે, પણ સાધારણ રીતે પાળેલા ડુક્કરો પુષ્કળ પ્રમાણમાં છે. જર્મનો બીર નામે દારૂના શોખીન છે; પોતેજ, તે અનાજમાંથી બનાવે છે. દ્રાક્ષના વાવેતર માટે ૧।। લાખ એકર જમીન છે, તેમાંથી ૪ કરોડ ગેલન દારૂ થાય છે. ૨૭,૦૫૪ એકરોમાં તમાકુ વવાય છે. ૩ કરોડ કિલો તમાકુ થાય છે. ખાંડની પેદાશ ૧૯૩૩–૩૪માં ૧૪,૨૯,૧૭૫ ટનની થઈ હતી. જર્મનીમાં સફરજનના ઝાડોની સંખ્યા ૬૯,૮૮૨, જામના ઝાડો ૨૬,૩૫૪ જરદાલુના ૩૬,૬૮૯, ચેરીના ૧૮,૭૨૪, આખોડના ૩૩૧, પીચના ૨,૨૪૦ મળી ૧,૫૫,૬૮૭ ઝાડો હતાં.

જર્મનીમાં કુલ ૩૩,૧૪,૦૦૦ ઘોડાં, ૧,૯૭,૩૮,૫૪૫ શિંગાળાં જાનવરો, ૨૩,૮૯,૦૩૯ ડુક્કરો, ૨૫,૮૭,૯૧૨ ઘેટાં હતાં.

જર્મનીમાં કપાસ, જ્યુટ, રબર, ક્લાઈ, શેરડી, આંબા, કેળ નારિયેલ થતાં નથી.

જર્મનીમાં મોટાં જંગલો છે. જંગલોમાં ઈમારતી અને ફર્નિચરના કામનાં સરસ લાકડાનાં વૃક્ષો ઊગે છે. જર્મનીએ આ જંગલોની શાસ્ત્રીય રીતે સંભાળ લઈને એને લાભકારક બનાવ્યાં



છે. કુલ ૩,૧૬,૩૫,૪૪૩ એકરોમાં આ જંગલો આવ્યાં છે. એની માલિકી લગભગ મધ્યસ્થ સરકાર અને પેટા રાજ્યો વચ્ચે વહેંચાયલી છે. મુખ્ય વૃક્ષો ઓક, બર્ચ, એસ બીચ, પાઈન, ફીરના છે. ૧૯૩૩માં જંગલોએ કુલ ૩૧,૯,૫૦,૨૫૫ એકરો એટલે કુલ જમીનના ૨૭ ટકા ભાગ રોકેલ હતો. જંગલોમાં જગલી હિંસક પ્રાણિઓનો બિલકુલ અભાવ છે. આથી યુવાન લોકો આ જંગલોમાં ગીત ગાવા, રમતો રમવા, વૃક્ષો ઉપર ચડવા વિગેરે માટે ઊતરી પડે છે.

જર્મની, ભૂસ્તરોને માટે યુરોપમાં સરસ સ્થાન છે. એની ભૂમિમાં પુષ્કળ પ્રમાણમાં ખનિજો નીકળે છે. પ્રશિયા એ ભૂસ્તરોને માટે મુખ્ય સ્થાન છે. આ ખાણોને જર્મનોએ ખૂબ યુક્તિથી અને શાસ્ત્રીય રીતે તૈયાર કરી છે. આથી હમણાં યુદ્ધના સમયે એમાંથી ૨૫થી ૪૦ ટકા વધારે માલ મેળવી શકાય છે. પ્રશિયામાં વેસ્ટ ફેલીઆ, રેનીસ પ્રશિયા, સીલેશિઆમાં કોલસો અને લોઢું મળે છે. મધ્ય જર્મનીમાં ભૂરો કોલસો અને વેસ્ટર વાલ્ડમાં લોઢું મળે છે. સેક્ષનીમાં કોલસાની ખાણો છે.

જર્મનીમાં જમીનમાંથી પેટ્રોલ બહુ થોડું નીકળે છે.

જર્મનીમાં નીચે મુજબ ધાતુઓ અને ખનિજો નીકળે છેઃ



(મેટ્રિક) ટનના વજનમાં

| વસ્તુ | ૧૯૩૧ | ૧૯૩૨ | ૧૯૩૩ |
|---|---|---|---|
| કોલસો | ૧૧,૮૬,૪૦,૧૧૩ | ૧૦,૪૭,૪૦,૫૪૦ | ૧,૦૯,૯૯,૨૧,૦૦૦ |
| લીગ્નીટ (હલકો કોલસો) | ૧૩,૮૩,૧૦,૭૨૦ | ૧૨,૨૬,૪૬,૬૨૯ | ૧૨,૬૭,૯૬,૦૦૦ |
| લોઢાની ધાતુ | ૨૬,૨૧,૩૦૦ | ૧૩,૩૯,૭૭૨ | ૨૫,૯૨,૦૦૦ |
| કાંસુ (કાંસાની ધાતુ) | ૨,૦૨,૪૧૭ | ૧,૪૧,૨૧૫ | ૧,૦૪,૦૦૦ |
| સીસું | ૧,૧૪,૭૩૬ | ૧,૧૦,૨૯૯ | ૦ |
| તાંબુ | ૮,૮૬,૪૭૪ | ૯,૬૩,૭૮૮ | ૧૦,૦૦,૦૦૦ |
| સિંધવ | ૨૦,૬૬,૮૮૪ | ૨૧,૧૬,૮૮૮ | ૧૮,૪૧,૦૦૦ |
| પોટાસ | ૮૦,૫૧,૪૦૦ | ૬૪,૧૫,૫૩૧ | ૭૩,૬૩,૦૦૦ |
| પેટ્રોલ | ૨,૨૮,૯૩૧ | ૨,૨૯,૭૩૫ | ૨,૩૨,૬૮૯ |

જર્મનીમાં કુલ ૧,૩૦૫ ખાણો છે; એમાં ૪ાા લાખ મજૂરો કામ કરે છે.

૧૯૩૫માં કોલસો ૧૪,૩૦,૧૪,૯૪૧ ટન, લોઢાની ધાતુ ૧,૨૫,૩૯,૪૧૫ ટન, પોલાદ ૧,૬૦,૯૫,૬૫૩ ટન થયું હતું. ૧૯૨૯થી ૧૯૩૫ સુધી મંદી ચાલી. ૧૯૩૬માં માલની ફરી માંગ ઊઠી હતી. પેદાશ વધી ગઈ. ૧૯૩૭ પછી તો લશ્કરી યંત્રો અને શસ્ત્રો માટે પેદાશ ખૂબ વધારવામાં આવી હતી. ૧૯૧૩માં



૧,૭૧,૪૭,૩૬૦ ટન પોલાદ પેદા થયું હતું. ૧૯૩૩માં મંદીને લીધે ઘટીને ૭૫,૮૪,૩૩૬ ટન થયું હતું. ૧૯૩૪માં ૧,૧૮,૮૬,૦૪૩ ટન થયું હતું. ૧૯૩૧માં કોક [બાળેલા કોલસા]ની પેદાશ ૨,૩૧,૮૯,૮૩૬ ટન, ૧૯૩૨માં ૧,૯૫,૪૫,૯૨૦ ટન, ૧૯૩૩માં ૨,૧૧,૫૪,૦૦૦ ટનની થઈ હતી.

૧૯૩૩માં જર્મનીને ઉત્તર સમુદ્રમાંથી ૩૫,૨૭,૮૩,૮૦૦ કિલો જેટલી માછલી મળી હતી; જ્યારે બાલ્ટિક સમુદ્રમાંથી ૩,૪૫,૫૬,૮૦૦ કિલો જેટલી મળી હતી.

જર્મનો સારા યંત્રશાસ્ત્રીઓ છે, તેથી સારા રસાયણિકો છે. તેઓ જે કામ માથે લે છે તે અતિ ચીવટથી કરે છે. એમની કામ કરવાની પદ્ધતિ ખૂબ ચોક્સ અને સંપૂર્ણ છે. જર્મન ઉદ્યોગો પરસ્પર સહકારી છે. એક ઉદ્યોગપતિ એક મોટી કંપની ઊભી કરે છે; તેનીજ મૂડીમાંથી બીજી દશ કંપનીઓમાં ભાગ મેળવે છે. લોઢાની એક કંપનીનો પોલાદની કંપનીમાં ભાગ હોય છે. પોલાદની કંપની અને લોઢાની કંપનીઓનો કોલસાની ખાણોમાં ભાગ હોય છે. એ ત્રણેય કંપનીઓનો રસાયણોની કંપનીમાં ભાગ હોય છે. આ ચારે ઉદ્યોગો વળી વિદ્યુત કંપનીમાં ભાગ રાખે છે. આમ ઘણીખરી કંપનીઓ એક બીજાની સાથે મૂડી અને વ્યવસ્થામાં સહકારી છે. જર્મનીમાં ઘણા ઉદ્યોગપતિઓ જર્મનીના શાસન ઉપર અનહદ લાગવગ



ભોગવે છે. જર્મન ઉદ્યોગો ઉપર રાજ્યનો અંકુશ પણ સારો છે. આ ઉદ્યોગોનો સંપૂર્ણ વિકાસ કરવામાં આવ્યો છે. કપાસમાંથી કાપડ બનાવવાની મિલો પણ ઘણી છે. રેશમ, બનાવટી રેશમ, રસાયણો અને પાકા પદાર્થો બનાવવાનાં પુષ્કળ કારખાનાં છે.

ઔદ્યોગિક જર્મનોને ત્રણ ચીજોની મુખ્ય જરૂર છે, તે સર્વે જર્મની પૂરી પાડે છે. એને કોલસો જોઈએ તો ઘણો છે. એને પોલાદ અને લોઢું જોઈએ તે પણ પુષ્કળ છે. વીજળી પણ જર્મની મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરે છે. આમ કાચા પદાર્થોની પુષ્કળ છત છે. હોંશિયાર, અનુભવી એંજિનિયરો, કારીગરો અને રસાયનિકો પણ પુષ્કળ છે. લોકો ભારે મહેનતુ છે. મૂડી અને રાજ્યાશ્રય પણ પુષ્કળ છે, આથી જર્મની ઉદ્યોગોમાં આગળ વધે છે. જે કાચી વસ્તુઓ પોતાના દેશમાં બનતી નથી તેવી જાતની કૃત્રિમ વસ્તુઓ જર્મન રસાયનિકો બે ત્રણ પદાર્થોની ભેળસેળથી બનાવે છે. આથી જર્મની એક મુખ્ય ઔદ્યોગિક દેશ બન્યો છે. જર્મન ઉદ્યોગો નવી નવી સુંદર વસ્તુઓ મોટા પ્રમાણમાં બનાવી શકે છે. ૧૯૧૯થી ૧૯૨૩ સુધી જર્મનીએ ચલણના ફુગાવાથી પોતાના ઉદ્યોગોનો ભારે વિકાસ કર્યો. ચલણના ફુગાવા સાથે જો ઔદ્યોગિક પેદાશ વધે તો ફુગાવાના અનર્થોની ઉદ્યોગો ઉપર ખરાબ અસર થતી નથી. એ પછી સાધારણ મંદી આવી. ૧૯૨૩થી ફરી માંગ વધવાથી ઔદ્યોગિક વિકાસ વધ્યો. ૧૯૨૯ સુધી આ લાભકારી સરસ સમય રહ્યો. ૧૯૩૦થી ફરી



મંદીનું સામ્રાજ્ય શરૂ થયું. ૧૯૩૨માં મંદીનું જોસ ભારે વધી ગયું. પેદાશ ૪૦. ૯ ટકા ઉપર આવી રહી. ૧૯૩૬માં તેજીની અસર ફરી દેખાઈ હતી. તે પછી તો લશ્કરી આયુધો વિશેષ પ્રમાણમાં જર્મન ઉદ્યોગો બનાવે છે.

જર્મનીમાં પોલાદ અને લોઢાનો ઉદ્યોગ ખૂબ જામ્યો છે. એનું મુખ્ય મથક રાઈન નદીના નીચેના ભાગમાં અને વેસ્ટફેલી-આમાં છે; કારણકે નજદિકમાં કોલસાની મોટી ખાણો આવી છે. વિદ્યુતનો મોટો ઉદ્યોગ બર્લિનમાં છે. પોલાદનું જગતમાં સૌથી મોટું કારખાનું ઇશેનમાં ક્રપનું કારખાનું છે. બ્રિટિશ-અમેરિકન વિમાનોએ આ સર્વે કારખાનાઓનો મોટો ભાગ તોડી ફોડી નાંખ્યો છે. આથી જર્મની પોતાના કારખાનાઓને ખસેડીને દૂરના યુરોપના ભાગોમાં લઈ ગયું છે. આ સર્વે કારખાનાઓ હવે વેપારને માટે પાકી ચીજો બનાવતાં નથી. પરંતુ યુદ્ધ માટેના શસ્ત્રો બનાવવામાં ફેરવી નાંખવામાં આવ્યાં છે.

જર્મનીમાં રસાયનિક ઉદ્યોગોને બહુ ખીલવવામાં આવેલ છે. રબ્બર થતું નથી, તે પણ બનાવટી બનાવાય છે. ચહા, કોફી, પણ બનાવટી તૈયાર થાય છે. જર્મની અનેક જાતના ગ્યાસો પણ બનાવટી બનાવે છે. જર્મનો માટે કોઇ વસ્તુ નકામી નથી. તેઓ બધી વસ્તુઓમાંથી ઉપયોગી પદાર્થો કૃત્રિમ રીતે બનાવી શકે છે, એ એમની વિશિષ્ટતા છે. રસાયનિક ઉદ્યોગો મોનહીમ શહેરની



નજદિક રાઇન ઉપર અને મૈન તથા કોલોનમાં આવ્યાં છે. આ બંને શહેરોને બ્રિટિશ વિમાનોએ ભાંગી ભૂકો કરી નાખ્યાં છે. સેક્ષનીમાં રસાયણનાં કારખાનાં પણ છે. સેક્ષનીમાં સૌથી મોટો ઉદ્યોગ કાપડનો છે. સીલેશિયા અને વેસ્ટફેલીઆમાં પણ કાપડ બને છે. ઊનનાં કાપડનો મોટો ઉદ્યોગ સેક્ષનીમાં છે, તેમજ બીજા વિભાગોમાં પણ છે.

જર્મનીમાં ખાંડ ૧૫થી ૨૫ લાખ ટન, ૨ાા લાખ ટન મોરેસીસ બને છે. જર્મનીમાં ૩૪,૦૦૦ દારૂ ગાળવાની ભઠ્ઠીઓમાં ૬ાા કરોડ ગેલન દારૂ બને છે. તમાકુનો પણ મોટો ઉદ્યોગ છે. ૭ા અબજ સિગાર, ૩૪ અબજ સિગારેટો, ૩ા કરોડ કિલો તમાકુ અને ૧૮ લાખ કિલો સુંઘવાની તમાકુ બને છે.

બનાવટી રેશમ ૧૯૩૪માં ૪,૧૫,૫૦,૦૦૦ કિલો તૈયાર કરાયું હતું.

૧૯૩૩માં જર્મનીમાં ૧૯,૦૧,૨૨૨ કારખાનાંમાં ૮૯,૪૧,૩૫૦ મજૂરો કામ કરતા હતા. આમાં ૬૭,૦૫,૪૭૬ પુરૂષો અને ૨૨,૩૫,૮૭૪ સ્ત્રીઓ મજૂર તરીકે હતાં. જર્મનીના ઉદ્યોગો નીચે મુજબ હતા:—



| ઉદ્યોગોનાં નામો | કારખાનાંની સંખ્યા | મજૂરો |
| --- | --- | --- |
| ભૂસ્તરની ખાણોનાં | ૧,૩૦૫ | ૪,૪૨,૫૮૩ |
| પત્થર, ચૂનો અને કાચનાં | ૩૪,૧૮૬ | ૪,૦૨,૫૭૮ |
| લોઢું અને પોલાદ | ૧,૪૫૮ | ૨,૩૫,૬૧૬ |
| ધાતુઓ | ૧,૧૮૪ | ૪૭,૬૬૬ |
| લોઢું અને ધાતુઓની વસ્તુઓ | ૧,૫૫,૮૩૩ | ૫,૮૫,૬૪૬ |
| યંત્રો | ૪૧,૯૬૧ | ૬,૦૫,૦૨૯ |
| વિદ્યુત યંત્રો | ૨૭,૫૫૧ | ૨,૪૭,૧૯૦ |
| રસાયણો | ૭,૬૯૯ | ૨,૪૬,૪૨૯ |
| કાપડ | ૬૭,૫૭૯ | ૮,૪૬,૮૨૯ |
| કાગળ | ૧૦,૮૮૬ | ૧,૮૧,૧૦૭ |
| ચામડાં | ૩૪,૫૫૧ | ૧,૨૯,૮૪૮ |
| લાકડું | ૨,૧૪,૬૪૦ | ૩,૦૭,૮૦૭ |
| સંગીતવાદ્યો | ૧૧,૦૦૯ | ૩૮,૨૩૬ |
| ખોરાકી | ૩,૦૨,૫૯૩ | ૧૪,૧૭,૧૯૧ |
| કાપડ સિલાઈ | ૫,૩૫,૨૬૬ | ૧૦,૪૫,૩૦૧ |
| બાંધકામ | ૨,૬૦,૪૫૫ | ૧૦,૦૮,૬૪૫ |

ઘણાંખરાં કારખાનાંઓ યંત્રથી ચાલે છે. ઇશેનના ક્રૂપ જેવા કારખાનાઓમાં હજારો મજૂરો કામ કરે છે. મજૂરોનો રોજ બ્રિટનના મજૂરો કરતાં ઓછો છે; છતાં તેઓ વધારે સારું કામ કરે છે. જર્મનીની સાત કરોડની પ્રજાને માટે મોટી રકમનો માલ દેશની અંદર વપરાય છે છતાં પરદેશો ખાતે મોટા પ્રમાણમાં માલ ચડે છે.





## વેપારનો ઇતિહાસ

જર્મનો વેપાર માટે બહુ મોડા જાગ્યા છે. અંગ્રેજો આ ક્ષેત્રમાં એમનાથી વહેલા જાગ્યા હતા. સૌથી પહેલી પરદેશી વેપાર ખેડનારી યુરોપિયન પ્રજા પોર્ટુગીઝોની હતી. વાસ્કોડિગામાએ ૧૩૬૯માં હિંદ શોધી કાઢ્યું હતું; તેથી પહેલાં સ્પેનની વતી કોલમ્બસે અમેરિકા શોધી કાઢ્યો હતો. આ બંને પ્રજાઓએ નાના નાના વહાણોમાં બેસી આ દેશોમાં સંસ્થાનો સ્થાપ્યાં; તેમાંથી અઢળક લક્ષ્મી બંને દેશોએ પ્રાપ્ત કરી. એમની પાછળ વલંદા લોકોએ સાગર ખેડયો. એમણે પણ મોટી સમૃદ્ધિ મેળવી. તે પછી

અંગ્રેજોએ આ ત્રણેયની ઉપરવટ થઇને પરદેશી સાગરો ખેડ્યા. આ ત્રણેય પ્રજાઓ સાથે લડી વિજયો મેળવી પોતાનું સાર્વભૌમત્વ સ્થાપન કર્યું. એમની પાછળ ફ્રેંચોના વહાણોએ ઝંપલાવ્યું. ફ્રેંચોને પણ અંગ્રેજોએ કેનેડા અને હિંદમાં હરાવ્યા. પોતાનાં મોટાં સમૃદ્ધ સંસ્થાનો સ્થાપી મોટી સમૃદ્ધિ મેળવી. જર્મન પ્રજાએ સાગરનું મંથન કર્યું નહિ, એ બહુ મોડા આ ક્ષેત્રમાં ઊતર્યા. નાના નાના વહાણોમાં બેસીને જર્મનોએ દરિયો ખેડ્યો નહિ. એ પ્રજા જમીનની પ્રજા ગણાતી હતી. એ જૂના વહાણવટીઓ નથી. અંગ્રેજો એમનાથી સો વરસ પહેલાં વહાણવટીઓ બન્યા હતા.

જર્મનીનો ઉષ:કાળ ૧૮૭૦ પછી ગણાય. ૧૮૭૦માં જર્મનીએ ફ્રાન્સને હરાવ્યું. મહાન પ્રિન્સ બિસ્માર્કે જર્મનીના નાના નાના રાજ્યોને એકત્રિત કરીને મોટું સામ્રાજ્ય બનાવ્યું. બ્રિટનમાં વરાળયંત્રની શોધ થઈ. સ્ટીમરો અને મિલો તૈયાર થઇ, એનો પણ પહેલો લાભ બ્રિટને લીધો. એણે કાચો માલ પરદેશોથી મંગાવીને પોતાના કારખાનાઓમાં તૈયાર કરી પરદેશોને મોંઘે ભાવે વેચી મોટો નફો મેળવ્યો હતો. આ જોઈ જર્મનોને અદેખાઇ લાગી. એ સશક્ત, બુદ્ધિમાન અને પ્રગતિશીલ પ્રજા હતી. પ્રિન્સ બિસ્માર્કે જર્મન ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું. જર્મનો તરત યંત્રશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર શીખ્યા; એમણે એમાં સુધારા વધારા કર્યા. બધા જગતના ફળદ્રુપ ભાગો તો અંગ્રેજો, ડચો, ફ્રેન્ચોના હાથમાં હતા; છતાં જર્મનોએ અહીંતહીં સાધારણ સંસ્થાનો મેળવ્યાં.



એમણે ઘણી સ્ટીમરો બાંધી. અંગ્રેજો કરતાં સસ્તો માલ વેચવા માંડયો. બંને પ્રજાઓ વચ્ચે સંપ હતો. અંગ્રેજોના રાજાઓ જર્મન વંશના છે. જર્મનોનો કૈઝર વિલિયમ બીજો સમર્થ નૃપતિ હતો. એ અંગ્રેજોની મહારાણી વિકટોરિયાનો દોહિત્રો થતો હતો.

અંગ્રેજો સાથે જર્મનોને મોટી વેપારી હરીફાઈ થઈ પડી. અંગ્રેજો આ ક્ષેત્રમાં પહેલા હતા. એમણે સમૃદ્ધ સંસ્થાનો સ્થાપ્યાં હતાં. આ સંસ્થાનોમાં જર્મન વહાણવટું, અનેક જાતના સસ્તા સરસ પાકા માલો વેચવાની હરીફાઈ કરવા માંડયું. અંગ્રેજો ખુલ્લા વેપાર (Free Trade)માં માનનારા હતા. આ સિવાય જર્મની જેવા મહાન સામ્રાજ્ય સાથે આથડવા કે યુદ્ધમાં ઊતરવા બ્રિટન તૈયાર નહોતું. બંને વચ્ચે તીક્ષ્ણ હરીફાઇ થઈ પડી; છેવટે આ હરીફાઈએ ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધનું સ્વરૂપ લીધું. જર્મનોનો આ મહાયુદ્ધમાં, ભયંકર દુકાળ પડવાથી પરાજય થયો. અંગ્રેજોને વિજય મળ્યાથી જર્મનીની હરીફાઈ રૂપી શૂળ આપોઆપ દૂર થયું. જર્મનીનાં સંસ્થાનો, વહાણવટું, બજારો, પરદેશોની મિલકતો, મનવારો આંચકી લેવામાં આવ્યાં. જર્મનોના હાથ હેઠા પડયા.

જર્મનો ઉપર દુકાળ, ભૂખમરો, ચલણનો ભયંકર ફુગાવો, રાજદ્વારી ઉથલપાથલો, ગંભીર આર્થિક તકલીફોમાંથી પસાર થયા છતાં સશક્ત પ્રજાએ આ સર્વેનો આશ્ચર્યજનક મજબૂત સામનો કરી પોતાનો પુનરુદ્ધાર કર્યો. મોટું મજબૂત વહાણવટું બાંધ્યું, મનવારો



બાંધી. પરદેશોનાં બજારો હાથ કરી વહાણવટાના બચાવ માટે મનવારો બાંધી, કારખાનાંઓ તૈયાર કર્યાં, નવી જાતનો માલ પેદા કર્યો. દશ વરસમાં આ પ્રજાએ પોતાના ઉદ્યોગો અને વેપારનો પુનરુદ્ધાર કર્યો; છતાં એના શરીરમાંથી આગળનો રોગ ગયો નહોતો. અને પછાત દેશોમાં પગ જમાવવાનો માર્ગ અંગ્રેજોએ આપ્યો નહોતો. અંગ્રેજો જગતની શરાફીની રાણી ગણાય છે. એમણે જર્મનોને વધારે પગપેસારો કરવા દીધો નહિ. એમનાં સંસ્થાનો પણ પાછાં આપ્યાં નહિ. યુરોપમાં એકબીજા દેશની સામે ચલણનાં યુદ્ધો ચાલુ થયાં. જકાતી મોટી દીવાલો ચણાઈ. પરસ્પરમાં આર્થિક યુદ્ધો ચાલુ થયાં. આમાં જર્મનીને અસંતોષ રહેલો હતો. એણે ૧૯૩૯ ના સપ્ટેમ્બર માસમાં યુદ્ધ શરૂ કર્યું.

જર્મની પાસે હૂંડિયામણ હતું નહિ. એની પાસે સોનું ઓછું હતું. પરદેશોમાં એની શાખ નહોતી. એને વેપાર કરવો હતો. એનાં કારખાનાંઓ ચાલુ રાખવાનાં હતાં. કારખાનાંઓ ચાલુ ન રહે તો બેકારી વધે; પરદેશોની સાથેનો સંબંધ બંધ થાય; વહાણવટું નવરું પડે, શરાફી બંધ થાય. આથી જર્મની ભારે મુઝવણમાં પડ્યું. પરંતુ એણે પોતાને માટે માર્ગ શોધ્યો. યુરોપના દેશો સાથે એણે ખાનગી વેપારી સંધિઓ કરી કે માલ પરસ્પર અદલ બદલ કરવો. જર્મની જુદા જુદા દેશો પાસેથી કાચો માલ ખરીદે, બદલામાં પાકો માલ એમને વેચે. આમ બંને દેશો માત્ર માલની લેવડદેવડ કરે. વધારો ઘટાડો સોનામાં આપલે કરે.



અનેક દેશો સાથે જર્મનીએ આવી વેપારી સંધિઓ કરી, પોતાનો વેપાર ચાલુ કર્યો.

જગતની મહામંદી ૧૯૨૯ પછી શરૂ થઈ. આ સમયે જર્મની ઉપર વધારે સંકટ અને મુઝવણો આવી. પરંતુ હોશિયારી અને ચતુરાઈથી જર્મન આર્થિક જાદૂગર હેર શાટે આ મુઝવણો ઉતારી નાંખી. એણે સંધિ પ્રમાણે અનેક દેશો પાસે કાચો માલ મોટા પ્રમાણમાં ખરીદી લીધો. આ દેશો મંદીની સંપૂર્ણ અસર નીચે હતાં. એમનો માલ કોઈ લેનાર નહોતું. જર્મનીને એમણે ખુશીથી માલ વેચ્યો. જર્મનીએ પોતાને જોઈતો માલ રાખી બાકીનો માલ બીજા દેશોને વેચ્યો; બદલામાં રોકડ નાણું ન લેતાં એ દેશોની પાસેથી કાચો માલ ખરીદ્યો. આમ અનેક દેશોના માલની એણે અદલીબદલી કરી, પોતાની અને બીજા દેશોની જરૂરિયાતો પૂરી પાડી. પોતાની સ્ટીમરોને કામ મળ્યું; પોતાના કારખાનાઓને કામ મળ્યું. જગતની મહામંદીનો કઠિન તબક્કો જર્મનીએ સહી-સલામતીથી પસાર કર્યો.

હવે અગત્યની આયાત અને નિકાસ નીચે પ્રમાણે વિગતવાર છે:

| આમદાની | ૧૯૩૩ | ૧૯૩૪ |
|---|---|---|
| | હજાર રિકમાર્ક | હજાર રિકમાર્ક |
| ઘઉં | ૩૧,૮૮૪ | ૬૦,૫૧૯ |
| માખણ | ૮૩,૭૬૫ | ૭૩,૬૯૨ |



| આમદાની | ૧૯૩૩ રિકમાર્ક | ૧૯૩૪ રિકમાર્ક |
| --- | --- | --- |
| કૉફી | ૧,૨૫,૨૬૧ | ૧,૧૮,૦૯૭ |
| ફળો | ૧,૧૩,૬૫૨ | ૧,૦૮,૭૯૧ |
| કપાસ | ૩૦,૬૦,૯૯૪ | ૨,૬૦,૨૩૯ |
| ઊન | ૨,૬૬,૧૯૧ | ૩,૨૧,૬૨૫ |
| પેટ્રોલ | ૧,૨૭,૫૧૫ | ૧,૩૬,૮૫૬ |
| કોલસો | ૫૮,૦૦૭ | ૬૬,૭૮૧ |
| તાંબુ | ૧,૦૨,૨૫૦ | ૯૬,૭૮૭ |
| લાકડું | ૭૦,૦૮૧ | ૬૨,૨૯૫ |
| લોઢાની કાચી ધાતુ | ૫૮,૭૫૩ | ૮૮,૩૦૩ |

| નિકાશ | ૧૯૩૩ રિકમાર્ક | ૧૯૩૪ રિકમાર્ક |
| --- | --- | --- |
| કોલસો | ૨,૦૮,૭૬૮ | ૨,૧૫,૭૬૨ |
| રેશમ અને બનાવટી રેશમ | ૯૫,૯૦૩ | ૭૭,૩૭૪ |
| ઊનનું કાપડ | ૯૫,૬૩૮ | ૬૯,૧૭૭ |
| કાપડ | ૧,૧૨,૧૦૮ | ૮૧,૧૬૯ |
| ચામડું | ૮૬,૫૬૦ | ૫૭,૩૦૫ |
| કાગળ | ૧,૫૫,૪૬૪ | ૧,૩૨,૬૩૨ |
| રંગ (વૉરનીશ) | ૨,૦૨,૪૯૨ | ૨,૦૬,૦૦૧ |
| રસાયનિક વસ્તુઓ | ૩,૫૭,૩૮૪ | ૩,૧૬,૨૦૯ |
| કાચની વસ્તુઓ | ૧,૧૯,૯૦૩ | ૧,૦૭,૫૦૩ |
| લોઢું (પોલાદની વસ્તુઓ] | ૭,૦૪,૮૧૩ | ૬,૪૨,૮૧૩ |
| તાંબાની વસ્તુઓ | ૧,૨૭,૨૪૭ | ૧,૧૮,૦૫૦ |



આ ઉપરથી સાર નીકળે છે કે, જર્મનીને ખાધાખોરાકી પરદેશોથી મંગાવવી પડે છે; તેમાં ઘઉં, માંખણ, કૉફી, ફળો, એ સર્વે ખોરાકીની વસ્તુઓ મંગાવે છે. કપાસ, ઊન, તાંબુ વિગેરે પણ જર્મની મંગાવે છે; બદલામાં રેશમ, ઊન, ચામડાની વસ્તુઓ, કાપડ, કાગળ, ચામડું, રંગો, વૉરનીશો, કાચની વસ્તુઓ, પોલાદની વસ્તુઓ જર્મની નિકાશ કરે છે; એમાં જર્મનીને મોટો નફો રહે છે.





## ૭

# રેલ્વે, સ્ટીમરો અને પેદાશ

પરદેશના વેપારનું મુખ્ય હૃદય સ્ટીમરો છે. ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધમાં જર્મનીનો પરાજય થયો. વર્સેલ્સની સંધિ મુજબ જર્મનો પાસેથી બધી સ્ટીમરો મિત્રરાજ્યોએ આંચકી લીધી. આ સ્ટીમરોનો મોટો ભાગ અંગ્રેજોને મળ્યો હતો. અંગ્રેજોએ આ સ્ટીમરોને પોતાના વેપારને માટે વાપરી હતી. જર્મનોને પાંચ વરસ સુધી પરદેશના વેપારની બંધી હતી. પરદેશોમાં જર્મનો સામે અંકુશ મુકાયા. દુકાળ, અછત, મોંઘવારી, નાણાનો ભયંકર ફુગાવો, દાબી નાખે એવું મોટું કરજ આ સર્વે રોગોથી જર્મની

આઠ વરસ સુધી પીડાયું હતું; છતાં જર્મનીએ હિંમત ખોઈ નહિ. એણે કારખાનાંઓ ખોલ્યાં; મજબૂત અને ટકાઉ પાકી વસ્તુઓ બનાવવા માંડી. આ સર્વ પરદેશો ખાતે લઈ જવા જર્મનીએ પોતાની નવી સ્ટીમરો બાંધવી ચાલુ કરી. એમાં કેટલીક સ્ટીમરો બહુ જ દેખાવડી અને મોટી હતી; તે સર્વ પેસેન્જર સર્વિસ માટે રાખી. આમાં બેરેન્જેરીઆ યુરોપા જેવી જબરદસ્ત સ્ટીમરો અમેરિકાના પ્રવાસીઓને લઇ જવા માટે ખાસ બાંધી હતી. જર્મનીએ વહાણવટાનો વિકાસ કરવા માંડયો. તા. ૩૦ જૂન ૧૯૩૪માં જર્મન પાસે ૨,૦૪૩ સ્ટીમરો હતી. તેના ટનની સંખ્યા ૫૪,૫૯,-૨૯૬ની હતી. સ્ટીમરો બાંધ્યા પછી પરદેશો સાથેનો સંબંધ જર્મનોએ ચાલુ કર્યો. મોટાં મોટાં બંદરો ખાતે જર્મન વેપારીઓએ પેઢીઓ ખોલી એજન્ટો નીમ્યા. નવાં નવાં બજારો શોધી કાઢયાં. બજારોને અનુકૂળ માલ તૈયાર કરવા માંડયો. પોતાની વેપારી ચેમ્બરો સ્થાપી, પોતાની બેન્કોની શાખાઓ પરદેશના બંદરો ખાતે ખોલી. જર્મન વેપારીઓ, ઉદ્યોગપતિઓ અને રાજ્ય એ ત્રણેયે મળી પોતાની જૂની લાગવગ મેળવવા ભગીરથ પ્રયત્નો કર્યા.

જર્મનીની સૌથી મોટી નહેર કીએલમાં, કૈઝર વિલ્હેમ નહેર-માંથી ૪૦,૪૭૧ સ્ટીમરો ૧,૪૧,૭૯,૬૮૭ ટનની પસાર થઈ હતી.

તા. ૧લી એપ્રિલ ૧૯૨૦થી જર્મન રેલ્વેઓ જુદા જુદા પેટા-રાજ્યો પાસેથી લઇને મધ્યસ્થ સરકારે પોતાને સ્વાધીન રાખી



હતી. પરંતુ જર્મની ઉપર ડૉવની યોજના મુજબની આર્થિક સત્તા સ્થાપવામાં આવી ત્યારથી રેલ્વેઓને (૧૧ અકટોબર ૧૯૨૪માં) એક કંપનીને સ્વાધીન કરવામાં આવી છે. આ કંપની ડ્યુચરિક સમાન ગેસેલચેફ્ટ આખી જર્મન રેલ્વેઓનો એકહથ્થુ વહિવટ કરે છે. પરંતુ રેલ્વેની માલિકી જર્મન સરકારની છે. જર્મન રેલ્વેની કુલ લંબાઈ ૪૮,૩૩૧ કિલોમીટરની છે; તેના ૩૬,૨૪૬ માઇલો થાય. આમાં ૩૩,૪૪૧ માઇલોની રેલ્વે રાજ્યની માલિકીની છે. આ રેલ્વે ઉપર ૧૯૩૪માં ૩૬।। કરોડ ટન માલ ઉપાડી જવામાં આવ્યો હતો; ૧૩૬ કરોડ પ્રવાસીઓને આ રેલ્વેમાં લઈ જવામાં આવ્યા હતા. ૧૯૩૪માં રેલ્વેઓની પેદાશ ૩૩૨।। કરોડ માર્કની થઈ હતી; ખર્ચ ૩૨૮।। કરોડ માર્કનું થયું હતું.

આ સિવાય જર્મનીમાં ૩,૨૯૩ માઇલની ટ્રામ્વે અને ૬,૨૩૭ માઇલની નાની રેલ્વેઓ હતી.

જર્મની પાસે ઉત્તર સમુદ્રમાં અને બાલ્ટિક સમુદ્રમાં બંદરો છે, પરંતુ તે બંદરો સારાં નથી. એટલેન્ટિકમાં એની પાસે એકેય મોટું બંદર નહોતું. છેવટે એને અંગ્રેજોની ભૂલથી હેલીગોલેન્ડનું સ્થાન મળ્યું, એટલે એણે મોટી કીલની નહેર બાંધી, મહાસમુદ્ર સાથેનો પોતાનો વ્યવહાર ચાલુ કર્યો છે. રાઈન નદીમાં પણ મોટી નહેરો બાંધી આંતરિક વ્યવહાર માટે જળમાર્ગોનો વિશેષ ઉપયોગ જર્મનીએ કર્યો છે. આવી આંતરિક નહેર ૭,૫૩૬ કિલોમીટર



અથવા ૪,૬૪૪ માઇલ લાંબી છે. આ આંતરિક વ્યવહારને માટે જર્મની ૧૭,૮૩૩ નાની સ્ટીમરો વાપરે છે. આનું વજન ૬૪॥ લાખ ટનનું છે. લગભગ ૮ કરોડ ટન માલ આ સ્ટીમરો લાવ લઈજાવ કરે છે.

જર્મનીમાં વિમાની વ્યવહાર ખૂબ ફેલાયો છે. રાજ્ય આ વ્યવહારને ભારે સહકાર અને આર્થિક મદદ આપે છે. આ વિમાની વ્યવહાર યુદ્ધના વખતમાં અતિ ઉપયોગી છે. વિમાન બનાવવાના કારખાનાઓમાં યુદ્ધ સમયે બોમ્બર અને શિકારી વિમાનો બની શકે છે. વિમાનોમાં તાલીમ પામેલા વિમાનીઓ સૈનિકકાર્યમાં કામ લાગે છે. વિમાનગૃહોને પણ સૈનિક કામ માટે બદલી શકાય છે. વિમાનમાર્ગો માટે મેળવેલો અનુભવ અને માહિતી ઉપયોગનાં થઈ પડે છે. આથી જર્મન રાજ્ય વિમાનોના ખાનગી સાહસોને ઉત્તેજન આપે છે.

પોસ્ટ અને તારખાતું જર્મનીની મધ્યસ્થ સરકાર સંભાળે છે. આમાં ૩,૫૦,૮૩૨ માણસો કામ કરે છે. કુલ ઑફિસો ૬૨,૧૧૩ છે. એની પેદાશ ૧૬૪ કરોડ માર્કની છે; ખર્ચ ૧૩૧ કરોડ માર્કનું છે. તારના દોરડાંઓની લંબાઇ ૯૫,૩૫૦ માઇલની છે; તેમાં ૩૪ લાખ માઇલ લાંબાં તારનાં દોરડાં વપરાયલાં છે. ટેલિફોનોની લંબાઈ ૧,૪૧,૬૧૬ માઇલોની છે. ૧૯૩૪માં ૨૨ લાખ ટેલિફોનો જર્મનીમાં હતા. અમેરિકા સાથે તારના સંદેશા માટે સાગરની અંદર દોરડાંઓ નાખેલાં છે.



૧૯૩૫ ના કેટલાક અગત્યના દેશ દેશાવરોની સર ખામણીના આંકડાઓ નીચે મુજબ છેઃ—

૧ ઘઉં જગતની કુલ પેદાશ ૬૪।।। કરોડ કવાટરની (દરેક ૪૮૦ પૌંડનો) છે; તેમાં રશિયા ૧૪। કરોડ, અમેરિકા ૭।। કરોડ, જર્મની ૨। કરોડ કવાટર પેદા કરે છે. હિંદ પણ ૨। કરોડ કવાટર ઘઉંનો પાક પેદા કરે છે.

૨ રાઇનો જગતનો પાક ૨૦ કરોડ કવાટર થાય છે; તેમાં રશિયા ૯।।। કરોડ, જર્મનીમાં ૩।। કરોડ કવાટર થાય છે. હિંદમાં રાઇનો પાક નથી.

૩ ઓટનો ૪૫। કરોડ કવાટરનો જગતનો પાક છે; તેમાં રશિયા ૧૨।।। કરોડ કવાટર અને જર્મની ૩।।। કરોડ કવાટર પેદા કરે છે.

૪ જવનો જગતનો પાક ૨૬। કરોડ કવાટરનો છે; તેમાં ચીનનો પાક ૪।। કરોડ કવાટર, રશિયાનો ૪ કરોડ કવાટર અને જર્મનીનો પાક ૨ કરોડ કવાટરનો છે.

૫ મકાઇનો જગતનો પાક ૪૬। કરોડ ટનનો છે. તેમાં અમેરિકાનો ૨૫।।। કરોડનો, હિંદનો ૧ કરોડ ઉપરનો છે. જર્મનીનો નથી. જર્મનીમાં ચોખા પણ થતા નથી; બાજરી જુવાર પણ થતાં નથી.



૬ બટાટાનો પાક જગતનો ૨૨ કરોડ ટનનો થાય છે, તેમાં રશિયામાં ૭ કરોડ ટન, જર્મનીમાં ૪॥ કરોડ ટનનો પાક થાય છે.

૭ બીટરૂટની ખાંડમાં જગતનો પાક ૯૮ લાખ ટન ખાંડનો થાય છે; તેમાં રશિયામાં ૨૦ લાખ ટન, જર્મનીમાં ૧૪॥ લાખ ટન થાય છે. શેરડી કે ચહા જર્મનીમાં થતાં નથી. કોફી પણ થતી નથી; કોકો પણ થતાં નથી.

૮ માંખણ જગતમાં ૩૫ લાખ ટન થાય છે; તેમાં અમેરિકામાં ૯॥ લાખ ટન, રશિયામાં ૫ લાખ ટન, જર્મનીમાં ૪॥ લાખ ટન થાય છે.

૯ બીર દારૂ જગતમાં કુલ ૪॥ અબજ ગેલન થાય છે; તેમાં અમેરિકામાં ૧॥ અબજ અને જર્મનીમાં ૮૫ કરોડ ગેલન થાય છે. બ્રાન્ડી જર્મનીમાં થતી નથી. મરી પણ થતાં નથી. નારંગી, લીંબુ બહુ થોડાં થાય છે. સોયાબીન્સ, અળસી, કપાસ અને કપાસિયા પણ પેદા થતાં નથી. શણ પણ પેદા થતું નથી.

૧૦ લાકડાનો માવો (કાગળ બનાવવા માટે) કુલ જગતમાં ૨॥ કરોડ ટન થાય છે. તેમાં રશિયા ૯૦ લાખ ટન, અમેરિકા ૪૨॥ લાખ ટન અને જર્મની ૧૯ લાખ ટન તૈયાર કરે છે. ઊન જર્મનીમાં થતું નથી. રેશમ પણ જર્મનીમાં બનતું નથી.



૧૧ બનાવટી રેશમ જગતમાં કુલ ૪ા લાખ ટન બને છે; તેમાં ૧ા લાખ ટન અમેરિકામાં અને ૯૬ હજાર ટન જાપાનમાં બને છે. જ્યારે જર્મનીમાં ૪૬ હજાર ટન બને છે. રબર જર્મનીમાં બનતું નથી. તેલ પણ નજીવું નીકળે છે. પરંતુ જર્મની પોતાના કોલસાને પીલીને ૩૦થી ૪૦ લાખ ટન તેલ બનાવે છે.

૧૨ વીજળી જગતમાં ૩ા ખર્વ કીલનઅવર થાય છે; તેમાં અમેરિકા ૧ા ખર્વ, જર્મની ૩૪ાા અબજ, રશિયા ૨૬ અબજ કિલનઅવર પેદા કરે છે.

૧૩ સોનું જર્મનીમાં નીકળતું નથી. ટિન મળતું નથી. હીરા પણ નીકળતા નથી. નીકલ પણ થતું નથી. જર્મનીમાં તાંબુ થોડું મળે છે.

૧૪ રૂ જગતમાં ૨૦ કરોડ આઉંસ થાય છે; તેમાં મેક્સિકોમાં ૭ાા કરોડ આઉંસ, અમેરિકામાં ૪ાા કરોડ આઉંસ, જર્મનીમાં ૬૦ લાખ આઉંસ થાય છે.

૧૫ સીસું જગતમાં ૧૨ાા લાખ ટન થાય છે; તેમાં અમેરિકામાં ૨ાા લાખ ટન, ઑસ્ટ્રેલિયામાં ૨ લાખ ટન અને જર્મનીમાં ૧ા લાખ ટન થાય છે.

૧૬ કાંસુ જગતમાં કુલ ૧૨ લાખ ટન થાય છે; તેમાં અમેરિકા ૩ા લાખ ટન અને જર્મનીમાં ૧ા લાખ ટન થાય છે.



૧૭ એલ્યુમિનિયમ જગતમાં ૨॥ લાખ ટન થાય છે; તેમાં ૫૬,૦૦૦ ટન જર્મનીમાં, ૫૦,૦૦૦ ટન અમેરિકામાં થાય છે.

૧૮ લોઢું (Pig Iron) જગતમાં ૭I કરોડ ટન થાય છે; તેમાં અમેરિકામાં ૩॥ કરોડ ટન, જર્મનીમાં ૧॥ કરોડ ટન, રશિયામાં ૧I કરોડ ટન થાય છે. હિંદમાં ૨૦ લાખ ટન થાય છે.

૧૯ પોલાદ જગતમાં ૯॥ કરોડ ટન થાય છે; તેમાં અમેરિકામાં ૩॥ કરોડ ટન, જર્મનીમાં ૧॥ કરોડ ટન, રશિયામાં ૧I કરોડ ટન થાય છે. હિંદમાં ૧૦થી ૧૨ લાખ ટન થાય છે.

૨૦ કોલસો જગતમાં ૧I અબજ ટનમાં અમેરિકામાં ૩૭॥ કરોડ ટન, જર્મનીમાં ૨૮॥ કરોડ ટન, બ્રિટનમાં ૨૨I કરોડ ટન, રશિયામાં ૧૦॥ કરોડ ટન અને હિંદમાં ૩ કરોડ ટન થાય છે. જર્મનીમાં મેન્ગેનીઝ ધાતુ થતી નથી.

૨૧ રશિયામાં ૧॥ કરોડ ઘોડાં, અમેરિકામાં ૧I કરોડ ઘોડાં હિંદમાં ૨૩॥ લાખ ઘોડાં, જર્મનીમાં ૩૩॥ લાખ ઘોડાં છે.

૨૨ હિંદમાં ૨૦I કરોડ શિંગાળા જાનવરો છે. અમેરિકામાં ૬॥ કરોડ, રશિયામાં ૫ કરોડ અને જર્મનીમાં બે કરોડ છે. પરંતુ હિંદના ૨૦ કરોડ કરતાં જર્મનીના બે કરોડ પશુઓ વધારે દૂધ આપે છે.



૨૩ ચીનમાં ૭ કરોડ, અમેરિકામાં ૪ કરોડ, જર્મનીમાં ૨॥ કરોડ અને રશિયામાં બે કરોડ ડુક્કરો છે,

જગતમાં પેદાશમાં અમેરિકા પ્રથમ નંબરે, રશિયા બીજે નંબરે, બ્રિટિશ સામ્રાજ્ય ત્રીજે નંબરે અને જર્મની ચોથે નંબરે છે. યુદ્ધ માટે પેટ્રોલિયમ જર્મનીને રોમાનિયામાંથી (૭૦ લાખ ટન) મળે છે. લોઢું, કોલસો અને મનુષ્યશક્તિ એની પાસે પુષ્કળ છે.





૮

# જર્મન સૈન્ય

જર્મનીના લોકો છેલ્લા દોઢસો વર્ષો થયાં સૈનિકોની તાલીમ લે છે. તેઓ પ્રશિયાના સમ્રાટ ફ્રેડરિક વિલિયમના સમયથીજ (તાલીમ અને શિસ્તવાળું) સૈન્ય તૈયાર કરતાજ આવ્યાં છે. દશ પેઢી થયાં વંશપરંપરા આ સૈન્યની તાલીમ જર્મનીના લોકોને મળે છે. સૈનિક તરીકે જર્મન સિપાઇઓ યુરોપમાં પ્રથમ નંબરે ગણાય છે. યુરોપમાં જે મોટાં યુદ્ધો થયાં છે, તેમાં છેલ્લાં ૧૦૦ વરસો થયાં જર્મન સૈન્યો વિજય મેળવી શક્યાં છે. જર્મન યુવાનના લોહીમાં શિસ્તપાલન, યુદ્ધ અને મહત્વાકાંક્ષા રહી

છે. જર્મન સ્વાવસિદ્ધ સિપાઈ છે. એ પ્રાણ દેવામાં પછાત પડે તેમ નથી. યુદ્ધભૂમિ એને માટે મહાન ક્ષેત્ર અને પુણ્યભૂમિ છે. સંકટો, કષ્ટો અને હાડમારીઓ સહેવાને માટે જેટલો જર્મન સૈનિક તૈયાર છે તેટલોજ પ્રાણહોમ કરવાને તૈયાર છે. એશિયામાં જાપાનીઓ આવી જ સૈનિકશક્તિ ધરાવે છે. યુરોપમાં એવો જ યુદ્ધપ્રેમ જર્મનો માટે હોવાનું જણાય છે.

ફ્રેડરિક ધી ગ્રેટે આ જર્મન યુદ્ધયંત્રના વૃક્ષને મજબૂત કર્યું. સાત વરસના યુદ્ધમાં જર્મની, ઓસ્ટ્રિયા અને તેના બીજા મિત્રો સામે અણનમ રહ્યું. એજ યુદ્ધના શોખીન જર્મનીએ ૧૮૬૬માં ઓસ્ટ્રિયાને, ૧૮૭૦માં ફ્રાન્સને હરાવ્યું હતું. એનાજ બળથી જર્મનીએ યુરોપના રાજ્યદ્વારી ક્ષેત્રમાં અનહદ પ્રમાણમાં લાગવગ મેળવી હતી. જર્મન સૈન્ય એટલે શિસ્ત, લડાયક શક્તિ, તાલીમ અને યુદ્ધની કઠિનાઈઓ સહન કરનાર સંપૂર્ણ સૈનિકનું કળામય સૈન્ય યુરોપમાં ગણાતું હતું. ૧૯૧૪–૧૮માં આ મહા સૈન્યની અને આખી પ્રજાની કસોટી થઈ. જર્મન સૈન્ય પ્રથમથીજ તૈયારીઓ કરી રાખે છે; એ કદી પણ પછાત કે આગ લાગે ત્યારે કૂવો ખોદનાર નથી. એ યુદ્ધ અગાઉથીજ ૪–૫ વરસ કે વધારે સમયની તૈયારીઓ કરી એકદમ મજબૂત અને પરાક્રમી સૈન્ય તરીકે બહાર પડે છે. એ સમયે એના શત્રુઓ ઓચિંતા અણતૈયારીઓમાં ઉપરા ઉપરી પરાજયો મેળવે છે. જર્મન સૈન્ય આક્રમણને યુદ્ધભાગ તરીકે પોતાની યુદ્ધનીતિમાં સ્થાન આપે છે. એને હમેશાં ત્વરિત વીજળીવેગના વિજયો વરે છે.






માર્શલ હીન્ડનબર્ગ

પ્રથમ વિશ્વયુધ્ધમાં જર્મનીનો સર્વોપરી સેનાપતિ

મહાયુદ્ધ (૧૯૧૪–૧૮) પછી જર્મનોની હાલત ભારે કફોડી થઇ પડી હતી. તેઓને માત્ર ૧,૦૦,૦૦૦ જેટલું સૈન્ય રાખવાની સૂચના મળી હતી. જર્મની પાસે વિમાનો નહોતાં; સાગર મનવારોનો કાફલો નહોતો. એનાં હથિયારોનાં કારખાનાંઓ તોડી ફોડી નાખવામાં આવ્યાં હતાં; નવાં બાંધવાનો હુકમ નહોતો. મોટી તોપો, રણગાડીઓ અને બીજાં મોટાં શસ્ત્રાસ્ત્રો બનાવવાની જર્મનોને રજા નહોતી. જર્મની ઉપર ચોકી કરવાને માટે સાથી-રાજ્યોના પ્રતિનિધિઓ રહેતા હતા. વર્સેલ્સ સંધિથી જર્મનીની પદવી ખૂબ ઉતારીને તેને નાના રાજ્યની પંક્તિમાં મૂકવામાં આવ્યું હતું. દેશ પરદેશમાં જર્મનીની ભારે માલહાનિ થઈ હતી. જર્મની ઘણી મંદ હાલતમાં પહોંચ્યું હતું. એની પાસે વેપાર નહોતો, ઉદ્યોગો ભાંગી પડયા હતા; વહાણવટું નહોતું; પૈસો નહોતો; હતાં માત્ર અડગ આત્મશ્રદ્ધા, યુદ્ધના અનુભવ અને લડાયકવૃત્તિ અને પોતાના ભાગ્યના શ્રેષ્ઠ થવાનો ભારે વિશ્વાસ. આ ત્રણેયને આધારે જર્મનીએ હજારો વિઘ્નો તોડી યુદ્ધશક્તિ મેળવી લીધી.

જર્મનીએ યુદ્ધતૈયારીઓ માટે યુક્તિઓ રચી. એને એક લાખ સિપાઇઓ સૈન્યમાં રાખવાનો હુકમ હતો. જર્મનીએ બહારની નજરે આ સંધિ પાળી હતી. પરંતુ એણે એક લાખ સિપાઈઓને સરસ યુદ્ધતાલીમ, કવાયત, શસ્ત્રશિક્ષણ અને શિસ્ત શીખવીને એમને રજા આપી દીધી. એકસામટી રજા ન આપતાં એક એક ટુકડીને વિખેરી નાંખી. તેને ઠેકાણે બીજા નવા તાજા સિપાઇઓ



માટે યુવાનોને મેળવી ફરી એજ સરસ લશ્કરી તાલીમ આપી, એને ફરી વીખેરી નાંખતા હતા. આમ અનેક લાખ યુવકોને વારાફરતી જર્મની તાલીમ આપતું હતું, જર્મનીએ આ રીતે આખી પ્રજાના યુવકોને ચાલુ તાલીમ આપવાની ક્રિયા ક્યારે પણ બંધ રાખી નહોતી. એના મનમાંથી પોતાના પરાજ્યનું વૈર લેવાની ઇચ્છા ક્યારે પણ નષ્ટ થઈ નહોતી. આ સિવાય, પોલીસના બા લાખ જેટલા સિપાઇઓને પણ જર્મનીએ લશ્કરી તાલીમ અને શસ્ત્રાસ્ત્ર વાપરતાં શીખવવા માંડયાં. વળી જુદા જુદા રાજદ્વારી અને ધનિકો પોતાના ખાનગી સૈન્યો રાખવા માંડયાં. આમ જર્મની પાસે નામનું એક લાખ પણ ખરેખર ત્રણ લાખનું ચાલુ સૈન્ય રહેવા લાગ્યું.

૧૯૩૩ના ફેબ્રુઆરીમાં હેર હિટલરે જર્મન શાસન પોતાના હાથમાં લીધું. એણે પ્રજાસંઘ પાસેથી જર્મનીને માટે સમાન સત્તાની માંગણી કરી. પ્રજાસંઘમાં ફ્રેન્ચો અને અંગ્રેજોનું પ્રાબલ્ય હતું. જર્મનીની માંગણી વ્યાજબી હતી. એણે બીજાં મહારાજ્યો જેટલું નહિ પરંતુ બે લાખનું સૈન્ય રાખવાની માંગણી કરી, અથવા બીજાં રાજ્યો પોતાનાં સૈન્યો ઘટાડે તો પોતાનાં સૈન્યો ઘટાડવા માટે પણ તૈયારી બતાવી. ફ્રેન્ચો અને અંગ્રેજોએ આ માંગણી ધૂત્કારી કાઢી. હેર હિટલરે પ્રજાસંઘમાંથી જર્મનીને છૂટું કર્યું. એણે ફ્રેન્ચો અને અંગ્રેજો વચ્ચે ચાલતા મતભેદોનો લાભ લઈને વર્સેલ્સની સંધિની સૈનિક સંકોચની કલમોનો ખુલ્લી રીતે



જર્મન સૈન્ય

ભંગ કર્યો. એણે સૈન્ય વધારવા માંડયું. એણે પોતાની માંગણીઓ વધારીને ૩,૦૦,૦૦૦ સૈનિકો માટેની માંગણી કરી. પણ ફ્રેન્ચો એવી ખુલ્લી પરવાનગી આપવા તૈયાર નહોતા. એમને જર્મનીનો હૃદયમાં મોટો ભય હતો. ૧૯૧૮થી ૧૯૩૯ સુધીનાં ૨૧ વરસો સુધી ફ્રેન્ચોની વિરૂદ્ધતા જર્મનીને ભોગવવી પડી હતી. ફ્રેન્ચો કોઈ રીતે જર્મનીને દાબી દેવા માંગતા હતા. જર્મનીને બહાર આવવું હતું. જર્મની ફાવ્યું.

હેર હિટલરે કોઈની દરકાર વગર સૈન્યો વધારવાની, પ્રથમ ખાનગીમાં અને પછી જાહેરમાં પેરવીઓ કરવા માંડી. જો સાથી-રાજ્યોમાં એકસંપ હોત તો કદાચ એજ વખતે જર્મની ઉપર આક્રમણ કરીને એનો ઘડો લાડવો કરી નાંખ્યો હોત. પરંતુ અંગ્રેજો અને ફ્રેન્ચોને પરસ્પર એકમત નહોતો. અંગ્રેજોનો જર્મનીને તદ્દન દાબી નાંખી ફ્રાન્સને અતિ બળવાન બનાવવાનો ઇરાદો નહોતો; તેમ અંગ્રેજો કયારે પણ યુદ્ધપ્રિય નથી. યુદ્ધને માટે છેલ્લી ઘડીએ તેઓ તૈયાર થાય છે. શરૂઆતમાં માર ખાઇને તેઓની શક્તિ વિકાસ પામે છે. આ રીતેજ એમણે સ્પેનિશો, ફ્રેન્ચો અને જર્મનોને છેલ્લાં ૨૦૦ વરસોમાં મહાત કર્યાં હતા. હેર હિટલરે જર્મનીના સૈન્યોનો મોટો વિકાસ કર્યો. એની પાસે આર્થિક સાધનોની ન્યુનતા હતી; છતાં એણે બનતાં સાધનો ભેગાં કરીને યુદ્ધની તૈયારીમાં નાણું ખર્ચવાનો વિચાર રાખ્યો. એને કોઇ રીતે ફ્રાન્સ દાદ આપતું નહોતું. હિટલરે જનરલ ગોરિંગને



નીમી પોતાનો વિમાની કાફલો અતિ મજબૂત બનાવવાનાં પગલાં લીધાં. શસ્ત્ર સામગ્રીઓ બનાવવાનાં અનેક કારખાનાંઓ ઊભાં કર્યાં. મિત્ર રાજ્યોએ પ્રજાસંઘ દ્વારા માત્ર નબળા ઠરાવ કર્યા. જર્મનીએ મોટી તૈયારીઓ કરવા માંડી. આજનું જે મહાન જર્મન સૈન્ય છે તે એ તૈયારીઓનું સીધું પરિણામ છે. ૧૯૩૫થી ૧૯૩૯ સુધીમાં મોટું જર્મન સૈન્ય તૈયાર થઈ ગયું.

હેર હિટલરે આઠ વરસના છોકરા છોકરીનાં વિશાળ સૈન્યો હેર બાલ્ડિચની સરદારી નીચે ઊભાં કર્યાં. એમને સૈનિક તાલીમની બારાખડી શીખવવામાં આવી. પછી કિશોરોને બંદુકોની પ્રેક્ટિસ આપવામાં આવતી હતી. તે પછી યુવકોને બધી હવામાં અને ઋતુઓમાં ખુલ્લે અંગે મજૂરી કરી કઠિન પોલાદ જેવા થવાની ફરજ પાડવામાં આવતી હતી. દર છ મહિને રા લાખ યુવકોને સવારના છથી તે બપોરના ત્રણ વાગતા સુધી જર્મનીમાં નવા રસ્તા બાંધવા અને ખારી જમીનમાં મીઠી માટી નાંખી ખેતી યોગ્ય જમીન બનાવવાની તાલીમ આપવામાં આવતી હતી. સાદુ ખાવા પીવાનું અને કઠણ શૈય્યા એમને આપી તપોમય જીવન ગુજારવાની ટેવ પાડવામાં આવતી હતી. બપોરના ત્રણ વાગ્યા પછી અનેક જાતના વિષયોથી એટલે ઈતિહાસ, ભૂગોળ, યુદ્ધશાસ્ત્ર, નાત્ઝી સિદ્ધાન્તો ઉપર એમને ભાષણોની હારમાળાથી શિક્ષણ આપવામાં આવતું હતું. હેર હિટલરે મોટરોનાં યંત્રકામ, રણગાડીઓની તાલીમ, વિમાની તાલીમ, તોપચીઓની તાલીમ માટે આમાંથી



ચતુર, બુદ્ધિમાન યુવકો પસંદ કરીને ગોઠવવા માંડયા. આમ જર્મનીએ પેટે પાટા બાંધીને પણ મોટી લશ્કરી તૈયારીઓ કરી. હેર હિટલર ખૂબ પ્રજાપ્રિય થઈ પડયો. પોણાસાત કરોડની પ્રજાએ એને યોગ્ય જવાબ આપ્યો. જર્મની ફરી રણવાંચ્છું બન્યું.

જર્મનીમાં સૈનિક તાલીમ ફરજિયાત છે. દરેક યુવકને જુદાં જુદાં મંડળોમાં તૈયાર કરીને એને બે વરસની સૈનિક તાલીમ આપે છે. જર્મનીના એક ડિવિઝનમાં ૨૦થી ૨૨ હજાર સૈનિકો હોય છે. હેર હિટલરે મોટી તૈયારીઓ કરીને ઘોડેસ્વાર ડિવિઝનને ઘોડાઓ ન આપતાં તેને બદલે મોટરો આપી. ઘોડા કલાકે દશ-બાર માઇલ કૂચ કરે જ્યારે મોટરો કલાકે ૭૦થી ૮૦ માઇલ કૂચ કરે. મોટરો સેંકડો માઇલ સુધી થાકે નહિ. એક ડિવિઝનમાં અમુક રણગાડીઓ, અમુક વિમાનો, મોટરગાડીઓ, સાઇકલો અને તોપખાનું એમ જુદા જુદા વિભાગો હતા. પરંતુ જર્મન યુદ્ધનિષ્ણાતોએ આ સર્વે વિભાગોનું યુદ્ધમાં પરસ્પર સહકારીપણું અને એકત્વ સાધવા ભારે મોટા પ્રયત્નો કર્યા. એમને ફતેહ મળી. જર્મન ડિવિઝનના આ જુદા જુદા વિભાગો એકતંત્ર હોય તેમ પરસ્પર ખૂબ સહકારી થઇ પડે છે. ત્રણ ડિવિઝનોનો એક કોર્પસ બને છે; એવાં બાર કોર્પસ એટલે ૭ાા લાખ સૈનિકોનાં ચાલુ સૈન્યો તરીકે જર્મની નિભાવતું હતું. ૧. કોનીગ્સબર્ગ ૨. સ્ટેટિન ૩. બર્લિન ૪. ડ્રેસડન ૫. સ્ટટગાર્ટ ૬. મનસ્ટર ૭.



મ્યુનિક ૮. બ્રેસલો ૯. કેસલ ૧૦. હેમ્બર્ગ ૧૧. હેનૉવર ૧૨ વેશાડન એમ બાર કોર્પસ રહેતાં હતાં.

દરેક ડિવિઝનમાં ત્રણ ભાગ છે. એમાં ૩ ટુકડીઓ પાયદળની ૨ ટુકડીઓ તોપખાનાની (એ સર્વ મોટરોવાળી હોય છે),૧ એંજિનિય રોની મોટરવાળી ટુકડી, એક ટુકડીમાં સંદેશવાહકો, રેડક્રોસવાળાઓ ડૉકટરો, નર્સો વગેરે હોય છે. આ સિવાય વેમર, વુર્ટબર્ગ, બર્લિ અને ડુસેલડૉર્ફ ખાતે ૪ યાંત્રિક સાધનોવાળી ડિવિઝનો રાખવામ આવી છે. યંત્રમય ડિવિઝનમાં પાંચસો પાંચસો પાયદળની ટુકડીઓ હોય છે. આ સૌને માટે મોટર સાઇકલો અથવા મોટરકા રહે છે. એમની સાથે એક તોપચીની ટુકડી, સામેના શત્રુઓન રણગાડીઓનો નાશ કરવા માટે રખાય છે. પૂર્વ પ્રશિયામાં ત્ર સ્વતંત્ર ઘોડેસ્વાર ડિવિઝનો રાખવામાં આવી હતી. આમ કુલ અ લાખનું જર્મન સૈન્ય, યુદ્ધ ચાલતું નહોય ત્યારે તૈયાર રખાયું હત યુદ્ધ સમયે તો દરેક ૧૮થી ૫૦ વરસની ઉંમરના પુરૂષને ફરજિયા સૈનિક તરીકે લેવાતો હતો. આમ યુદ્ધ સમયે ૬॥ કરોડન પ્રજામાંથી જર્મનીને ૭૫થી ૮૦ લાખ સૈનિકો મળી શકે છે.

જર્મનીએ યુદ્ધશાસ્ત્રને ખૂબ કેળવ્યું છે. દોઢસો વરસની ખંત ભરેલી ચીવટથી યુદ્ધના અંગે અંગનો તેના નિષ્ણાતોએ વિકાસ કરે છે. રણગાડીઓ, તોપખાનું, વિમાનખાતું, યંત્રખાતું, રસાયણખા વિદ્યુતખાતું, ખોરાકીપોશાકીખાતું એમ અનેક ખાતાંઓન



નિષ્ણાતોએ ભેગાં મળી જર્મન સૈન્યને સંપૂર્ણતા આપી છે; એટલુંજ નહિ પણ એક અબજ રૂપિયા ખર્ચીને ચારે તરફ જર્મનીના રક્ષણ માટે મજબૂત કિલ્લેબંધીઓ ઊભી કરી છે. આ કિલ્લેબંધીઓની લાઇનો સેંકડો માઇલ લાંબી છે. એમાં ચારે તરફ જમીનની અંદર મોટા ઓરડાઓ બનાવ્યા છે. આવા હજારો, ઓરડાઓમાં સૈનિકો, દારૂગોળો, વિમાનો, વિમાનીઓ, વિમાનવિરોધી તોપો, તોપચીઓ અને હોસ્પિટલો રાખી છે. આ કિલ્લેબંધી સેંકડો માઇલો લાંબી પાકી સિમેન્ટની બનાવેલી હોય છે. એમાં વીજળીની લાઇટો રહે છે; એમાં તોપોના મોરચાઓ ગોઠવ્યા હોય છે, એમાં અડધો માઇલ પહોળા કાંટાળા તારોની જાળીઓ ગોઠવી હોય છે. રેલ્વે અને મોટરો તથા વિમાનોથી એ કિલ્લેબંધીની ચારે તરફ સૈન્યો મૂકવામાં આવે છે. જર્મનીએ પોતાના બચાવ માટે આવી અનેક કિલ્લેબંધીઓ કરી છે. ફ્રેંચ, બેલ્જિયમ, હોલાન્ડ, સ્વિટ્ઝરલેન્ડે પણ આવી કિલ્લે-બંધીઓ કરી છે.

તોપો ઉપર જર્મનોએ ભારે મદાર બાંધ્યો છે. તોપોનાં યંત્રોમાં ખૂબ સુધારા વધારા કર્યાં છે. મોટી ૩૫ માઇલ જેટલે દૂર ગોળા ફેંકનારી "બિગબર્થા" જેવી તોપો બનાવી છે. એમના આખા સૈન્યમાં યંત્રવિભાગ મોટો છે. રણગાડીઓ "ટાઇગર"ના નામે ઓળખાય છે. આ રણગાડીઓ (ટેન્કો)નો ખૂબ સરસ વિકાસ કરાયો છે. એનો આસપાસ નવી શોધનું ચાર ઈંચ પોલાદના



પતરાનું બખ્તર હોય છે. એની અંદર ૭ ચારઇંચી તોપો રહે છે. પાંચ–૭ તોપચીઓ ટેંક હાંકનાર, દારૂગોળો પૂરો પાડનાર ટેન્કોમાંજ રહે છે. આ રણગાડીઓ એકબીજાને પડખે માઇલો સુધી પથરાયલી હોય છે. એ એકબીજાની પડખે સેંકડોની સંખ્યામાં પહોળા વ્યુહમાં ગોઠવાયલી રહે છે. નાની નદીઓ, છીછરાં તળાવો, ખાઈઓ, ખાડાઓ અને નાની ટેકરીઓ ઉપર આ ટેંકો કલાકના ૪૦–૫૦ માઇલના વેગથી ધસી જાય છે. એનો મૂળ ઉપયોગ અંગ્રેજોએ શોધી કાઢયો. પરંતુ જર્મનોએ એનો ખૂબ વિકાસ કર્યો છે. વિમાની યુદ્ધથી રણગાડીઓનું યુદ્ધ ઓછું મહત્વનું નથી.

યુદ્ધની શરૂઆતમાં આ રણગાડીઓ વ્યુહમાં ગોઠવાઈને આગળ વધે છે. કોઇ રણગાડીને તોપનો ગોળો લાગે એટલે એનાં ખંડેરોને પડતા મૂકી વ્યુહ આગળ વધે છે. ઉપર શિકારી વિમાનો એની આસપાસ રક્ષણ કરતાં ફરે છે. આ વિમાનો રણગાડીના વડાને તાર વગરનાં દોરડાંઓ મારફતે ઉપરથી સંદેશા મૂકે છે; માર્ગસૂચન કરે છે. આગળ વધવામાં વિઘ્નો હોય, અડચણો હોય, નદીઓ, તળાવો, પર્વતો વગેરેની ખબરો આપે છે. શત્રુઓનાં સૈન્યો અને રણગાડીઓની ખબરો આપે છે. આ સિવાય શત્રુઓનાં વિમાનો સામે આ રણગાડીઓનું રક્ષણ કરે છે. શત્રુઓનાં ચાર એંજિનવાળાં બોમ્બર વિમાનો આ રણગાડીઓ ઉપર ગુલાંટ મારી નીચે આવી જ્યારે બોમ્બગોળા ફેંકે છે ત્યારે રણગાડીઓનાં રક્ષક



શિકારી વિમાનો એમની પાછળ દોટ મૂકી તોપના ગોળાઓ છોડે છે. બોમ્બર વિમાનોની ગતિ કલાકે ૩૦૦ માઈલની હોય છે. શિકારી વિમાનોની ગતિ કલાકે પાંચશો માઈલની હોય છે. શત્રુનાં શિકારી વિમાનો પોતાનાં બોમ્બર વિમાનોના રક્ષણ માટે યુદ્ધ ચલાવે છે. તોપો, મશિનગનો અને ટોર્પિડો વરસાદની પેઠે આકાશમાં વરસે છે. રણગાડીઓમાં પણ વિમાનવિરોધી તોપો રખાય છે; વિમાનો ઉપર, દોડતી રણગાડીઓ ઉપર વિમાન વિરોધી તોપોથી મારો ચલાવે છે.

સૈનિકોના કેટલાક વિભાગોને છાપામાર યુદ્ધનીતિ (Gorrila warfare) શીખવવામાં આવે છે. આ યુદ્ધનીતિ મુજબ કેટલાય ચૂંટેલા સૈનિકો હથિયારબંધ થઇ રબ્બરના બૂટો પહેરીને આક્રમણ કરવા રાત્રે નીકળી પડે છે. શત્રુઓની રેલ્વે-ટ્રેનો, પુલો, ચોકીઓ, થાણાંઓ, અનાજ અને ખોરાકી શોધવા નીકળેલી નાની ટુકડીઓ ઉપર આ છાપામારો અંધારી રાતના તૂટી પડે છે. એમની આંખો અંધારામાં પણ જોઇ શકે એવી એમને તાલીમ મળી હોય છે. ઓચિંતો છાપો મારીને શત્રુઓની વસ્તુઓનો નાશ કરવા આ છાપામારોની પૂંઠે, થોડા હાથમાં, સ્ફોટક બોમ્બગોળાઓ બાંધેલા હોય છે. આ ગોળાઓની મદદથી તેઓ ઘણું નુકશાન કરી શકે છે. ચીનમાં અને રશિયામાં આ ગોરિલા-ઓએ કેર વર્તાવ્યો હતો, તેઓ પકડાય તો તેમને ગોળીથી વીંધી નાંખવામાં આવે છે, આથી પકડાવાનો મોકો આવે એટલે



પિસ્તોલની ગોળી પોતાના હૃદયમાં છાપામારો ચાંપી દે છે. આ છાપામારોનું કામ અંધારી રાત્રિનાજ થાય છે. તેઓ જાસૂસીકામ પણ કરે છે. શત્રુઓની ઘણી કિંમતી ખબરો લાવે છે. છાપામારોનું કામ મૃત્યુને હથેલીમાં લઈને ફરવાનું છે.

જર્મનીની સાત કરોડની આખી પ્રજા હમણાં યુદ્ધકામમાં રોકાયલી છે.





| | યુદ્ધજહાજો અને લડાયક જહાજો | લડાયક જહાજો | વિમાન-વાહક જહાજો | વિનાશિકાઓ | ડૂબકકિશ્તીઓ |
|---|---|---|---|---|---|
| જર્મની | ૫ +૪B | ૧૦ +૪B | ૨B | ૫૪ +૮B | ૭૧ +૨૮B |
| જાપાન | ૯ +૪B | ૩૯ +૧૬B | ૬ +૨B | ૧૧૮ +?B | ૬૪ +?B |
| ઈટાલી | ૬ +૨B | ૨૨ +૧૨B | | ૭૧ +૮B | ૧૦૮ +૨૬B |
| બ્રિટન | ૧૪ +૯B | ૫૮ +૧૯B | ૬ +૬B | ૧૭૬ +૪૩B | ૫૮ +૧૮B |
| ફ્રાન્સ | ૭ +૩B | ૧૯ +૧૮B | ૨ +૧B | ૬૦ +૬૦B | ૮૦ +૬૧B |
| રશિયા | ૩ +૧B | ૫ | ૨B | ૨૮ | ૧૫૦ +૧૨B |
| અમેરિકા | ૧૫ +૮B | ૩૭ +૬B | ૫ +૨B | ૨૨૦ +૩૦B | ૯૪ +૨૦B |

B. = ૧૯૩૯માં બંધાયેલાં જહાજો  + = વધારેલાં જહાજ  બંસી



૯

# જર્મનીનો સાગરકાફલો

જર્મનીએ સાગર ઉપર અદ્વિતિય બળ મેળવવાનો વિચાર ક્યારે પણ રાખ્યો નથી. ગયા મહાયુદ્ધમાં જર્મની સાગરયુદ્ધમાં પશ્ચાત પડયું હતું, ત્યારે પણ એનો સાગર કાફલો બળવાન જણાયો નહોતો. આ વખતે પણ જર્મન કાફલો બહુ કામ આપી શક્યો નથી. એણે વારંવાર છૂપા રહીને ઓચિંતા દેખાવ દઈ અંગ્રેજ કાફલા સાથે યુદ્ધો કર્યાં છે; પરંતુ એને હમેશાં પરાજય મળ્યો છે. હમણાં પણ જર્મન કાફલો વિલ્હેમશેવનના પોતાના બંદરમાં છૂપાઇને પડયો છે. એની મનવારોમાં અને એની આસપાસ

ભયંકર વિમાનવિરોધી તોપોની ચોકી ગોઠવી આ કાફલાનું રક્ષણ કરવામાં આવે છે. જર્મનીનો કાફલો ગયા મહાયુદ્ધમાં પરાજય પામ્યો હતો. વર્સેલ્સના કરારો મુજબ આ કાફલાની મનવારો અંગ્રેજોને સોંપી દેવામાં આવવાની હતી, પરંતુ કાફલાના નાવિકોએ પોતાના ઘર જેવી મનવારોને પોતાને હાથે સોંપતાં જીવ ચાલ્યો નહિ. એમણે જેટલી મનવારો હતી તે સર્વે સમુદ્રના પાણીમાં સ્પીટનહેગન ખાતે ડુબાડી દીધી હતી.

જર્મનીએ પોતાનો પુનરૂદ્ધાર કર્યો. એનાં કારખાનાંઓ ચાલુ થયાં; એને પરદેશોમાં લઇ જવા સ્ટીમરો પણ બાંધી. હવે સ્ટીમરોના રક્ષણ માટે કાફલો પણ જોઇએ. જેમ દરેક મહારાજ્યને પોતાના હક્કો જાળવવા મનવારોની દરકાર છે, તેમ સાગરપારના દેશો સાથેના પોતાના વેપારી સંબંધોને રક્ષણ આપવા કાફલાને મનવારોની દરકાર છે. જર્મનીએ પણ એવી મનવારો બાંધવા માંડી. જર્મનો પાસે ધનની છૂટ નહોતી. એમના પૈસાની મોટી રકમો જમીનના સૈન્યોની સજાવટ પાછળ વપરાતી હતી, આથી અંગ્રેજો જેટલું કાફલા પાછળ જર્મનો ખર્ચ કરી શકે તેમ નહોતું. આથી અંગ્રેજોની સાથે સંધિ કરી હેર હિટલરે પોતાના સાગર મનવારોના કાફલાને મર્યાદિત શક્તિવાળો બનાવ્યો. અંગ્રેજોના કાફલાના બળથી જર્મન મનવારોનું બળ ૩૫ ટકા રાખવું એવી સંધિ થઈ.

૧૯૧૪–૧૮ના ગત મહાયુદ્ધમાં જર્મનોએ પોતાના કાફલાને છૂપાવી રાખ્યો હતો અને જર્મન સબમેરિનોએ ભારે શક્તિ






લુડેનડોર્ફ

ગયા મહાયુધ્ધમાં જેણે જર્મન
સેનાઓની દોરવણી કરી હતી.

દેખાડી હતી. ૧૮૧૭માં બ્રિટિશ સ્ટીમરોને મોટા પ્રમાણમાં ડુબાડીને જર્મન સબમેરિનોએ પોતાનું હિંસકપણું સિદ્ધ કરી આપ્યું હતું. તે સમયના વડાપ્રધાન મિ. લૉઇડ જ્યોર્જના કહેવા મુજબ નિરાશાભરેલી સ્થિતિ આ સબમેરિનોએ આણી હતી. બ્રિટિશ માલ, સૈન્ય અને શસ્ત્રસામગ્રીઓ લઈ જતી સ્ટીમરોને મહાસાગરના જળમાં ડુબાડવાનું કામ જર્મનોએ ભારે સંપૂર્ણતાએ પહોંચાડયું છે. સમુદ્રમાં ડૂબકી મારતી આ સબમેરિન સ્ટીમરને દૂરથી જોઇ એની ગતિનો હિસાબ ગણીને ટૉર્પિડો મારે છે. આ ટૉર્પિડો સ્ટીમરના બખ્તરને ભેદીને અંદર મોટું ગાબડું પાડી દે છે. ત્રણથી પાંચ મિનીટમાં સ્ટીમર સાગરને તળીએ પહોંચે છે. જર્મન સબમેરિન ચલાવનારાઓએ ભયંકર સિદ્ધિ મેળવી છે. હાલના યુદ્ધમાં પણ હેર હિટલરનું આ હથિયાર ભારે કાતિલ નીવડયું છે. સબમેરિન ડુબાડવા માટે પણ અનેક ઉપાયો લેવાય છે, તેમાં ઘણા ફતેહમંદ નીવડે છે.

સબમેરિન ૯૦ ટનથી ૪૦૦ ટનના વજનની થઇ શકે છે. એ અતિ નાજુક સ્ટીમર છે. એ ડૂબી શકે છે, એટલે એને 'ડૂબક-કીસ્તી' પણ કહે છે. એના નીચે મોટી ટાંકીઓ હોય છે. તેમાં લાખો ગેલન સમુદ્રનું પાણી વીજળીના પંપ વાટે સ્વયં યાંત્રિક યુક્તિથી ભરાઈ જાય છે. ત્રણચાર મિનીટમાં તો પાણી ભરાય છે એટલે સબમેરિન ડૂબકી મારે છે. એ અંદર તળીઆ સુધી નીચે પહોંચે છે. પરંતુ તળીઆમાં ખડકો, વ્હેલો હોવાથી સબ-



જર્મનીનો 'સાગરડાકુ'

મેરિન બનતા સુધી સમુદ્રની વચ્ચેજ ચાલે છે. એમાં બહારની હવા ભરવા માટે ટાંકીઓ હોય છે. જ્યારે સમુદ્રમાં સબમેરિન ડૂબકી મારે ત્યારે બહારની હવા મળતી નથી; પરંતુ અંદરની સંઘરેલી હવા મળે છે; છતાં વાતાવરણ, સબમેરિન ડૂબકી મારે ત્યારે ગૂંગળાયલું રહે છે. અનુભવીજ એ સહી શકે છે. સબમેરિન ડૂબકી મારે એટલે એનું કોલસાથી ચાલતું એંજિન બંધ પડે છે, વિદ્યુત્શક્તિથી બીજું એંજિન ચાલવા માંડે છે. એ વિદ્યુત્શક્તિ પેદા કરવાનાં યંત્રો પણ સબમેરિનમાં હોય છે. તેમાં યંત્રો બહુ બારિક હોય છે. પાણીની સપાટી ઉપર ચલાવવાનાં યંત્રો જુદાં હોય છે; સપાટીની અંદર ચલાવવાનાં જુદાં હોય છે. સાગરમાં કેટલા ઊંડા પાણીમાં સબમેરિન ચાલે છે, કેટલા માઇલની ઝડપે ચાલે છે એનાં યંત્રો પણ હોય છે. દિશામાપક યંત્ર પણ રહે છે.

સબમેરિન બહુ ઊંડા પાણીમાં જતી નથી; કારણકે પાણીના દબાણમાં દબાઈ જાય. એની ગતિ કલાકે પંદરથી પચીશ માઈલની હોય છે. એ ચપળ હોય છે. એને દર ત્રણ–ચાર કલાકે હવા લેવા માટે ઉપર આવવું પડે છે, એટલે ઉપર આવે ત્યારે એનું ભુંગળું દેખાય છે. આ ભુંગળાને દૂરથી જોઈ શિકારી વિમાન નજદિક આવી ઉપરથી બોમ્બગોળો ફેંકે છે. સબમેરિન ધક્કો સહી શકતી નથી. બોમ્બ સહેજ દૂર પડે તો પણ એના જોશથી એ ઊંધી વળી જાય છે. સબમેરિનના ભુંગળામાં ત્રિકોણાકારે કાચ ગોઠવેલા હોય છે. ઉપર ચાલી જતી સ્ટીમરનું પ્રતિબિંબ આ કાચમાં ઝીલાય છે, એટલે



સબમેરિન એની પૂંઠે પડી ગણત્રી કરી ટોર્પિડોની નળીમાં હવાનું દબાણ મૂકીને ટૉર્પિડો છોડે છે. સ્ટીમરને ટોર્પિડો લાગતાંજ તે ડૂબી જાય છે. સબમેરિનમાં માર્ગ બહુજ સંકુચિત હોય છે. વિનાશીકા એના ભુગળાને દેખે છે કે દૂરથી કલાકના ૫૦–૬૦ માઇલની ઝડપે દોડી સબમેરિન ઉપર તોપો છોડે છે, અથવા "ડેપ્થચાર્જીસ"નો ગોળો ફેંકે છે. આ ગોળો પાણીની અંદર ઊંડો ફાટે છે. એના ધક્કાથી સબમેરિન ઊંધી વળી ડૂબી જાય છે. જર્મનીએ પાંચસોથી દશ હજાર માઈલની સફર કરી શકે એવી સબમેરિનો બાંધી છે તે બ્રિટિશ અને અમેરિકન સ્ટીમરો મોટા પ્રમાણમાં ડુબાડે છે. ૧૯૪૨ની સાલમાંજ ૬૧ કરોડ ટનની સેંકડો સ્ટીમરો આ સબમેરિનોએ ડુબાડી હતી એમ એક અમેરિકન રિપોર્ટ કહે છે.

સાગર કાફલામાં ઘણી જાતની મનવારો હોય છે. સૌથી મોટી મનવાર 'બેટલશિપ' જંગી જહાજ કહેવાય છે. એનું વજન ૩,૫૦૦૦ ટન જેટલું મહાભારત છે. એને આખા ભાગમાં ૯ ઇંચી અને ૭ ઇંચી જાડા પોલાદી પતરાનું બખ્તર હોય છે. એમાં ૨,૨૦૦ ખલાસીઓ રહે છે. એનું ખર્ચ ૨૦ કરોડ રૂપિયાથી પણ વધારે થાય છે. મોટા શહેર જેવું હોય છે. હવે ૪૦,૦૦૦ ટનની મહામનવારો પણ બંધાય છે; એની અંદર ચૌદથી પંદર ઈંચ વ્યાસની બે રાક્ષસી તોપો હોય છે જે ૩૫ માઈલ દૂર ગોળા ફેંકી શકે છે. બીજી નાની અનેક તોપો હોય છે. એના ઉપર બેત્રણ વિમાનો રક્ષણ અને ચોકી માટે રહે છે. આવી બળવાન મનવાર પણ સબમેરિનના એક



ટૉર્પિડોથી અથવા વિમાનમાંથી ફેંકાયલા મોટા બૉમ્બથી ડુબાડી શકાય છે. "પ્રિન્સ ઑફ વેલ્સ" અને "રિપલ્સ" જેવી મોટી જંગી મનવારો એમજ ડૂબી હતી. જાપાનીઓએ એકજ મોટા આકાશી ગોળાથી આ મનવારો ડુબાડી હતી.

વિમાનવાહી મનવારો પણ બહુ મોટી હોય છે. એના ઉપર મોટા મેદાન જેવું તુતક હોય છે; તેના ઉપરથી વિમાનો ઊડે છે. ૫૦ જેટલાં બૉમ્બર વિમાનો અને શિકારી વિમાનો આવી મનવારો ઉપર રહે છે, એમના ૪૦૦થી ૫૦૦ વિમાનીઓ પણ મનવારમાંજ રહે છે. એ હજારો માઇલ દૂર જઇને ત્યાંથી વિમાનો મૂકી અનહદ મોટું નુકશાન કરી શકે છે. પર્લ હાર્બરમાં રહેલા અમેરિકન મનવારોના કાફલા અને વિમાનોને જાપાનીઝ વિમાન-વાહક મનવારથી બહુ સાવચેત રહેવું પડે છે. કોઈ શત્રુવિમાન એના મેદાન જેવા મોટા તુતક ઉપર બૉમ્બગોળા ફેંકી એનો નાશ કરી નાંખે છે.

જર્મનીએ બાંધેલી 'પૉકેટ' જંગી મનવારો દશથી બાર હજાર ટનની હોય છે. ઝડપી આક્રમણ કરવામાં તે વેગવંતી છે. મોટી ક્રુઝરો એટલે અતિ જંગી મનવારો પણ ઝડપી હોવાથી સમુદ્ર-યુદ્ધના કામમાં ઉપયોગી છે. નાની ક્રુઝરો પણ જંગી મનવારોનું રક્ષણ કરતાં લડે છે. વિનાશીકાઓ ( ડિસ્ટ્રૉયરો ) ઝડપમાં બહુ જ વધારે હોય છે. એમનું કામ મહાજંગી મનવારો અને ક્રુઝરોનું



રક્ષણ કરવાનું હોય છે. આ સિવાય નાની ટૉર્પિડો બોટો પણ જલદી હુમલો કરીને મનવારો ઉપર ટોર્પિડો છોડે છે. સુરંગ મૂકનારી મનવારો સાગરમાં તરતી સુરંગો મૂકે છે; એવી અનેક જાતની મનવારો થાય છે. બ્રિટિશ નૌકા કાફલો સૌથી મહાન ગણાતો હતો. બસો વરસ થયાં સમુદ્રમાં એ વિજય મેળવતો ફરે છે. Rule Britannia rules the waves, Britons shall be never slaves એ આ કાફલાનું ગીત છે.

જર્મની પાસે નાનો પણ આધુનિક ઢબનો કાફલો છે; એ સરસ ગણાય છે, પરંતુ બ્રિટિશ નૌકાકાફલા સાથે એણે બાથ બીડી નથી.

જર્મની પાસે બે વિમાનવાહક મનવારો છે. દરેક ૧૬,૨૫૦ ટનની છે. એમાં ૮ છઇંચી તોપો છે, ૧૮ નવી ટોર્પિડો બોટો પણ છે. તે દરેકનું વજન છસો ટનનું છે તેમજ દરેકમાં ૪·૨ ઇંચી તોપો પણ છે. દરેકમાં છ ટોર્પિડોની ભુંગળીઓ પણ છે. એક મોટી જંગી મનવાર ૩૫,૦૦૦ ટનની છે. તેની ઝડપ કલાકે ૩૦ સાગર માઇલની છે. તેમાં આઠ ૧૫ ઇંચ વ્યાસની, બાર ૫·૯ ઇંચ વ્યાસની તોપો છે.

બે ચાર્નહોસ્ટ જાતની ૨૬,૦૦૦ ટનની મનવારો છે. એમાં નવ તોપો ૧૧ ઇંચી છે, બાર તોપો ૫·૯ ઇંચી છે, બાર તોપો ૪·૧ ઇંચી છે.

ત્રણ 'ડ્યુશલેન્ડ' જાતની દશ હજાર ટનની પૉકેટ મહામનવારો છે. એની ગતી કલાકે ૩૦ માઇલની છે. એમાં ૭ ૧૧ ઇંચી



તોપો, આઠ ૫ ઇંચી તોપો, ૭ ૪.૧ ઇંચી તોપો અને ૮ ટોર્પિડોની નળીઓ છે. એમાં બે વિમાનો પણ રહે છે.

જર્મની પાસે ૩ દશ હજાર ટનની ક્રુઝરો છે, તેમાં આઠ તોપો ૮ ઇંચી, બાર તોપો ૪·૧ ઇંચી અને બે વિમાનો રહે છે. એની ઝડપ ૩૩ દરિયાઇ માઇલની છે.

જર્મનીએ વિનાશીકાઓ ૧૯૩૫ માં બાંધવી શરૂ કરી છે. એની ઘણી વિનાશીકા મનવારો દરેક ૧૬૨ ટનની હોય છે. તેમાં ૫·૫ ઇંચની તોપો અને આઠ ટોર્પિડોની નળીઓ રહે છે. એક મોટી ૧૯૧૧ ટનની વિનાશીકા પણ છે.

જર્મનીએ સબમેરિનો ૧૯૩૫ માં બાંધવી શરૂ કરી એ એનું વિશિષ્ટ બળ છે. સબમરીનો ૨૫૦ થી ૭૫૦ ટન મોટી છે. હવે તો જર્મની એથી પણ મોટી સબમેરીનો બાંધે છે. જર્મની યુદ્ધમાં ચાલુ બીજી મનવારો બાંધતું નથી. એનું સમગ્ર બળ અને શક્તિ સબમેરિનો બનાવવામાં રોકેલ છે. એણે સેંકડો નવી ગોદીઓ સ્થાપી આશરે ૨૦૦ સબમેરિનો કુલ બાંધી હશે. એમાં ઘણી ડુબાડી દેવાઈ છે. બાકી કેટલી છે તે આંકડા છૂપા રખાયા છે. પણ મે ૧૯૪૩થી સબમરિનોનું બળ શિથિલ થયું છે.

જર્મનીની કેટલી મનવારો ડૂબી તેની કાંઈ ખબર નથી, પણ લગભગ ૩૦થી ૪૦ ટકા ડૂબી ગઈ હોવાનો સંભવ છે.





## ૧૦

# વિમાની દળ

**જર્મનીએ** જેવી રીતે સબમરિનોમાં શરૂઆતમાં સિદ્ધિ મેળવી તેવીજ રીતે સરસ વિમાનો બાંધવા માટે પણ એણે પ્રખ્યાતિ મેળવી છે. હમણાંના યુદ્ધનાં ત્રણ અંગો છે. સૌથી પહેલું અંગ જમીનનું સૈન્ય છે. એ પણ આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જ અને યાંત્રિક વાહનો ધરાવતું હોવું જોઈએ. તે પછી આધુનિક યુદ્ધનું બીજું અગત્યનું અંગ સાગરમનવારોનો કાફલો છે. જમીનના યુદ્ધમાં એની દરકાર રહેતી નથી. પરંતુ જમીનથી ઘણા મોટા ભાગમાં વ્યાપક સમુદ્ર–મહાસમુદ્રોના રક્ષણ માટે સાગરકાફલાની જરૂર પડે છે. ત્રીજું અંગ તે વિમાનો છે.

એનો મોટો વિકાસ આ યુદ્ધમાં થયો છે. સમુદ્રના યુદ્ધમાં, જમીનના યુદ્ધમાં સર્વત્ર વિમાની રક્ષણ વગર પરાજય નિશ્ચય છે. આની અગત્યતા ઘણી વધી પડી છે. ગયા મહાયુદ્ધમાંથીજ વિમાનોની અગત્યતા બહુ વધી હતી, છતાં ત્યારે યુદ્ધનું, એ બીજા બે અંગો જેટલું અગત્યનું અંગ ગણાતું નહોતું. પણ આ મહાયુદ્ધમાં એનો અનેરો વિકાસ થયો છે. જાત જાતનાં વિમાનો શોધી શકાયાં છે.

વિમાનોનો સહકાર આધુનિક યુદ્ધમાં અતિ અગત્યનો છે. એ અગત્યતા જર્મનીના વિજયોએ ૧૯૩૯ માંજ દેખાડી દીધી હતી. પરંતુ માત્ર વિમાનોના આક્રમણથીજ છેવટનો વિજય મળતો નથી. છેવટના વિજય માટે જમીનનું યંત્રવાહનોવાળું પાયદળ અને રણગાડીઓની પણ જરૂર છે; તોપોના મોરચાઓની પણ જરૂર છે, ત્યારેજ ફતેહમંદ થવાય છે. આક્રમણ અને રક્ષણ બંને માટે વિમાનોની જરૂર છે.

વિમાનોમાં સર્વથી વિશેષ ઉપયોગી બોમ્બર વિમાન છે. એની પાંખો ત્રીસ ફીટથી પણ વધારે લાંબી હોય છે. એમાં બેથી ચાર એંજિનો રહે છે. અમેરિકન લિબરેટર બોમ્બરમાં ચાર એંજિનો હોય છે. એની આસપાસ બખ્તર જડેલું હોય છે. એની અંદર આઠ માણસો રહે છે; બે તોપચીઓ, એક માર્ગદર્શક, એક હાંકનાર, એક બોમ્બ ફેંકનાર એ મુખ્ય હોય છે. વિમાનની



આગળ અને પાછળ અને પડખે તોપો ગોઠવેલ હોય છે. તોપો પોતાની મેળે દારૂગોળો ભરે છે. દારૂગોળો વિમાનોની અંદર રહે છે. મશિનગનો પણ વિમાનોમાં રાખવામાં આવે છે. આ બોમ્બર વિમાનોની ગતિ દર કલાકે ત્રણસો માઈલની છે. એમાં 'જ્યોર્જ' નામે યંત્ર રહે છે. તે વિમાનને, જે દિશામાં ગોઠવ્યું હોય તે દિશામાં લઈ જાય છે. એક અનુભવી ટેબલ ઉપર નકશા લઈ બેસે છે. તે હજારો માઈલના માર્ગને જાણે છે. શહેરો, ગોદીઓ, કારખાનાંઓને ઓળખે છે. બોમ્બર વિમાન ૫૨,૦૦૦ ફીટ (દશેક માઈલ) સુધી આકાશમાં ઊંચું જઈ શકે છે. એની સાથે શિકારી વિમાનો હોય છે. આ વિમાનો કલાકના પાંચસોથી છસો માઈલની ઝડપે આકાશમાં ઊડે છે.

શત્રુનાં શિકારી વિમાનો આકાશમાં સામનો કરે છે. ચારે તરફ મોટું યુદ્ધ થાય છે. તોપોમાંથી ગોળાઓ છૂટે છે. મશિન-ગનોમાંથી ગોળીઓનો વરસાદ વરસે છે. મોટું બોમ્બર વિમાન આકાશમાં ખૂબ ઊંચે ઊડીને એકદમ કલાકના સાતસો માઈલની ઝડપે નીચે આવે છે. એને બોમ્બગોળા ફેંકવા માટે એક મિનીટ હવામાં સ્થિર થવું પડે છે. એટલા સમયમાં શિકારી વિમાનોને એનો શિકાર કરવાનો સમય મળી જાય છે. નીચેથી વિમાન-વિરોધી તોપોમાંથી અગ્નિપડદો આકાશમાં પથરાય છે. આમ વિમાનો ઉપર ખૂબ ભય રહે છે. વિમાનો એક રતલના હજારો ગોળાઓ પોતાની પાંખોમાં સંઘરે છે. લાંબી પાંખોમાં આ ગોળાઓ



રાખવાનાં ખાનાં હોય છે. યંત્રોથી ગોળાઓ પોતાની મેળે છૂટે છે. મોટા ૩,૦૦૦ રતલના એક બે ગોળાઓ પણ બોમ્બર વિમાનો ઘણી વખત રાખે છે. ૫૦, ૧૦૦, ૨૦૦, ૩૦૦, રતલના જુદી જુદી જાતના અનેક બોમ્બગોળાઓ નીચેની વસ્તુઓ જોઇને બોમ્બ ફેંકનાર નાંખે છે. રેલ્વેઓ, સ્ટેશનો, ગોદીઓ, કારખાનાંઓ, કિલ્લાબંધીઓ, દારૂગોળાના ભંડારો, તેલની ટાંકીઓ ઉપર ગોળા વરસાદની પેઠે પડે છે.

આ ગોળાઓ અનેક જાતના હોય છે. કેટલાકમાં પેટ્રોલિયમ ભરેલો હોય છે; આથી મોટી આગ લાગે છે. કેટલાકમાં ફાટી નીકળે તેવો સ્ફોટક દારૂગોળો રહે છે, એ ફાટે છે અને આસપાસ ઘરોને પણ ઉડાવી મૂકે છે. ઘણી વખત મહોલ્લાના મહોલ્લા ઊડી જાય છે. બ્રિટનમાં જર્મનોએ બોમ્બમારો ત્રણેક માસ સુધી કર્યો. તેમાં બ્રિટનનાં શહેરોનાં ¼ ઘરો નાશ પામ્યાં હતાં. જર્મનીમાં બ્રિટિશ બોમ્બરો હમણાં ભારે નુકશાન કરી રહ્યાં છે. શહેરોનાં શહેરો ખંડિયેર બની ગયાં છે. વિમાનોથી પ્રજાજનોને બચાવવા જમીનની અંદર ભોંયરાં બાંધે છે. સોળ ફીટ જાડી દીવાલોના ઢાંકણવાળા આ ભોંયરાઓને બોમ્બો ભેદી શકતા નથી.

હમણાં વિમાની યુદ્ધે મોટું મહત્ત્વ ધારણ કર્યું છે. અમેરિકા દર વરસે એક લાખ વિમાનો તૈયાર કરે છે. દરરોજ ૪૦૦—૫૦૦ વિમાનો અને પક્ષોનાં કામ આવે છે. દરેક વિમાન ઉપર મોટું



ખર્ચ થાય છે. શિકારી વિમાન ઉપર પાંચ લાખ રૂપિયા અને બોમ્બરો ઉપર પંદરથી પચીસ લાખ રૂપિયા ખર્ચ થાય છે. આ વિમાનો માટે લાખો વિમાનીઓને સારી રીતે તાલીમ આપવી પડે છે. રસ્તાની ભૂગોળ, શહેરોની ઓળખ, તોફાનમાં કેવી રીતે કામ લેવું, કેવી રીતે તોપો ફોડવી, કેવી રીતે બોમ્બગોળા તાકીને ફેંકવા, શિકારી વિમાનોમાંથી કેમ બચવું, વિમાન સળગી ઊઠે તો છત્રી ખોલી કેવી રીતે નીચે ઊતરવું એ સર્વે તાલીમ વિમાનીઓને મળે છે. દરેક મહારાજ્ય લાખો વિમાનીઓ તૈયાર કરે છે. એમને બહુજ મુશ્કેલ કામ બજાવવાનું હોય છે, આથી તાલીમ પણ સરસ મળે છે. વિમાનો માટે મોટી રકમનું પેટ્રોલ જોઈએ છીએ. જર્મનો ૭૦ લાખ ટન પેટ્રોલ રૂમાનિયાના તેલના કૂવાઓમાંથી મેળવે છે. ૩૦ લાખ ટન પેટ્રોલ કોલસા પીલીને તૈયાર કરે છે. જર્મની દર વરસે ૩૦થી ૪૦ હજાર વિમાનો પોતાનાં કારખાનાંમાં તૈયાર કરે છે. પરંતુ અમેરિકાની વિમાનોની પેદાશ મોટી હોવાથી જર્મની પછાત પડયું છે.

આ સિવાય સૈન્યો લઇ જવા માટે મોટાં વિમાનો કામમાં લેવાની શરૂઆત જર્મનીએ કરી હતી. હવે બધાં રાજ્યો પાસે એવાં મોટાં વિમાનો છે; એમાં ૫૦થી ૧૦૦ સિપાઈઓ અને તેમનો સામાન લઇ જાય છે. સાથે નાની રણગાડીઓ, નાની તોપો અને દારૂગોળો પણ હોય છે. ટયુનિસિયાના યુદ્ધમાં જર્મની મોટા પ્રમાણમાં શસ્ત્રસામગ્રીઓ આવાં મોટાં વિમાનો મારફતે



મોકલતું હતું. આ વિમાનો ભારે ખર્ચાળ છે. હજારો ગેલન પેટ્રોલિયમ તેલ જોઈએ છીએ. ક્રીટ ખાતે પણ જર્મનીએ આવાં મોટાં વિમાનોનો ઉપયોગ કર્યો હતો.

બ્રિટને પોતાના દરેક શહેરોમાં વિમાનગૃહો બાંધીને શત્રુનાં શિકારી બોમ્બરો સામે રક્ષણ માટે વિમાનો રાખ્યાં છે. જર્મનીમાં પણ તેવીજ ગોઠવણો કરાઈ છે. આ સિવાય બ્રિટને પોતાના બેટને કાંઠે સેંકડો વિમાનગૃહો રાખીને હજારો કિનારાનાં ચોકિયાત વિમાનો રાખ્યાં છે; કિનારા ઉપર કોઈ આક્રમણકારી દળ અંધારામાં ઊતરે નહિ તેની સંભાળ આ વિમાનોની ચોકી રાખે છે.

સાગરની મનવારોમાં પણ વિમાનો ચોકી માટે રહે છે. સબમેરિનનું ભૂંગળું દેખાય એટલે વિમાનો તરત ઊડી એના ઉપર બોમ્બ ફેંકે છે. સાગરમાં કાફલાઓ જ્યારે પસાર થાય છે ત્યારે તેમનું રક્ષણ કરે છે. ચારે તરફ ઊડીને શત્રુના કાફલાની ખબરો લઇ આવે છે. આમ, સાગર મનવારોનો વિમાનીકાફલો જુદોજ રહે છે. એના ઉપર સાગર સેનાની સત્તા છે. વિમાનવાહક મનવાર પચાસ વિમાનોને આશ્રય આપે છે.

સૌથી વધારે તાલીમ પામેલા છત્રીસૈન્યોના વિમાનીઓ હોય છે. આ વિમાનીઓ માટે સરસમાં સરસ યુવકો પસંદ કરાય છે. એમને બે વરસની તાલીમ આપે છે. જેની દૃષ્ટિ અંધારામાં પણ જોઈ શકતી હોય, જે ભૂગોળનો સારો જ્ઞાતા હોય, કસરતી






મા ર્શ લ ગો રિં ગ

જર્મનીના હવાઈદળનો ધડવૈયો

અને શક્તિશાળી યુવાન હોય તેને સરસ વિમાનીક શિક્ષણ મળે છે. આ શિક્ષણમાં મુખ્ય કામ ૫૦૦ ફીટ ઊંચેથી ઠેકડો મારવાનું હોય છે. એ છત્રીસૈનિક, ઉપરથી નીચે આવતાં ગુલાંટો મારવાની કલા જાણે છે, એટલે ગુલાંટ મારી પડવાથી બળ ઓછું પડે છે. એ હથિયારબંધ હોય છે. દશ પંદરની નાની સંખ્યામાં નીચે ઊતરે છે. શત્રુની નાની ચોકીઓ, કિલ્લેબંધીઓ ઉપર ઓચિંતા છાપા મારી તે કબજે લે છે. શત્રુઓના મોટા ભંડારોને આગ લગાડે છે. શત્રુની સેનાના માર્ગો વચ્ચે અંતરાય ઊભાં કરે છે, ઠેકાણે ઠેકાણે આગો લગાડે છે, રેલ્વેના પાટા કાઢી નાંખે છે. આ પેરેશ્યુટ એટલે છત્રીસૈનિકોનું કામ મરણના મોઢામાં માથું મૂકીને રહેવાનું છે. જર્મનીએ હોલાન્ડ, નોર્વે અને રશિયામાં આવાં છત્રીસૈન્યોથી કામ લીધું હતું. જર્મની પાસે ૪૦૦૦ છત્રીસૈનિકો તાલીમ લઇ તૈયાર થઇ રહ્યાં છે. જર્મની પછી અમેરિકા અને બ્રિટન પણ છત્રીસૈનિકોનો ખૂબ ઉપયોગ કરે છે.

જર્મનીએ ૧૯૩૫ માં વિમાનોનું સૈન્ય ખાનગીમાં તૈયાર કરવા માંડયું. એણે વિમાનો પણ બાંધવા માંડયાં હતાં; જગતને એ વિષયમાં સંશય હતો. ૧૯૩૬ માં જર્મની બળવાન થયું. એણે પોતાની વિમાની તૈયારીઓ ઉપરથી પડદો ઉપાડી લીધો, માર્શલ ગોરિંગને વિમાનીખાતાના વિકાસનો ભાર સોંપ્યો. માર્શલ ગોરિંગે રસાયણિકો, યંત્રશાસ્ત્રીઓ અને વિદ્યુતશાસ્ત્રીઓને ભેગા કરીને એણે વિમાનો તૈયાર કરાવવા માંડયાં. બીજા



કોઈ પણ મહારાજ્ય કરતાં જર્મની વધારે પ્રગતિશીલ થયું. સરસમાં સરસ વિમાનો અને સારી તાલીમ પામેલા વિમાનીઓ એ જર્મનીનું ગૌરવ હતું. એણે વિમાનીઓ અને વિમાનોને યુદ્ધમાં યોગ્ય સ્થાન ગોઠવી આપ્યું. આધુનિક વિમાનોને યુદ્ધનું મુખ્ય અંગ બનાવ્યું. જર્મનીએ સૌથી પહેલાં મહાવિમાનો ( ઝેપ્લીનો ) બનાવ્યાં હતાં. પરંતુ એ અકસ્માતથી નાશ પામતાં હોવાથી એવાં વિમાનો બનાવવાનું મૂકી દીધું હતું.

જર્મનીએ હમણાંના મહાયુદ્ધ પહેલાં જ અનેક ખાનગી કંપનીઓ ઊભી કરી એમને મોટી આર્થિક સહાય આપી હતી. પોતાના દેશના પેસેન્જરો અને માલ લઈ જવા માટેની અનેક વૈમાનિક લાઈનો ઊભી કરી હતી. ૧૯૩૮ માં તો જર્મનીની વિમાની શક્તિ અતિશય વધી ગઈ હતી. ૧૯૩૯ ના સપ્ટેમ્બર માસમાં પોલાન્ડ ઉપર એણે આક્રમણ કર્યું હતું. એ સમયે પોલાન્ડના મોટા ઘોડેસ્વાર સૈન્યને જર્મન બોમ્બરોએ મોટી નુકશાની સાથે વીખેરી નાંખ્યું હતું. જર્મનીએ જે મોટા વિજયો મેળવ્યા હતા, તેમાં વિમાનોએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. હવે બીજાં રાજ્યોએ પણ મોટી સંખ્યામાં વિમાનો અને બોમ્બરો બાંધવા માંડ્યા છે એટલે જર્મની તેમની હરીફાઈમાં પાછળ પડી ગયું છે.

જર્મનીને રશિયામાં અને ઈટાલીમાં બે યુદ્ધો ચાલુ રાખવાં પડે છે. આમાં એની વિમાનહાનિ ઘણી મોટી થાય છે.



વિમાનો એ ખૂબ ખર્ચાળ વસ્તુ છે. જર્મનીએ આખા યુરોપમાં વિમાનોનાં વિશાળ કારખાનાંઓ બાંધ્યાં છે. પરંતુ બ્રિટિશ અને અમેરિકન બોમ્બર વિમાનો આ કારખાનાંઓની સતત ખબર લીધા કરે છે, આથી જર્મન પેદાશ ઘટવા ઉપર છે. વિમાનોનાં કારખાનાંઓ ઊભાં કરવાં એ સહેલી વાત નથી. તે સિવાય જર્મનીને પેટ્રોલિયમનો સવાલ પણ કઠિન થઈ પડ્યો છે; જેમાંથી પરાજયનું મુખ્ય કારણ કદાચ વિમાનોની તંગી બને.

જર્મનો પણ બ્રિટન ઉપર વિમાનો મૂકીને નુકશાની કરવાના પ્રયત્નો કરે છે; પંતુ તે પ્રયત્નો નબળા છે. જ્યારે બ્રિટિશ-અમેરિકન વિમાનો હજારોની સંખ્યામાં જર્મનીમાં ભારે નુકશાન કરે છે. જર્મનીને એ નુકશાન આકરૂં પડે છે. જર્મનીનું સબમેરિનોનું ભયંકર હથિયાર, બ્રિટિશ-અમેરિકન સ્ટીમરોને ડુબાડીને મોટું નુકશાન કરે છે. તેવું જ મોટું નુકશાન બ્રિટિશ-અમેરિકન બોમ્બર વિમાનો જર્મની ખાતે કરે છે. આ બોમ્બર વિમાનો જર્મન શહેરોના મહોલ્લા ગંજીફાનાં ઘરોની પેઠે ઉડાડી દે છે; આથી જર્મન પ્રજામાં મોટો ગભરાટ ફેલાય એ સ્વાભાવિક છે. જર્મની પણ યુરોપમાં પોતે જીતેલા ૨૫ દેશોમાં જર્મનની અંદર વિમાનો બનાવવાનાં કારખાનાંઓ બાંધે છે. એ પણ વિમાનોની પેદાશ વધારવા તનતોડ મહેનત કરે છે; છતાં એ કામનો વિકાસ કરતાં મહિના લાગે છે. તે દરમ્યાન જર્મન સૈનિક સ્થિતિ નબળી બનતી જાય છે. વિમાનોના પૂરા રક્ષણ વગર



આધુનિક યુદ્ધો લડી શકાય નહિ. વિમાનવિરોધી તોપો વગર કોઇ પણ શહેર કે વિભાગનું રક્ષણ થઈ શકે નહિ. મનવારો, સ્ટીમરોનો કાફલો, રેલ્વે ટ્રેનો, ભંડારો, દારૂગોળો અને પેટ્રોલનાં સ્થાનો સૌને વિમાની રક્ષણ જોઇએ છે. ભવિષ્યમાં વિમાન એ સર્વશ્રેષ્ઠ વાહન બનશે એ ચોક્કસ છે.








૧૯૧૪ ના મહા-યુદ્ધ પહેલાંનું જર્મની



૧૧

# ૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ

જર્મનીનું બળ ફાટ ફાટ થતું હતું. ઈ. સ. ૧૮૭૦થી જર્મનીએ કોઈ મોટી લડાઇ લડી નહોતી; એનું સૈન્ય ખૂબ તૈયાર હતું. નવી જાતનાં શસ્ત્રાસ્ત્રો અને નૂતન આક્રમણપદ્ધતિ જર્મનીએ તૈયાર કરી હતી. એના સૈનિક અધિકારીઓ યુદ્ધ માટે ખૂબ આતુર હતા. કૈઝર વિલિયમ યુદ્ધ માટે એટલો આતુર નહોતો; પરંતુ અણધારી રીતે યુદ્ધની ચિનગારી યુરોપના એક અજાણ્યા ખૂણામાંથી પ્રકટી નીકળી. એ આગની નાની ચિનગારી મોટા પ્રજ્વલિત અગ્નિનું રૂપ લઇ આખા યુરોપમાં પ્રસરી ગઇ.

યુરોપમાં માત્ર દીવાસળી દેનારની વાર હતી; ભડકા થતાં વાર લાગી નહિ. એ ચિનગારી સર્વિયાના બાલ્કન રાજ્યના સરજાવો નામે નાના શહેરમાંથી ફેલાઈ હતી. ઓસ્ટ્રિયા–હંગેરીનો આ સમયે સમ્રાટ ફ્રાન્સ જોસેફ હતો. એ વૃદ્ધ સમ્રાટનો પાટવી કુંવર આર્ચ ડયુક ફ્રાન્સિસ ફર્નાન્ડિડ અને તેની રાજદરબારથી નહિ સ્વીકારાયેલી પત્ની આ પ્રદેશમાં ફરવા ગયાં. સરજેવોના નામના એક સર્વિયન વિદ્યાર્થીએ ગોળી મારી આ યુગલનું ખૂન કર્યું. ઓસ્ટ્રિયા–હંગેરીના સમ્રાટે સર્વિયા ઉપર પોતાના મહારાજ્યની સામે કાવત્રાં કરવાનો આરોપ મૂકયો. રશિયાની મદદ ઉપર ઝઝૂમતા સર્વિયાએ આનો જવાબ સંતોષકારક આપ્યો નહિ.

ઓસ્ટ્રિયા–હંગેરીએ સૈન્ય મૂકીને સર્વિયાની રાજ્યધાની બેલગ્રેડ ઉપર તોપોનો મારો ચલાવ્યો. આથી સર્વિયાના મિત્ર રશિયાએ ઓસ્ટ્રિયા–હંગેરીની સામે યુદ્ધ જાહેર કર્યું. ૨૮ જૂન ૧૯૧૪માં યુવરાજનું ખૂન થયું; ૨૫ જુલાઇના ઓસ્ટ્રિયા–હંગેરીએ સર્વિયાના જવાબને અસંતોષકારક ગણ્યો. ૨૮ જુલાઇના રોજ ઓસ્ટ્રિયા–હંગેરીએ યુદ્ધ જાહેર કર્યું. તા. ૩૧ જુલાઈના રોજ રશિયાએ સૈન્ય ભેગું કરવાનો આદેશ છોડયો. ઓસ્ટ્રિયા–હંગેરીની સાથે સંધિથી બંધાયેલા જર્મનીએ ઓગસ્ટ તા. ૧ લીએ રશિયા સામે યુદ્ધ જાહેર કર્યું. રશિયાના મિત્ર ફ્રાન્સે બીજે દિવસે સૈન્ય એકત્ર કરવાનાં જાહેરનામાં કાઢયાં. ઓગસ્ટ માસમાં જર્મની અને ફ્રાન્સની સરહદ ઉપર ઝપાઝપીઓ થઈ. જર્મનીએ લક્ષમબર્ગના મધ્યસ્થપણાની



સંધિ તોડી; એ નાના રાજ્યમાંથી સૈન્યોને કૂચ કરાવી. બેલ્જિયમને પોતાનાં સૈન્યોને માર્ગ આપવા જર્મનીએ વિનંતિ કરી પરંતુ બેલ્જિયમે આ વાત સ્વીકારી નહિ.

ઇટાલીની, જર્મની અને ઓસ્ટ્રિયા સાથે સંધિ હતી; એક-બીજાને યુદ્ધના સમયમાં સહાય કરવાના કરારો હતા. પરંતુ પોતાને આ ઝગડામાં રસ નથી અને કાયદેસર જર્મનીને મદદ કરવા બંધાયેલ નથી એમ કહી ઇટાલી તટસ્થ રહ્યું. તા. ૩ ઓગસ્ટ ૧૯૧૪ના જર્મનીએ બેલ્જિયમ ઉપર આક્રમણ શરૂ કર્યું. એજ તારીખે જર્મન સૈન્યે રશિયાની સરહદમાં પ્રવેશ કર્યો.

તા. ૪ થી ઓગસ્ટે ઇંગ્લેન્ડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. બેલ્જિયમની તટસ્થતા જર્મનીએ તોડી એટલે ઇંગ્લન્ડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. યુરોપમાં આ વખતે કોઇ બળવાન શક્તિશાળી રાજ્યદ્વારી હોત તો સમજાવીને આ નાના જેવા શરૂઆતના કજિયાને શાંત કરી દીધો હોત. પરંતુ બનાવો એટલી ઝડપથી બન્યા કે કોઇને વચ્ચે પડવાનું સૂઝયુંજ નહિ. બ્રિટનમાં આ સમયે મિ. એસ્કવિથ અને સર એડવર્ડ ગ્રે જેવા શાંતિ ચાહનારા પ્રધાનો હતા: એમણે જો ઝુંબેશ ઉપાડી હોત તો કજિયો જરૂર પતી જાત. જર્મનીએ બેલ્જિયમની તટસ્થતા સ્વીકારવાની ના પાડી; આથી બ્રિટને જર્મની વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું.

તા. ૫ ઓગસ્ટના રોજ અમેરિકન પ્રેસિડેન્ટ વિલ્સને મધ્યસ્થ તરીકે રહી આ તકરાર પતાવવા વિનંતિ કરી, પરંતુ હવે આગ ભભૂકી ગઈ હતી, એટલે એ અપીલ બ્હેરા કાનો ઉપર અથડાઈ.

તા. ૭ ઓગસ્ટ ૧૯૧૪ના પહેલેજ તડાકે જર્મનીએ બેલ્જિયમના લીજ શહેરને લઈ લીધું. ફ્રેન્ચ સૈન્યે એપીસેસ પ્રાંતમાં પ્રવેશ કર્યો. બીજે દિવસે બ્રિટિશ સૈન્ય ફ્રાન્સના સહકારમાં ફ્રાન્સમાં ઊતર્યું. તા. ૧૩ના રોજ જર્મન સૈન્યો બ્રસેલ્સ તરફ રવાના થયાં. તા. ૧૬ ઓગસ્ટના રશિયન સૈન્ય આગળ વધ્યું; બ્રસેલ્સને છોડી બેલ્જિયમ સરકાર એન્ટવર્પમાં ગઇ. જર્મન સૈન્યે તા. ૨૨ના રોજ નાપૂર ઉપર હલ્લો કર્યો. તા. ૨૩ ઓગસ્ટના જાપાને જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. ઓગસ્ટ તા. ૨૭ના રોજ મિત્રરાજ્યોના સૈન્યોએ પીછેહઠ કરીને સોમ નદી પાસે આવી પહોંચ્યાં. જર્મન આગેકૂચ ચાલુ રહી. જર્મનોની સેનાઓને અટકાવવા મિત્ર સેનાઓ સફળ થઈ નહિ.

તા. ૨૫થી ૩૦ ઓગસ્ટના રશિયન સૈન્યોએ ગેલેસિયામાં આક્રમણ કર્યું. બ્રિટિશ ખલાસીઓએ ઓસ્ટેન્ડનું (બેલ્જિયમનું) બંદર લઇ લીધું. ફ્રાન્સના શહેરો લીલીએપીએન્સ, રૂએન્સ જર્મનોએ લઈલીધાં. માર્શલ હિન્ડનબર્ગે રશિયન સૈન્યોનો ભયંકર પરાજય કર્યો. બ્રિટિશ મનવારોએ હેલીગોલેન્ડ ખાતે જર્મન કાફલાને હરાવ્યો. મિત્રરાજ્યોના સૈન્યોની પીછેહઠ ચાલુ રહી. સીન નદી સુધી પીછેહઠ થઈ. રશિયનોનો એલેનસીનના યુદ્ધમાં મોટો પરાજય થયો.



૧૯૧૪માં તા. ૨ સપ્ટેંબર થી તા. ૯ સપ્ટેંબર સુધી મિત્ર-રાજ્યોનાં સૈન્યોએ પીછેહઠ કરી સીનમાર્ને અને વરડુન ખાતે મજબૂત થાણાં નાંખી જર્મન સૈન્યોનો સામનો કર્યો. લેમ્બર્ગ ખાતે ઓસ્ટ્રિયન સૈન્યોએ રશિયન સૈન્યોનો પરાજય કર્યો. ફ્રેન્ચ સરકારે પેરીસને મૂકી બોનિંયામાં પોતાની સરકાર સ્થાપી. જર્મનોએ માર્ન નદી ઓળંગી મિત્ર સૈન્યોને પીછેહઠ કરાવી. જર્મનો પેરીસ આગળ પહોંચ્યા. તા. ૬ સપ્ટેંબરના રોજ માર્નની લડાઈમાં જર્મનો હાર્યા; એમણે પીછેહઠ કરી. તા. ૯ સપ્ટેંબરના ૭૦ હજાર હિંદી સૈનિકો ફ્રાન્સના સહકાર માટે ફ્રાન્સમાં ઊતર્યા. રશિયનોએ ગેલેશિયામાં વિજય મેળવ્યો.

તા. ૧૦થી ૩૦ સપ્ટેંબર વચ્ચે જર્મનોએ રીમ્સ શહેર મૂકી દીધું. એમડને (જર્મન મનવારે) હિંદી સાગરમાં સ્ટીમરો ડુબાડવાનું કામ ચાલુ રાખ્યું. રશિયનોનો જર્મનોએ પરાજય કર્યો. હિન્ડનબર્ગ જર્મન–ઓસ્ટ્રિયન સૈન્યનો મુખ્ય સેનાધ્યક્ષ નિમાયો. ફ્રાન્સમાં એસનેનું યુધ્ધ પૂરું થયું.

તા. ૧ ઓક્ટોબર ૧૯૧૪થી તા. ૩૧ ઓક્ટોબર સુધીમાં જર્મનોએ એન્ટવર્પ, ગેન્ટ, લીલી વિગેરે શહેરો લીધાં. મિત્ર સૈન્યોએ જર્મનીને યશેર શહેર પાસે અટકાવી દીધું. પરંતુ પાછળથી જર્મનો આગળ કૂચ કરવાને શક્તિમાન થયા.

તા. ૧ નવેંબરથી તા. ૩૦ નવેંબર સુધી તુર્કી જર્મનીના સહકારમાં યુદ્ધમાં જોડાયું. ફ્રાન્સમાં જોશબંધ યુદ્ધો ચાલ્યાં. રશિયન યુદ્ધો પણ ચાલુ રહ્યાં.



તા. ૧ ડીસેંબરથી તા. ૩૧ ડીસેંબર સુધીમાં જર્મન કાફલાની કેટલીક મનવારો અંગ્રેજ કાફલો ડુબાડે છે. ફ્રેંચ સરકાર પેરીસથી બોર્ડો ગઇ જર્મનોએ રશિયન સૈન્યોને પોલાન્ડમાં હરાવ્યાં.

૧૯૧૫ માં તા. ૧ જાન્યુઆરીથી ૩૧ જાન્યુઆરીના એક માસમાં લડાઈ ચાલુ રહે છે. કોઇ મોટો જય–પરાજય થતો નથી. ફેબ્રુઆરીમાં રશિયન સૈન્યોને પરાજયો મળે છે. જર્મનોએ સબમરિનોથી બ્રિટિશ સ્ટીમરો ડુબાડવાનું શરૂ કર્યું. માર્ચમાં યુદ્ધો ચાલુ રહ્યાં હતાં. એપ્રિલમાં બ્રિટિશ સૈન્યો તુર્કીના ડાર્ડેનલ્સ ખાતે ઊતર્યાં હતાં, પરંતુ ત્યાં એમને પરાજય મળ્યો હતો; મોટી નુકશાની ભોગવવી પડી હતી. મે માસમાં ઇટાલીએ મિત્રરાજ્યો સાથે જોડાઇ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. મે–જૂનમાં પણ યુદ્ધો સર્વત્ર ચાલુ રહ્યાં હતાં. રશિયનોને પરાજય મળ્યો હતો. રશિયનોએ પીછેહઠ આરંભી.

જુલાઇ–ઑગસ્ટ દરમ્યાન ફ્રાન્સમાં યુદ્ધો ચાલુ હતાં. કોઈ વખત જર્મનોને નાના વિજયો મળતા તો કોઇ વખત બ્રિટિશ-ફ્રેન્ચ સૈન્યોને મળતા હતા. રશિયન પીછેહઠ ચાલુ હતી. આથી ઝાર પોતે રણક્ષેત્રમાં આવી યુદ્ધનીતિ જાતે રચતો હતો.

૧૯૧૫ ના બાકીના માસોમાં યુદ્ધો ચાલુ હતાં. કોઈ ખાસ અગત્યનો બનાવ બન્યો નહોતો. ૧૯૧૬માં રૂમાનિયા મિત્ર-

રાજ્યોની સાથે મળી યુદ્ધમાં સામેલ થયું. ગ્રીસે પણ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. ઑસ્ટ્રિયા–હંગેરીનો શહેનશાહ મરણ પામ્યો. રૂમાનિયાને જર્મનીએ હરાવીને એનું મુખ્ય શહેર બુખારેસ્ટ જર્મનોએ લઈ લીધું. જર્મનો સુલેહ માટે તૈયારી બતાવતા હતા, પણ મિત્ર-રાજ્યો તે સ્વીકારતાં નહોતાં.

૧૯૧૭ માં અવનવા બનાવો બન્યા. તા. ૩ ફેબ્રુઆરી ૧૯૧૭ ના રોજ અમેરિકા જર્મની સાથે રાજ્યદ્વારી સંબંધ વિચ્છિન્ન કરે છે. તા. ૧૨ મી માર્ચથી રશિયામાં રાજ્યપરિવર્તન અને વિપ્લવ શરૂ થાય છે. તા. ૧૫ મી માર્ચે ઝાર રાજ્યગાદીનો ત્યાગ કરે છે. તા. ૨૬ એપ્રિલના અમેરિકા જર્મની સામે યુદ્ધ જાહેર કરે છે. તા. ૭ નવેંબરમાં બોલ્શેવિકો રશિયાની સરકારનો કબજો લે છે. એમણે જર્મની સાથે સુલેહ કરવાની વલણ લીધી.

સને ૧૯૧૮ નું વર્ષ એ યુદ્ધનું છેલ્લુ વર્ષ હતું. તા. ૩ જી માર્ચે રશિયાની સોવિયેટ સરકારે જર્મનો સાથે બ્રેસ્ટ–લીટોસ્કની સંધિ કરી. તા. ૨૧ મી માર્ચે જર્મનોએ મોટું આક્રમણ ફ્રાન્સ ખાતે શરૂ કર્યું. ફ્રાન્સમાં અમેરિકન સૈન્યો, જર્મન સૈન્યો સાથે લડે છે. જુલાઇ તા. ૧૮ ના મિત્ર રાજ્યોના સૈન્યોએ મોટું આક્રમણ કર્યું. તા. ૨૦ જી ઑગસ્ટના જર્મનીએ પીછેહઠ ચાલુ કરી. જર્મનીમાં સખ્ત દુકાળ શરૂ થયો. હિન્ડનબર્ગ કિલ્લેબંધી ભેદી મિત્ર સૈન્યો ફ્રાન્સમાં આગળ વધ્યાં. તા. ૧૭ ઓકટોબરના ઝેકોસ્લોવેકિયાની સરકારે નવું રાજ્ય શરૂ કર્યું. તા. ૩૧ ના ઑસ્ટ્રિયા શરણે



આવ્યું. તા. ૯ મી નવેમ્બરના કૈસર વિલિયમે રાજ્યગાદીનો ત્યાગ કર્યો અને તે હોલેન્ડ નાસી ગયો. ઑસ્ટ્રિયા–હંગેરીનો સમ્રાટ પણ પદભ્રષ્ટ થયો. તા. ૧૧ નવેમ્બર ૧૯૧૮ ના જર્મનો અને મિત્રરાજ્યો વચ્ચે નીચેની શરતોએ યુદ્ધવિરામ થયો:—

(૧) લડાઇ બંધ કરવી. જર્મનોએ બેલ્જિયમ, ફ્રાન્સ, એલસેસલોરેન અને લક્ષ્મબર્ગ છોડીને ચાલ્યા જવું.

(૨) યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો મૂકી ચાલ્યા જવું. એનો કબજો મિત્રરાજ્યોનાં સૈન્યોને આપવો.

(૩) હ્રાઇનના ડાબા કિનારાનો જર્મન પ્રદેશ ફ્રેન્ચ–અમેરિકન –બ્રિટિશ સૈન્યને સોંપવો.

(૪) ૫૦૦૦ એંજિનો અને ૫૦૦૦ મોટર લૉરીઓ મિત્રરાજ્યોને સોંપી દેવાં.

(૫) બધા કેદીઓને છોડી દેવા. સુરંગો નાંખેલ હોય તેવાં સ્થાનો બતાવવાં.

(૬) રશિયા, ઑસ્ટ્રિયા, રૂમાનિયા અને તુર્કીમાંથી જર્મન સૈન્યોને ખેંચી લેવાં.

(૭) સાગરમાં યુદ્ધ બંધ કરવું. ૧૬૦ સબમરિનો મિત્રરાજ્યોને સોંપી દેવી.

(૮) યુદ્ધ સમયની જર્મનીની સંધિઓ રદ કરવી.



આ મહાયુદ્ધ ચાર વરસ સુધી ચાલ્યું, તેમાં બંને બાજુઓએ ભયંકર નુકશાની થઈ હતી. આગળના કોઈ પણ યુદ્ધ કરતાં આ મહાયુદ્ધમાં અનેકગણો વધારે ખર્ચ, નુકશાની અને પાયમાલી થઈ. જર્મની, ઑસ્ટ્રિયા–હંગેરી, રશિયા અને બીજાં રાજ્યોમાં રાજવહિવટો અને રાજાના વંશો બદલાયા. મોટા નકશાના ફેરફારો થયા. નીચે પ્રમાણે યુદ્ધખર્ચ થયો હતો:—

| વરસ | ડૉલર (આશરે ૪ રૂપિયાનો) |
|---|---|
| ૧૯૧૪-૧૫ | ૧૮,૫૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૪૧૫–૧૬ | ૩૩,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૬–૧૭ | ૩૯,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૭–૧૮ | ૯૦,૦૦,૦૦,૦૦,૦૦૦ |

આ યુદ્ધમાં થયેલી મનુષ્ય હાનિ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| મરણ પામેલા | ૯૯,૯૮,૦૦૦ |
| ગંભીર જખમી | ૬૨,૯૫,૦૦૦ |
| સાધારણ જખમી | ૧,૪૦,૦૨,૦૦૦ |
| ખોવાયલા અથવા કેદ થયેલા | ૫૯,૮૩,૦૦૦ |
| | કુલ ૩,૬૨,૭૮,૦૦૦ |

આ આંકડા જીભ ઉપર ગણતાં આંચકો લાગે છે. આ સિવાય પ્રજાઓને જે ચિંતા, હાડમારીઓ, કષ્ટો, શક્તિહિનતા,



સ્ત્રી પુરુષના સંબંધો, કુટુંબજીવન, માનસિક વ્યાધિઓ ઉપર જે ભયંકર અસર થઈ તેની ગણત્રી થઇ શકે તેમ નથી. પૈસામાં યુદ્ધની નુકશાનીનો અડસટ્ટો કલ્પી શકાય જ નહિ. એ પ્રમાણુ કે સંખ્યા-શાસ્ત્રથી પર છે. છતાં યુદ્ધ એકતરફી નુકશાનકર્તા જ છે એવું તદ્દન ન ગણનારા પણ છે. જ્ઞાન, વિજ્ઞાન, રસાયન, વિદ્યુત, વિમાન, યંત્રશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, ખેતી એ સર્વેને યુદ્ધની જરૂરિયાતો અતિશય આવેગ આપે છે. મનુષ્યના વધતા જતા અહંકાર અને ઘમંડને ઓછાં કરે છે. શોધકવૃત્તિને ઉત્તેજન આપે છે.

ગ્રેટબ્રિટને ૧૯૧૪-૧૮ ના યુદ્ધમાં નીચે પ્રમાણે રકમો જુદાં જુદાં રાજ્યોને ઉધાર આપી હતી.

| દેશ | રકમ |
|---|---|
| ફ્રાન્સ | ૪૩,૪૦,૦૦,૦૦૦ |
| ઈટાલી | ૪૧,૩૦,૦૦,૦૦૦ |
| રશિયા | ૫૬,૮૦,૦૦,૦૦૦ |
| સંસ્થાનો | ૧૭,૧૦,૦૦,૦૦૦ |
| બીજાં સાથી રાજ્યોને | ૬,૬૦,૦૦,૦૦૦ |

આમાંથી એકેય રકમ ગ્રેટબ્રિટનને પાછી મળી નહિ; વ્યાજ પણ મળ્યું નથી. બ્રિટને અમેરિકા પાસેથી ૯૦,૦૦,૦૦,૦૦૦ પૌંડ ઉધાર લીધા હતા. વ્યાજ શીખે એ એક અબજ પૌંડની રકમ થઈ હતી. દર વરસે ત્રણ કરોડ પૌંડના હપ્તા ભરવાનું



ગ્રેટબ્રિટને સ્વીકાર્યું હતું. પરંતુ બેત્રણ હપ્તા ભર્યા પછી બ્રિટને તે રકમ આપવાની ના પાડી.

ફ્રાન્સે યુદ્ધ દરમ્યાન ૧ અબજ ડૉલર ગ્રેટબ્રિટન અને અમેરિકા પાસેથી ઉધાર લીધા હતા, તેમાંથી ૩૦,૯૪,૪૦,૦૦૦ પૌંડ બીજાં રાજ્યોને ઉધાર આપ્યા હતા. પરંતુ આ રકમો પાછી કોઇએ આપવાનું ઉચિત ધાર્યું નહોતું.

બ્રિટન પાસે ૧૯૧૪ના જુલાઈમાં કુલ ટન ૨,૦૧,૦૦,૦૦૦ નાં વહાણો હતાં, પણ ૩૧ ડીસેંબર ૧૯૧૮ના ૧,૬૯,૦૦,૦૦૦ ટન જેટલાં રહ્યાં હતાં. આમાં ઘણી સ્ટીમરો નવી બંધાઈ હતી. અમેરિકાનું તા. ૧ જુલાઈ ૧૯૧૪નું વહાણવટું ૧૮।।। લાખ ટનનું હતું. પરંતુ નવી સ્ટીમરો મોટા પાયે બાંધી હતી. તા. ૩૧ ડીસેંબર ૧૯૧૮માં પ૦ા લાખ ટન જેટલાં વહાણો રહ્યાં હતાં. બીજાં સાથી રાજ્યોનાં (ફ્રાન્સનાં) વહાણો ૭૬।।। લાખ ટનનાં હતાં તેમાં ૬૮।। લાખ ટનનાં બાકી રહ્યાં હતાં.

જુદા જુદા દેશોનાં કરજો ખૂબ વધી ગયાં હતાં. ચાર વરસમાં આ કરજ ૭૦ કરોડ પૌંડનું હતું. ૧૯૧૮ની આખરે ૬।।। અબજ પૌંડનું થયું હતું. આમ ૭ અબજ કરજ વધ્યું હતું. ફ્રાન્સનું યુદ્ધ પહેલાંનું કરજ ૧૩। કરોડ પૌંડનું હતું. તે પા। અબજનું થયું હતું; આમ પા અબજનો વધારો થયો હતો. અમેરિકાનું લડાઈ પહેલાંનું કરજ ૨૬ કરોડનું હતું; તે લડાઈ આખરે પા।। અબજનું થયું હતું; આમ પા। અબજ કરજો વધ્યો હતો; ઈટાલીનું યુદ્ધ પહેલાંનું કરજ ૫૮ કરોડ પૌંડનું હતું. યુદ્ધ પછી ઇટાલીનું કરજ ૨। અબજનું થયું હતું.





૧૨

## વર્સેલ્સની સંધિ

તા. ૧૨મી નવેંબર ૧૯૧૮ના રોજ ઑસ્ટ્રિયા–હંગેરીમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. તા. ૧૬ નવેંબરે હંગેરીએ ઑસ્ટ્રિયાથી જુદું થઈ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. તા. ૧૮ જાનેવારી ૧૯૧૯ના પેરિસમાં સર્વ રાજ્યોની સુલેહપરિષદ મળી. પ્રજાસંઘની સત્તા એની કાઉન્સિલને અપાઈ. કાઉન્સિલે ચાર મહારાજ્યોના પ્રતિનિધિઓ લૉઈડ જ્યૉર્જ, ક્લેમેન્શ્યુ, પ્રેસિડેન્ટ વિલ્સન અને સિનોર ઑરલૅન્ડોને કુલ સત્તા સોંપી. તા. ૭ મેના રોજ વર્સેલ્સની સંધિ જર્મનોને સહી કરવા માટે અપાઈ હતી. જર્મનોએ એને અન્યાયભરેલી, અયોગ્ય અને પ્રતિકૂળ જાહેર કરી, પરંતુ 'સહી કરો




**વુડ્રો વિલ્સન**

જેના વિશ્વશાંતિના સ્વપ્નો હજુ
સિદ્ધ થયાં નથી

અથવા ફરી લડાઈ કરો' એવી ધમકી જર્મનોને અપાઈ. જર્મનો થાકયા હતા. મોટો દુકાળ એમના દેશમાં ચાલતો હતો; જર્મની યુદ્ધ કરવાની શક્તિ ધરાવતું નહોતું. જર્મનીને તા. ૨૮ જૂન ૧૯૧૯ને દિવસે વર્સેલ્સની સંધિમાં ફરજિયાત સહી કરવી પડી. બીજાં રાજ્યોએ પણ સહી કરી; તેમાં નીચે પ્રમાણે શરતો હતી:—

(૧) જર્મનીનો એલસેસ લૉરેનનો પ્રાંત ફ્રાન્સને આપવો. ત્રણ નાના જીલ્લાઓ મોરેસનેટ, યુપોન, માલપેડી બેલ્જિયમને સોંપવાં. મેમેલ સાથી રાજ્યોને આપવું. પશ્ચિમ પ્રશિયાનો પોઝેન જીલ્લાનો વિભાગ પોલાન્ડને આપવો. અપરસીલેશિયા અને પૂર્વ પ્રશિયાનો ભાગ પણ પોલાન્ડને આપવો. ડેન્ઝીગનું બંદર સર્વેના ઉપયોગ માટે સાથી રાજ્યોને સોંપવું. ઉત્તર અને મધ્ય ચેલ્સવીગ ડેન્માર્કને આપવું. સારનો કોલસાની ખાણોવાળો પ્રદેશ ફ્રાન્સને સોંપવો. તેની ઉપર પંદર વરસ સુધી ફ્રાન્સ સત્તા ભોગવે. યુરોપ બહારનાં સંસ્થાનોને સાથીરાજ્યોને સોંપી દેવાં.

(૨) જર્મનીએ પોતાનું સૈન્ય વિખેરી માત્ર ૧ લાખ જેટલુંજ રાખવું. મે ૧૯૨૪ સુધીમાં આ ગોઠવણ કરી લેવી. ફરજિયાત સૈન્યભરતીનો કાયદો રદ કરવો. હાઇન નદીના પૂર્વે ૩૦ માઇલના પ્રદેશમાં સૈન્ય રાખવું નહિ. કિલ્લેબંધી કરવી નહિ. જર્મની મોટી તોપોનો નાશ કરે. અને નાની તોપો અમુક સંખ્યાથી વધારે તૈયાર કરે નહિ. જર્મની યુદ્ધ સામગ્રીની આયાત–નિકાશ કરે નહિ.



વર્સેલ્સની સંધિ

(૩) જર્મનોના સાગરકાફલામાં મોટો ઘટાડો કરવો. ૬ મોટી જંગી મનવારો, ૬ નાની ક્રૂઝરો, ૧૨ વિનાશીકાઓ, ૧૨ ટોર્પિડો બોટો જેટલોજ આ કાફલો રાખવો. સૈનિક વિમાનો બિલકુલ બાંધવાં નહિ; હોય તેનો નાશ કરવો. સબમરિનો રાખવી નહિ. હેલીગોલેન્ડની કિલ્લેબંધીનો નાશ કરવો. જર્મનોએ કોઇ કિલ્લેબંધી બાલ્ટિક વિભાગમાં કરવી નહિ. કૈઝરને સાથી રાજ્યોને સોંપી દેવો.

(૪) જર્મનીએ જે સાથી રાજ્યોની પ્રજાઓની માલમિલકતોને નુકશાન પહોંચાડયું હોય તે સર્વે ભરી દેવું. એની આંકણી તા. ૧ મે ૧૯૨૧ સુધી કરાવી લેવી. પરંતુ શરૂઆતની રકમ તરીકે જર્મનીએ પાંચ અબજ પૌંડ આપવા. પોતાની સર્વે સ્ટીગરો જર્મનીએ સોંપી દેવી. ફ્રાન્સ, બેલ્જિયમ અને ઈટાલીને મોટી રકમનો કોલસો પૂરો પાડવો. બેલ્જિયમ અને ફ્રાન્સમાંથી હુન્નરના શ્રેષ્ઠ પદાર્થો લઈ ગયા હોય તે પાછા આપી નુકશાની ભરી દેવી; ત્યાંસુધી હ્રાઈનના ડાબા કાંઠાનો મુલક અને કોલોન, કૉબલેન્ઝ અને મૈન્ઝ શહેરો મિત્રરાજ્યોના કબજામાં રહે. અને જો જર્મની ઉપરની સર્વે શરતો પૂરી કરે તો પંદર વરસમાં તે શહેરો ખાલી કરી આપવાં કીલની નહેર સર્વેના ઉપયોગ માટે ખુલ્લી મૂકવી. અને તેને ફ્રાન્સના વહિવટમાં મૂકવી.

આ પ્રમાણે સંધિમાં જર્મનીની સહી ફરજ પાડીને લેવાઈ. જર્મનીએ એની ઉપર વાંધા સહિત સહી કરી. જર્મની પ્રજાસત્તાક રાજ્ય થયું. એક દરજીના પુત્ર પ્રેસિડેન્ટ એબર્ટને પહેલા પ્રેસિડેન્ટ



તરીકે ચૂંટી કાઢ્યો. માર્ચ ૩ ૧૯૧૯ ના બર્લિનમાં બળવો થઇને મોટી હડતાલ પડી. વેમર ખાતે જર્મન પાર્લામેન્ટે બંધારણ ઘડી પ્રજાસત્તાક રાજ્યને પાકું કર્યું. વડા પ્રધાન તરીકે ફિલિપ સીડમેનની નિમણુંક થઈ. મ્યુનિક ખાતે કોમ્યુનિસ્ટોએ સોવિયેટ સરકારની સ્થાપના કરી. પરંતુ પ્રેસિડેન્ટ ઇબર્ટે મજબૂત પગલાં લઇને એને દાબી નાંખી. પોલાન્ડ અને ઝેકોસ્લોવેકિયાનાં નવાં રાજ્યો સ્થપાયાં. હંગેરીમાં સોવિયેટ સરકાર બેલાકુનના અધ્યક્ષપણા નીચે સ્થપાઇ.

જર્મનીમાં અનાજની ભારે તંગી હતી. દુકાળમાં લોકોને ખાવાનું નહોતું મળતું. સાથી રાજ્યોએ આવા સમયમાં જર્મનીને અનાજની મદદ આપવા ના પાડી હતી.

તા. ૧ લી ઑગસ્ટના રૂમાનિયાએ હંગેરી ઉપર આક્રમણ કર્યું. પરંતુ સાથી રાજ્યોના દબાણથી એને પાછું ફરવું પડ્યું. તા. ૧૦ સપ્ટેમ્બરના ઑસ્ટ્રિયા સાથેની સંધિમાં સહીઓ થઈ. ઑસ્ટ્રિયા–હંગેરીના ભાગલા પાડીને પોલાન્ડ, ઝેકોસ્લોવેકિયાનાં નવાં રાજ્યો સ્થપાયાં. ઑસ્ટ્રિયાને નાનું રાજ્ય બનાવીને તેનું સૈન્ય માત્ર ૩૦,૦૦૦ જેટલું જ રાખવામાં આવ્યું.

૧૯૧૯ ના નવેમ્બરમાં ઇસ્ટોનિયન અને લૅટવિયન પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં. તા. ૧૦ જાનેવારી ૧૯૨૦ ના સુલેહ પરિષદની પુર્ણાહૂતિ થઈ. તા. ૨૯ ફેબ્રુઆરીના ઝેકોસ્લોવેકિયાનું પ્રજાસત્તાક રાજ્ય અસ્તિત્વમાં આવ્યું અને તેનું બંધારણ બંધાયું.



તા. ૧૩ માર્ચ ૧૯૨૦ ના વૉન કેપે બર્લિનમાં બળવો જાહેર કર્યો; તે બેસાડી દેવામાં આવ્યો. બૅારના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું. મૂલર પ્રધાન થયો. તા. ૫ જુલાઇને દિવસે જર્મની અને સાથી રાજ્યોની પરિષદ મળી; તેમાં જર્મનીએ છુપાવેલા શસ્ત્રોનો નાશ કરવા કબૂલાત આપી. છૂપાં સૈન્યોને વિખેરી નાંખવા પણ સ્વીકાર્યું. જર્મનીએ ૬૦ લાખ ટન કોલસાની ડીલિવરી આપવાની શરત થઇ. જર્મનીના વસુલ થનારા દંડમાંથી ફ્રાન્સને. ૫૨ ટકા, બ્રિટિશ સામ્રાજ્યને ૨૨ ટકા, ઇટાલીને ૧૦ ટકા, બેલ્જિયમને ૮ ટકા, મળે તેવી વહેંચણી થઇ. તા. ૧૦ ઑાગસ્ટ ૧૯૨૦ ના તુર્કી સાથે સેવરીશની સંધિ નક્કી થઇ. પરંતુ મુસ્તફા કમાલપાશા જેવા દેશભક્તોએ એનો અમલ થવા દીધો નહિ.

૧૯૨૧ ના જાનેવારીમાં જર્મનીએ આપવાના બદલાની રકમ ૨,૨૬,૦૦,૦૦,૦૦,૦૦૦ સોનાના માર્કની નક્કી થઈ. ૪૨ વરસમાં આ મહાભારત રકમ ભરવાની હતી. દર માસે ૨૨ લાખ ટન કોલસો આપવાની પણ શરત થઈ. ફ્રાન્સ અને પોલાન્ડને સંધિ થઈ.

તા. ૨૭ જુન ૧૯૨૨ના જર્મનીએ ભરવાની રકમ ૩૩ અબજ પૌંડની નક્કી કરવામાં આવી.

તા. ૧૨ નવેમ્બર ૧૯૨૬ ના વૉશિંગ્ટન પરિષદ મળી, તેમાં હથિયારો અને શસ્ત્રાસ્ત્રો ઓછાં કરવા માટેની ચર્ચા થઇ. ચાર મહારાજ્યો વચ્ચે સુલેહ ચલાવવાની સંધિ ઉપર સહીઓ થઈ; તેમાં






## લૉઈડ જ્યોર્જ

પ્રથમ વિશ્વયુદ્ધમાં બ્રિટનનો
વિજેતા વડો પ્રધાન.

યુદ્ધ ન કરતાં ઘરમેળે પંચો મારફતે પતાવટ કરવાનો સિદ્ધાન્ત સ્વીકારાયો. પાંચ મહારાજ્યો (બ્રિટન, અમેરિકા, ફ્રાન્સ, ઈટાલી અને જાપાન) વચ્ચે સાગરશક્તિના નિયમન માટે સંધિ થઇ; તેમાં ગ્રેટબ્રિટનને પ્રમાણમાં ૫,૨૫,૦૦૦ ટનની મનવારોનું ધોરણ હોય તો, તેટલીજ મનવારો બાંધી શકે. જાપાન તેના પ્રમાણમાં ૩,૧૫,૦૦૦ ટન, ફ્રાન્સ અને ઈટાલી ૧,૭૫,૦૦૦ ટનના ધોરણ ઉપર મનવારો બાંધી શકે. ૩૫,૦૦૦ ટનથી ઉપરની મોટી મનવારો બાંધવી નહિ. ૧૬ ઇંચના વ્યાસથી મોટી તોપો તૈયાર કરવી નહિ. ઝેરી ગેસનો ઉપયોગ યુદ્ધમાં નહિ કરવાનું ઠરાવવામાં આવ્યું. સબ-મરિનોનો પણ એકદમ વિશાળ પાયે ઉપયોગ કરવો નહિ એમ ઠર્યું.

તા. ૧૦ મી મે ૧૯૨૨ના રોજ જીનિવા પરિષદ્ મળી, તેમાં ૩૪ પ્રજાઓ હાજર રહી હતી. જર્મની, રશિયા બંનેએ પણ એમાં હાજરી આપી હતી. રશિયા જૂનું કરજ ભરે નહિ ત્યાંસુધી તેની સાથે વ્યવહાર રાખવો નહિ એવો ઠરાવ થયો હતો. આ પરિષદ્ નિષ્ફળ નીવડી હતી. તે પછી હેગ કોન્ફરન્સ પણ નિષ્ફળ નીવડી હતી. જર્મનીમાં પ્રધાનમંડળો વારંવાર બદલાતાં હતાં.

તા. ૨૩ મી નવેંબર ૧૯૨૨ના પહેલી લૌશાન પરિષદ્ મળી હતી, તેમાં તુર્કી સાથેની મિત્રરાજ્યોની સંધિમાં સહીઓ થઈ. તુર્કીને સંપૂર્ણ સ્વતંત્રતા મળી.



૬૩૦ જર્મનીની આત્મકથા




જર્મનીએ ગુમાવેલાં આફ્રિકામાંનાં સંસ્થાનો

તા. ૧૦મી જાનેવારી ૧૯૨૩ના જર્મનીએ ઠરાવેલી સંખ્યાનો કોલસો પૂરો પાડયો નહિ; આથી ફ્રાન્સે એના રુહર પ્રાંતનો કબજો લઈ લીધો. જર્મનીમાં સ્ટ્રેસમેન વડો પ્રધાન નિમાયો; તેને મોટી સત્તા આપવામાં આવી હતી.

તા. ૧૦ મી નવેંબર ૧૯૨૩ના બેવેરિયામાં હેર એડૉલ્ફ હિટલર અને જનરલ લુડેનડૉર્ફે બળવો જાહેર કર્યો. એને બેસાડી દેવામાં આવ્યો. હેર હિટલરના ઉદયની શરૂઆત થઈ. તા. ૨૧ મી જાનેવારી ૧૯૨૪ના રશિયાના સરમુખત્યાર અને સોવિયેટ સત્તાના સ્રષ્ટા લેનિનનું મરણ નીપજ્યું.

તા. ૨૫ મી જાનેવારી ૧૯૨૪ના ફ્રાન્સ અને ઝેકોસ્લોવેકિયા વચ્ચે સંધિ થઈ; પરસ્પર એકબીજાને સૈનિક સહકાર આપવાના કરારો થયા.

આ સમયે જર્મનીની સ્થિતિ સારી નહોતી. ફ્રાન્સે રાજદ્વારી સંધિઓ કરી જર્મની સામે મોટા દુર્ગો ઊભા કર્યા હતા. જર્મની તદ્દન એકલું પડી ગયું હતું, એનો કોઈ પણ સહાયક નહોતો. એનો વેપાર બધો નાશ પામ્યો હતો. સોશિયાલિસ્ટ (સમાજવાદી) પ્રધાનમંડળો વારંવાર બદલાતાં હતાં. જર્મન પ્રજા આર્થિક સંકટોમાં હતી. સ્ટ્રેસમેન પછી માર્કસ સત્તાપર આવ્યો હતો. જર્મનીમાં પુષ્કળ



મતભેદો હતા. લોકોનો યુદ્ધઉત્સાહ વળી વળીને ઊછળતો હતો. આથી રાજ્યોએ સૈન્યો મોકલીને બરાબર સંધિની શરતોને અમલમાં મૂકી હતી. જર્મન પ્રજા સંધિની શરતો તોડવા તલપાપડ થઇ હતી, પરંતુ એ અશક્ત બની હતી. પણ જર્મન પ્રજા નિર્માલ્ય નહોતી. અંદર અંદર પુષ્કળ મતભેદો હતા, અને વારંવાર બળવા થતાં વારંવાર હડતાલો પડતી હતી.

જર્મનીએ આ યુદ્ધ પછીનાં ૭ વરસો ભારે મુશ્કેલીમાં ગાળ્યાં હતાં. એને વેપાર કરવાની છૂટ નહોતી. એના ઉદ્યોગો હાલબેહાલ થઇ ગયા હતા. કોલસો પણ શત્રુઓને આપવો પડતો હતો. આ સમયે જર્મનીએ ભયંકર સંકટો અને હાડમારીઓ સહન કરી હતી. જર્મનીની પરદેશોમાં શાખ નહોતી. એ બહુ સંકોચ અનુભવતું હતું. ફ્રેન્ચ સૈન્યે જોરાવરીથી વસ્તુઓ લેવા માંડી. રુહર-વાસીઓએ સત્યાગ્રહ કર્યો. ત્યાંની જર્મન વસતિ સામે ફ્રેન્ચોએ સખ્તાઈ કરી. જર્મનો લડી શકે તેવી હાલતમાં હતા નહિ. એમની પાસે સૈન્ય કે શસ્ત્રાસ્ત્રો નહોતાં. રુહરવાસીઓએ સત્યાગ્રહ કર્યો. કોઈ ચીજ ખુશીથી ફ્રેન્ચોને વેચવી નહિ. ફ્રેન્ચો જોરાવરીથી વસ્તુઓ લઇ જવા માંડ્યા. જર્મન ગૃહસ્થોને પકડવા માંડ્યા. આખા જર્મનીએ રુહરના સત્યાગ્રહીઓને ટેકો આપ્યો. જર્મનીએ આ સત્યાગ્રહને સહાય આપવા બહુ નાણું ખર્ચ્યું; છેવટે સત્યાગ્રહ પડી ભાંગ્યો. ફ્રેન્ચોને પણ કાંઇ ફાયદો થયો નહિ.



જર્મનીનું અર્થશાસ્ત્ર મુંઝાયલું હતું. દર વરસે બજેટમાં ખોટ આવવા લાગી હતી. જર્મનીની નાણાંની હાલત બગડતી જતી હતી. જર્મની લોનો લઈ કરજ કરીને આ ખાડો પૂરતું હતું. પરંતુ દિન–પ્રતિદિન આર્થિક કોકડું ગૂંચાતું હતું, છેવટે રૂહરનો સત્યાગ્રહ આવ્યો, તેમાં જર્મનીએ સત્યાગ્રહને ટેકો આપવા માટે બહુ નાણાં વાપર્યાં હતાં. આ નાણાં કરજે મેળવવાની સગવડ થઈ નહિ, એટલે એણે પોતાની ચલણી નોટો વિશેષ પ્રમાણમાં છાપવા માંડી. નોટોના મોટા વધારાથી નાણાંની કિંમત ઘટવા લાગી; વસ્તુની કિંમત વધવા માંડી. આ સમયે જર્મન સરકાર ઘણાજ શરૂ પર ચડી, વધારે નોટો છાપીને ઊંચા ભાવે માલ ખરીદવા લાગી. પરિણામે ચલણી નાણાનો ભારે મોટો ફુગાવો થયો. એ ન કલ્પી શકાય એવડો મોટો ફુગાવો હતો. એથી જર્મન પ્રજાના ગરીબ, મધ્યમ અને ધનવાન વર્ગને સખ્ત નુકશાન પહોંચ્યું. એક કાગળિયાંના સ્ટેમ્પની કિંમત દશલાખ માર્ક હતી. એક બૂટની જોડના દશ કરોડ માર્ક પડતા હતા. છેવટે જર્મન સરકારે પોતાનું ચલણ સોનાના ધોરણ ઉપર લઈ આખા અર્થશાસ્ત્રમાં સુધારો કર્યો. જર્મન સરકારનું દેશનું કરજ ભરપાઈ થઇ ગયું, પરદેશનું ચાલુ રહ્યું.

જર્મની આર્થિક તકલીફોમાં આવ્યું, એટલે સાથી રાજ્યોને જે નાણાં તેને દંડ અથવા બદલાનાં ભરવાનાં હતાં તે ભરી શક્યું નહિ. જર્મનીએ પોતાની લાચારી દેખાડી, એટલે આ ગંજાવર રકમમાં






જર્મનીનાં ૧૯૧૯ પહેલાંનાં એશિયાઇ સંસ્થાનો

ઘટાડો કરી પુનઃ વિચારણા કરવાનો સવાલ ઉત્પન્ન થયો. યુરોપનાં રાજ્યો પણ આ સ્થિતિ અવલોકતાં હતાં. ફ્રેંચો અણનમ હતા; જર્મનોને પીલીને એકેએક પાઈ કઢાવવા માંગતા હતા. ફ્રાન્સના મોં. પોઇન્કર અને મોં. કલેમેન્શ્યુ બંને જર્મની તરફ ખૂબ સખ્તાઈ બતાવવા માંગતા હતા. ફ્રાન્સ જર્મનીથી ખૂબ ડરતું હતું; એટલે જર્મની સામે ઊંચું મોઢું કરવા પામતું નહોતું; યેનકેન પ્રકારથી જર્મનીના પુનરૂદ્ધારમાં અનેક હરકતો નાંખતું હતું. ફ્રાન્સનું સહકારી બ્રિટન હતું. પરંતુ બ્રિટન, જર્મની નમાલું થાય એવાં કઠિન અને સખ્ત પગલાં લેવા માટે તૈયાર નહોતું. ફ્રાન્સ યુરોપમાં સૌથી મોટાં જમીનનાં સૈન્યો ધરાવતું હતું. એણે યુરોપના રાજ્યોને પોતાની તરફ ખેંચી સૌની સાથે સંધિ કરી હતી. યુરોપમાં ફ્રાન્સે પહેલા નંબરનો દરજ્જો સ્થાપ્યો હતો.

બ્રિટિશ રાજ્યનીતિને યુરોપમાં કોઈ મહાબળવાન થાય તે અસહ્ય લાગતું. ફ્રાન્સની વધતી જતી સત્તા સામે બ્રિટિશ રાજદ્વારીઓ ચિંતાની નજરે જોતા હતા. જર્મનીને તદ્દન નબળું પડવા દેવું ન જોઇએ, તેમાંજ એને અતિશય મજબૂત બનવા દેવું ન જોઇએ એવી એમની રાજ્યનીતિ હતી. જર્મની સાથે સંપૂર્ણ સહકાર કરવો નહિ, તેમજ સંપૂર્ણ અસહકાર પણ કરવો નહિ; એની વાજબી ફરિયાદો ઉપર લક્ષ્ય આપવું એ બ્રિટિશ નીતિ હતી. જર્મની ઉપર જે આફતનાં વાદળાં પથરાયે જતાં હતાં તે સર્વે બ્રિટનના ધ્યાનમાં હતાં. એમાં યોગ્ય સહકાર આપવાની બ્રિટિશની



ઇચ્છા હતી. જર્મની ઉપરની આગલા મહાયુદ્ધની સખ્ત દષ્ટિ બ્રિટિશ રાજ્યદ્વારીઓ ધરાવતા હતા, પણ જર્મનીને તદ્દન નષ્ટ-પ્રાય કરવાની ફ્રેન્ચનીતિ તેમને અનુકૂળ નહોતી. પ્રજાસંઘમાં આ વિષયમાં ભારે ખેંચતાણ થતી હતી. છેવટે અંગ્રેજો અને ફ્રેન્ચો બંનેને પરસ્પર એકબીજાના સહકાર અને ટેકાની જરૂર હતી. આ ટેકો મેળવવા માટે કોઈ મધ્યમ માર્ગ શોધી કાઢવામાં આવતો હતો. આથી જર્મનીને થોડીઘણી રાહત મળતી હતી. ફ્રેંચોના મનમાં પાકો ભય હતો કે જર્મનીના શરીરમાં લોહી આવશે એટલે જર્મની હમેશ મુજબ યુદ્ધનો આશ્રય લઇ યુરોપની શાંતિને નષ્ટ કરશે. આથી ફ્રેન્ચોની નીતિ સખ્ત અને કઠોર હતી.







૧૩

## પ્રજાસંઘ

જર્મની ખૂબ આર્થિક સંકડામણમાં હતું. એણે પ્રજાસત્તાક રાજ્યનું–વેમરનું બંધારણ સ્વીકાર્યું હતું. એ મુજબ જર્મનીની પ્રજાકીય રાજસભા આખા જર્મન સામ્રાજ્યની પ્રજાના મતો મુજબ ચૂંટવાની વ્યવસ્થા કરી હતી. આ સિવાય બીજી રાજસભા (નેશનલ કાઉન્સિલ) સંયુક્ત રાજ્યો તરફથી ચુંટાવાની હતી. મોટી રાજસભાની ચાર વરસ માટે ચૂંટણી હતી. આખા સામ્રાજ્યના પ્રેસિડેન્ટને વિશાળ સત્તાઓ આપવામાં આવી હતી. પ્રેસિડેન્ટના અધિકારની મુદત સાત વરસની હતી. બે પ્રેસિડેન્ટો જર્મનીના

પ્રજાસત્તાક રાજ્યમાં ચૂંટાયા છે. પહેલો એબર્ટ અને બીજો માર્શલ હિન્ડનબર્ગ. પછી હેર હિટલરે પ્રમુખ અને મોટા પ્રધાનના અધિકારો એકત્ર કરી નાંખ્યા હતા. પ્રધાનમંડળ અને વડો પ્રધાન રાજસભાનાં જોખમદાર હતાં. પરંતુ બંધારણ પ્રેસિડેન્ટને ખૂબ સત્તા આપતું હતું. આથી માર્શલ હિન્ડનબર્ગે રાજસભાને વિખેરી નાંખી ચેન્સેલર બ્રુનિંગને શાસન ચલાવવાનું સોંપ્યું હતું. ૩૧ મી જુલાઈ ૧૯૧૯ના પ્રેસિડેન્ટ ઇબર્ટ શાસનકર્તા થયો હતો.

જર્મની ભારે આર્થિક તકલીફમાં હતું. એના ઉપર જબર-દસ્ત દંડ લાદવામાં આવ્યો હતો. પરંતુ તે ભરી શકવાને જર્મની તદ્દન અશક્ત હતું. એના કસ્ટમખાતા ઉપર સાથીરાજ્યોની દેખરેખ હતી. જર્મની બિલકુલ દંડ ભરી શકે તેમ નથી, એવી ખાત્રી સાથીરાજ્યોને થઇ; આથી નુકશાનીની મહાભારત રકમમાં ઘટાડો કરવાની જરૂરિયાત થઇ. અમેરિકાએ યુરોપના રાજદ્વારી મામલામાં માથું નહિ મારવાનો નિશ્ચય કર્યો હતો. ત્યાંની રાજ-સભાએ પણ એવો ઠરાવ કર્યો હતો. એટલે એણે પ્રજાસંઘમાં પણ ભાગ લીધો નહોતો. છતાં જર્મની ઉપરના કરજમાં અમેરિકાનો મોટો હિસ્સો હતો. એટલે અમેરિકાની સલાહ વગર જર્મની ઉપર કરજ કોઈ રીતે ઓછું થઈ શકે તેમ નહોતું. અમેરિકા, ફ્રાન્સ અને બ્રિટનના રાજદ્વારીઓએ આ માટે વિચારણા કરી. જનરલ ડૉવ્સના વડપણા નીચે આ વિષયનો



ફડચો કરવા એક કમિશન નીમ્યું. એ જનરલ સી. જી. ડૉવ્સ અમેરિકન અર્થશાસ્ત્રી હતો. એના કમિશને આખી વસ્તુસ્થિતિ તપાસી લઇ રિપોર્ટ કર્યો. એણે નુકશાનીની રકમોની સમભાવે વહેંચણી કરી. એ રિપોર્ટ તે સમયે સાથીરાજ્યોએ સ્વીકાર્યો હતો.

જનરલ ડૉવ્સના રિપોર્ટ મુજબ જર્મનીએ ધીમે ધીમે ઘટતી રકમોની પદ્ધતિએ નુકશાની ભરવાની હતી. પ્રથમ એક અબજ સોનાના માર્ક પહેલા હપ્તાના ભરવાના હતા. આ રકમ કસ્ટમ, રેલ્વે, ઉદ્યોગો ઉપર ડીબેન્ચરો કાઢીને અને પરદેશોમાંથી લોન લઇને પૂરી કરવાની હતી. પરદેશી લોન ૮૦ કરોડ સોનાના માર્કની લેવાની હતી; તેમાંથી જર્મનીએ પોતાના ચલણને મજબૂત બનાવવા એક બેન્ક સ્થાપીને અર્થશાસ્ત્રનું નિયમન કરવાનું હતું. આથી આ સર્વે અર્થશાસ્ત્ર યોગ્ય નિયમનમાં ચાલે તે માટે જર્મનીની એ બેંક ઉપર પરદેશી અનુભવીઓની દેખરેખ રહેતી હતી. આ સિવાય પરદેશીઓની બીજી સર્વે દેખરેખ પ્રવૃત્તિઓ બંધ રાખવાની ભલામણ કરી હતી. જર્મનીએ બીજો કોઈ માર્ગ ખુલ્લો ન જોઇ ભારે સંકોચથી ડૉવ્સ રિપોર્ટ સ્વીકાર્યો હતો. મિત્ર રાજ્યોના સર્વે મોટા પ્રધાનોની પરિષદ્ થઈ તેમાં જર્મની તરફથી એનો વડો પ્રધાન માર્કસ આવ્યો હતો. તેમાં જર્મનીએ ડૉવ્સની યોજના કબૂલ કરી, એટલે રૂહર ખાલી કરવાનું ફ્રાન્સે સ્વીકાર્યું હતું.





## બ્રુનિંગ

પ્રથમ વિશ્વયુદ્ધ પછીના
જર્મન ચેન્સેલર

આમ જર્મની પાસે જે નુકશાની મેળવવાની હતી તે, ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધની ચિનગારીની શરુઆત કરનાર જર્મની હતું એ ધારણા ઉપર નુકશાની નક્કી કરવામાં આવી હતી. કૈઝર વિલિયમ ઉપર ફોજદારી કામ ચલાવવું એવો પણ બ્રિટિશરો અને ફ્રેન્ચોનો વિચાર હતો. અમેરિકાની સંમતિ મળી નહિ. આ સિવાય હોલેન્ડમાં નિવાસ કરી રહેનાર વૃદ્ધ સમ્રાટને હોલાન્ડે સોંપવા ના પાડી. આથી પણ એ વાતને પડતી મૂકવી પડી હતી. આ યુદ્ધની શરૂઆત કરનાર જર્મની હતું એ સાથી રાજ્યોની માન્યતા પાછળથી ખોટી માલુમ પડી હતી; કારણ કે પાછળની તપાસમાં જણાયું હતું કે જર્મની આ યુદ્ધ શરૂ કરનાર નહોતું. અત્યારે જર્મન અને ફ્રેંચ ઇતિહાસકારોની સંયુક્ત કમિટી નિમાઇ હતી. એ કમિટીની બેઠક ૧૯૩૫માં પેરિસ ખાતે મળી હતી. આ કમિટીનો મુખ્ય ઉદ્દેશ પાકી ઐતિહાસીક તપાસ કરીને બે દેશોનાં બાળકોને શીખવવાના ઇતિહાસમાં સાચી હકીકત શોધી મૂકવાની હતી. કમિટીએ એકમતે ઠરાવ કર્યો હતો કે, ૧૯૧૪માં કોઇ પણ યુરોપના દેશની સરકાર યુદ્ધ માટે જોખમદાર નહોતી; જો કે કેટલાક દેશોમાં યુદ્ધ સંબંધી વિચારોના પ્રવાહો જોસબંધ વહેતા હતા ખરા. મૂળ આગ સર્વિયામાંથી સળગી હતી. સર્વિયાના સહકારમાં રશિયાએ સૈન્યોનું આહ્વાહન કર્યું ન હોત તો યુદ્ધ સળગત નહિ; તેમજ ઓસ્ટ્રિયાએ સહેજ સમભાવની રાજ્યનીતિ ધારણ કરી હોત તો પણ યુદ્ધની જ્વાળા ભભૂકત નહિ. જર્મની કરતાં ઉપલાં બે દેશોનાં ઉતાવળાં પગલાં ભરવા માટેનાં કાર્યો આક્ષેપજનક થઇ શકે. આ સિવાય બ્રિટિશ



પરદેશી કચેરીના દસ્તાવેજોથી જણાય છે કે, જર્મનીને બદલે જો ફ્રાન્સે બેલ્જિયમની તટસ્થતાનો ભંગ કર્યો હોત તો બ્રિટિશ પ્રધાન-મંડળે યુદ્ધ જાહેર કર્યાને બદલે માત્ર લેખિત વાંધો ઉઠાવ્યો હોત.

જર્મનીને જે વર્સેલ્સની સંધિ સામે ગુસ્સો હતો તે ખોટો નહોતો; કારણ કે તે આ યુદ્ધ માટે આગેવાની લઇ પહેલ કરનાર નહોતું. પરંતુ જર્મની હાર્યું એટલે એના ઉપર આ બહાને મોટો દંડ લાદવામાં આવ્યો. જર્મનીને જે યુદ્ધનાં (૧૯૧૪ થી ૧૯૨૬) બાર વરસમાં મોટી તકલીફો અને ભયંકર હાડમારીઓ ભોગવવી પડી હતી તે કરૂણાજનક છે. જર્મનીની પ્રજાને પોતાની શક્તિઓ માટે ગર્વ છે. તેની પ્રજા સશક્ત અને પ્રાણવાન છે. એ પ્રજામાં પણ દોષો છે; છતાં યુરોપની મોટી સત્તાઓએ એ પ્રજાને ન્યાય આપ્યો નથી; આથી આ પ્રજાના મનમાં ભારે દ્વેષ રહી ગયો હતો. આ દ્વેષને બહાને હેર હિટલરે હમણાંના મહાયુદ્ધમાં પ્રજાને ઝંપલાવવા પ્રેરી છે.

ઇ. સ. ૧૯૨૩ માં સ્ટ્રેસમેન જર્મનીનો ચેન્સેલર હતો. તે ઘણો સમજુ રાજદ્વારી પુરૂષ હતો. વર્સેલ્સની સંધિ જર્મની ઉપર ઠોકાઈ ચૂકી હતી. એ સંધિની કડક શરતોમાંથી છૂટવું જર્મનીને માટે અશક્ય હતું. જર્મની પાસે છૂટવાનું બળ નહોતું આથી સ્ટ્રેસમેન માટે આખો પ્રશ્ન ખૂબ ગંભીર હતો. એને એક તરફથી ઉકળેલી, અને પોતાને અન્યાય થવાથી ઉશ્કેરાયલી પ્રજાને શાંત



કરવાની પેરવી કરવાની હતી. બીજી તરફ મિત્રરાજ્યોને શાંત રાખી કડક શરતોને શાંત બનાવવાની તજવીજ કરવાની હતી. જર્મનીમાં અનેક બળવાઓ થયા હતા. રૂહર ખાતે ફ્રેન્ચોની કડક અને સખ્ત વલણ, ત્યાંનો સત્યાગ્રહ, જુદા જુદા પક્ષો વચ્ચે ભયંકર વિદ્રોહ, કેટલાંક પેટા રાજ્યોના જર્મનીમાંથી છૂટા થવાના પ્રયત્નો, સામ્યવાદીઓનાં તોફાનો અને પ્રાંતોમાં ચાલતી ઝપાઝપી, ચલણનો મહાભારત ફુગાવો, આ સર્વ વચ્ચે સ્ટ્રેસમેનને પ્રજાને શાંત કરીને ફરી શક્તિ મેળવવાનું કાર્ય કરવાનું હતું. આ સામે ફ્રેન્ચોની વલણ પણ એકેએક ટીપું લોહી મેળવવાનું હતું. આ સર્વ કાદવની નદીમાંથી જર્મન નાવને કાઢવી મુશ્કેલ હતી.

વડા પ્રધાન સ્ટ્રેસમેને જર્મનીને શાંત રહીને સહન કરી લેવાની સલાહ આપી. વર્સેલ્સની સંધિની શરતો પૂરી પાડવા માટે પ્રજાને એણે અપીલ કરી હતી. એણે મિત્રરાજ્યો સાથે સુલેહ જાળવવાની રાજ્યનીતિને આગળ ધપાવી હતી. આજ પ્રધાને લોકાર્નોની સંધિ મિત્રરાજ્યો સાથે કરી હતી. આજ પ્રધાને જર્મનીને પ્રજાસંઘમાં દાખલ કરાવ્યું હતું. સ્ટ્રેસમેનને કોઈ પણ રીતે સમાનતા મેળવવી હતી; તે માટે એણે અનહદ પ્રયાસ કર્યો હતો. સ્ટ્રેસમેન જર્મનીને ફરી બળવાન બનાવવા માંગતો હતો. તે માટે એને યોગ્યતા જોઈતી હતી. મિત્રરાજ્યોના અવિશ્વાસને દૂર કર્યાં વગર આ તક મળે તેમ નહોતી. એણેજ કેલૉગના સુલેહખતને ૧૯૨૮માં મંજૂર કર્યું હતું. યુદ્ધનો






## સ્ટ્રેસમેન

જેણે જર્મનીને ગંભિર કટોકટીમાંથી
ઉગારી લીધું.

આશ્રય લીધા વગર ઘરમેળે પતાવટથી સમાધાન કરવું એ આ કેલૉગ સુલેહખતનો આશય હતો. ૧૯૨૯ માં એ મરણ પામ્યો. એની પાછળ જર્મનીમાં અંદર અંદરના મતભેદો તીવ્ર થયા. હિન્ડનબર્ગના ચેન્સલેર બ્રુનિંગે રાજસભા બરખાસ્ત કરી, જેથી પ્રેસિડેન્ટની સત્તાથી શાસન ચલાવવું પડતું હતું. ત્યારપછી હેર હિટલરનું બળ જર્મનીમાં વધ્યું હતું. ૧૯૩૧ની મંદીએ જર્મનીમાં પણ તરખાટ ફેલાવ્યો હતો. ડૉ. બ્રુનિંગ બહાદુરીથી એની સામે થયો. પરંતુ એને કરોમાં મોટો વધારો કરવો પડયો હતો; આથી એ ભારે અપ્રીય થયો હતો—એનું પતન થયું હતું.

પ્રેસિડેન્ટ વિલ્સને લીગ ઑફ નેશન્સ (પ્રજાસંઘ)ની સ્થાપના યુદ્ધ પછી કરાવી હતી. આમાં પહેલાં વર્સેલ્સ સંધિમાં સહી કરનારાં મિત્રરાજ્યો સભ્ય થયાં. પછી તો ઘણાંખરાં રાજ્યો એમાં જોડાયાં હતાં. એમાં કોઈ પણ રાજ્યને ⅔ મતો મેળવીને દાખલ કરાય છે. કોઈપણ રાજ્ય બે વરસની નોટીસ આપી છૂટું થઈ શકે છે. પ્રજાસંઘના માટે જીનિવા ખાતે મોટાં મકાનો બાંધી ત્યાં સેક્રેટરિયેટ બાંધવામાં આવી છે. બધાં સભ્યોની (એક વખત બાવન જેટલાં રાજ્યો સભ્યો થયાં હતાં) સામાન્ય સભામાં દરેક સભ્યને એક મત આપવાનો અધિકાર છે; આથી બ્રિટિશ સરકારે વધારે મત મેળવવા માટે પોતાનાં સર્વે સંસ્થાનોને અને હિંદને પ્રજાસંઘનાં સભ્યો બનાવ્યાં છે. ફ્રેંચોએ પણ પોતાનું સહકારી રાજ્યોનું જૂથ ઊભું કરી પ્રજાસંઘમાં મોટી લાગવગ મેળવી હતી.



આ બંને મહારાજ્યોનુંજ પ્રજાસંઘમાં વિશેષ ચલણ હતું; કારણકે બંને મહારાજ્યોએ સમર્થ ટેકો આપનારી પાર્ટીઓ પ્રજાસંઘમાં જમાવી છે. પ્રજાસંઘની કાઉન્સિલમાં બ્રિટન, ફ્રાન્સ, ઈટલી, જાપાન અને અમેરિકાને બેઠકો વગર ચુંટાયે મળી છે. બાકીના ચાર સભ્યો સામાન્ય સભા ચૂંટે છે. નવ સભ્યોની કાઉન્સિલ બને છે. ખાસ વિષયો મૂકી બાકીના કાઉન્સિલ અને સામાન્ય સભાના ચૂકાદા એકમતે થવા જોઈએ.

પ્રજાસંઘની મુખ્ય નેમો નીચે મુજબ છે: [૧] કોઇ પણ બહારના શત્રુ સાથે સભ્યોએ સહકાર આપી સંરક્ષણ કરવું. [૨] સભ્યો વચ્ચેના વાંધાઓનો નિકાલ લવાદીથી કરવો. [૩] લવાદોના ચૂકાદા પછી ત્રણ માસ સુધી યુદ્ધ ન કરવું. [૪] જે પરસ્પરની સંધિઓ પ્રજાસંઘના આદર્શો વિરૂદ્ધ હોય તેને રદ–બાતલ સમજવી. [૫] નવી સંધિઓની નકલો પ્રજાસંઘમાં રજીસ્ટર કરાવવી. [૬] પ્રજાસંઘની કાઉન્સિલે મહારાજ્યોની પાસેથી શસ્ત્રાસ્ત્રો ઓછાં કરાવવાની કોશિશો કરવી. [૭] જે પ્રદેશો સામાન્ય શાસન માટે જુદા રખાય તેનો વહિવટ પ્રજાસંઘ કરે. [૮] બાળકો અને સ્ત્રીઓના વેપારને બંધ કરવા પગલાં લેવાં [૯] અફીણ અને કેફી પદાર્થોનો ફેલાવો અટકાવવો. [૧૦] ચેપી રોગોના ફેલાવાને અટકાવવા પગલાં લેવાં.

પ્રજાસંઘે મજૂરોને માટે લેબર ઓફિસ અને મજૂર પરિષદો ભરવી. અમેરિકા આ પ્રજાસંઘનું સભ્ય થયેલ નહિ એટલે એને



સ્થાને રશિયાને દાખલ કર્યું; પછી જર્મનીને દાખલ કર્યું. જર્મનીએ હિટલરના શાસન નીચે પ્રજાસંઘ છોડયું. ઇટાલીએ એબિસિનીયાના આક્રમણને માટે પ્રજાસંઘ છોડયું. પ્રજાસંઘને રાજ્યદ્વારી રીતે સફળતા મળી નથી. અંગ્રેજો અને ફ્રેંચો એમાં બળવાન લાગવગ ધરાવે છે. જર્મની, ઇટાલી તેમાંથી નીકળી ગયાં છે. જાપાન પણ નીકળી ગયું છે. આની અંદર ખૂબ તાણાતાણી અને ખેંચાખેંચી ચાલે છે. લીગ ઑફ નેશન્સ રાજ્યદ્વારી રીતે ખૂબ નિષ્ફળ ગઈ છે. પરંતુ રોગોને દૂર કરવા કેફી પદાર્થોનો વેપાર ઘટાડવો; સ્ત્રી બાળકોના વેપારનો નાશ કરવો, મજૂરોની ઉન્નતિ કરવી એ વિષયમાં એને સારો યશ અને સફળતા મળ્યાં છે. દરેક મહારાજ્યને આ પ્રજાસંઘના નિભાવ માટે ફાળો આપવા પડે છે; પહેલા નંબરનાં જૂનાં સ્થાપક સભ્યોને દર વર્ષે ૯ાા લાખ રૂપિયા ભરવા પડે છે; હિંદ પણ તેટલીજ રકમ ભરે છે.

પ્રજાસંઘે ૧૯૨૯ના સપ્ટેમ્બરની તા. ૧ લીના રોજ એક અગત્યનો મુસદ્દો પસાર કર્યો છે; તેમાં સભ્યો વચ્ચે જે આંતરરાષ્ટ્રિય તકરારો થાય તેનો ઘરમેળે નિકાલ કરવાની યોજના સમાવી છે. એમાં મુખ્ય મુદ્દા નીચે મુજબ છે:

(૧) આક્રમણકારીમહત્ત્વાકાંક્ષી યુદ્ધ એ ગુનો છે. (૨) મહત્ત્વાકાંક્ષી આક્રમણ એટલે લવાદી ઉપર વાંધો લઇ જવાની ચોકખી ના. (૩) સહી કરનાર સભ્યોએ સમાધાનથી કામ લઈ આક્રમણ કરવું નહિ.



માત્ર પોતા પર આક્રમણ આવે ત્યારે બચાવ કરવો. (૪) જે સભ્ય આ કાયદો તોડી યુધ્ધ માટે તૈયાર થાય તેના ઉપર દબાણ લાવી તેને અટકાવવો. (૫) રાજ્યોના પોતાના દેશની અંદર અંદરના ઝઘડાઓને આ કાયદો લાગુ પડશે નહિ. (૬) પ્રજાસંઘના ૧૬ મા કાયદાને આક્રમણકારી સાથે લાગુ કરવો. પ્રજાસંઘના આશ્રય નીચે શસ્ત્રાસ્ત્રો ઘટાડવાની પરિષદ્ તા. ૧૫ જૂન ૧૯૨૫ માં મળી હતી, પરંતુ તે સફળ થઈ નહોતી.

આ સિવાય જગતનો બીજો મોટો બનાવ તે મહામંદી હતી. ૧૯૨૨ થી અમેરિકાની ભારે ઉન્નતિ થઈ હતી. એ કાચા પદાર્થો જગતમાં મુખ્યત્ત્વે પેદા કરે છે. પાકા પદાર્થો પણ એનાં યંત્રો મોટા પ્રમાણમાં તૈયાર કરે છે; આથી અમેરિકા જગતમાં સૌથી સમૃધ્ધશાળી દેશ છે. ૧૯૩૧ સુધી અમેરિકામાં સમૃધ્ધિની નદીઓ વહી હતી. મહાયુધ્ધ પછી કાચી પાકી વસ્તુઓની માંગ ખૂબ વધી પડી હતી. યુધ્ધ (૧૯૧૪–૧૮)ના સમયમાં દરેક દેશને પાકી વસ્તુઓની અનહદ અછત ભોગવવી પડી હતી. અમેરિકાને પોતાની કાચી પાકી વસ્તુઓના મોટા ભાવો મળ્યા. ખૂબ સારો નફો મળ્યો. અમેરિકા પાસે નાણાંની ખૂબ છત થઈ. જર્મનીને નાણાંની જરૂર હતી. જર્મનીના વેપારીઓને અમેરિકાએ પુષ્કળ નાણું ધીર્યું. જર્મનીને નાણાં આપનાર જોઈતો હતો. બંનેને માટે યોગ્ય સગવડ મળી ગઈ.

જગતમાં યુધ્ધ પછી હજારો નવાં કારખાનાંઓ થયાં. આ કારખાનાંઓ મોટે ભાગે યુધ્ધનાં શસ્ત્રાસ્ત્રો બનાવવા યુધ્ધ સમયે



સ્થપાયલાં હતાં. યુદ્ધ પછી એમાં વસ્તુઓ બનાવવા માટે યંત્રોની વારફેર થઈ. આથી અમેરિકાને ખૂબ ફાયદો થયો. જર્મનીને પણ ફાયદો તો થયો, પરંતુ એની પાસે વેપાર સારૂ પૈસા નહોતા. એનો વેપાર મિત્રરાજ્યોએ સંકૂચિત અને અંકુશવાળો રાખ્યો હતો; આથી જર્મનીને લાભ મળ્યો તે હપ્તા ભરવામાં વપરાયો. પરંતુ અમેરિકાને મોટી કમાણી થઇ હતી.

અમેરિકાથી નીકળેલો આ મંદીનો મોટો પ્રવાહ આખા જગતમાં ફેલાયો; આપણું હિંદ પણ આ મંદીમાં પૂરેપૂરૂં ફસ્યું હતું. ૧૯૩૬ સુધીમાં મંદી ચાલી હતી. જર્મનીમાં પણ એની અસર મોટી હતી. પરંતુ જર્મનીએ અમેરિકા પાસેથી ઉધાર મેળવેલ નાણાં પાછાં આપ્યાં નહિ, એટલે જર્મનીને રાહત મળી. આ સિવાય અર્થશાસ્ત્રના જાદૂગર ડૉ. શાટે દેશપરદેશો સાથે વેપારી સંધિઓ કરીને પરદેશો પાસેથી કાચી વસ્તુઓ ખરીદ કરીને બદલામાં પાકી વસ્તુઓ આપી જર્મનીને મોટો લાભ કરી આપ્યો હતો.







## ૧૪

# હેર ઍડૉલ્ફ હિટલર

**જર્મનીમાં** આ સમયે ૧॥ કરોડ મનુષ્યો જર્મન પ્રજાસત્તાકની વિરૂધ્ધ માનસ ધરાવતાં હતાં. આ લોકોને કોઇ સર નેતા જોઇતો હતો. જર્મન પ્રજા આજ્ઞા માનવાને ટેવાયલી છે. એની નાડમાં પ્રજાવાદ, પ્રજાતંત્ર કે પ્રજાસત્તાક સત્તા નથી. નીત્સે અને બર્નહાર્ડી એકતંત્રી શાસનના પ્રશંસકો છે. તેર વરસથી ચાલતું પ્રજાતંત્ર એમને પ્રસન્નતા આપી શક્યું નહિ. આ દોઢ કરોડ જર્મનો પ્રજાસત્તાક રાજ્યનું ખૂન કરવા તૈયાર બેઠા હતા. અને એમને તો શિસ્ત અને કાયદાની એડી નીચે રહેવું હતું.

જર્મન સ્વભાવ જગતમાં વિજ્ઞાન, શાસ્ત્રીયતા અને બુધ્ધિમાં શ્રેષ્ઠ ગણાય છે, પરંતુ એ સ્વભાવને પ્રજામતવાદ અનુકૂળ નથી. એને વર્તમાનપત્રો અને વાણીની સ્વતંત્રતા ઈષ્ટ નથી. એને પોતાના મત (Vote)ની કિંમત એક અંગ્રેજ કે અમેરિકન જેટલી નથી. જર્મન ઉદારવાદી કદી થઈ શકતો નથી.

જર્મનીના ૧ કરોડ મજૂરોને સાધારણ રીતે પ્રજાશાસન પસંદ હતું, અને તેમને પોતાના રોજગારો અને લાગવગ વધારવાં હતાં. એમાં ઘણા સમાજવાદીઓ અને ઘણા સામ્યવાદીઓ હતા. પરસ્પર સહકાર નહોતો. પ્રજાસત્તાક રાજ્ય મૂડીવાદીઓને પંપાળતું હતું એવી એમની ફરિયાદ હતી; આથી પ્રજાસત્તાકવાળા રાજ્યને એમનો પૂરો સહકાર મળ્યો નહિ. મૂડીવાદને ભાંગવા એમણે પ્રજાતંત્ર રાજ્ય ઉપર દ્વેષ આણ્યો હતો. જર્મનીમાં ના કરોડ જેટલા રોમનકૅથોલિકો છે. તેઓ પ્રજાતંત્રના ઉદાર ધર્મવાદને ધિક્કારતા હતા. આમ પ્રજાસત્તાક રાજ્ય ચારે તરફથી દ્વેષ અને ધિક્કાર અનુભવતું હતું. જર્મન પ્રજાને પોલાદી છાતીનો અને પોલાદી એડીનો સરમુખત્યાર જોઈતો હતો. એ ઈચ્છા હેર હિટલરે પૂરી કરી.

હેર એડોલ્ફ હિટલર ઓસ્ટ્રિયામાં "બ્રાનો" ગામમાં ઈ. સ. ૧૮૮૯ ની તા. ૨૦ મી એપ્રિલે જન્મ્યો હતો. હિટલરનો પિતા ગરીબ હતો. એના બાપદાદા પણ ગરીબ હતા. હિટલરનો દાદો જેનું નામ જ્હોન હિડલર હતું તે ફેબ્રુઆરી ૧૭૯૨ માં ઝેકોસ્લો-



વેકિયા તાએના ડાન્યુબના કિનારા ઉપર આવેલા સ્પીટલ ગામમાં જન્મ્યો હતો. એને મેરિઆ આના સીકલગ્રુબર નામે સ્ત્રી સાથે સંબંધ થયો. બંને સાથે રહ્યાં. એમને ઇ. સ. ૧૮૩૭ માં એક પુત્ર થયો. એ એલોઈ હિડલરનો જન્મ લગ્ન વગરજ સહવાસથી થયો હતો. પુત્રના જન્મ પછી માતાપિતા વિધિસર પરણ્યાં. એડોલ્ફ હિટલર એ એલોઇ હિડલરનો પુત્ર થાય. એ સમયે લોકો એટલા ભણેલા નહોતા. એડોલ્ફના જન્મ પછી તરતજ એનો બાપ હિડલરને બદલે પોતાનું નામ હિટલર લખતો થયો; "ડ" નો "ટ" થયો. હિટલરની બ્હેન હજુ પણ પોતાના નામ પાછળ હિડલર લખે છે.

એલોઇ હિડલર બહુ ભણેલો નહોતો. એની સ્થિતિ ગરીબ હતી; માંડ પેટ પૂરૂં કરતો હતો. એલોઈ હિડલર કે હિટલર પહેલા જૂના બૂટ સાંધવા (Cobler)નો ધંધો કરતો હતો. એ દેખાવે આકર્ષક નહોતો. એ ઝીણી ઝીણી આંખો ધરાવતો હતો. એણે ત્રણ વખત વિવાહ કર્યો હતો. એલોઈ હિડલર પોતાની ૪૦ વરસની ઉમર સુધી માતાના નામ સીકલગ્રુબર નામે ઓળખાતો હતો, તે સમયે એણે આના નામે બાઈની સાથે લગ્ન કર્યાં હતાં. આના ઉમરે એલોઈ કરતાં ચૌદ વરસે મોટી હતી. આના સાધારણ સારા સંજોગો ધરાવતી હતી, એટલે એણે એલોઈની સારી



સંભાળ લીધી હતી. આનાએ એલોઈને બે બાળકો ભેટ આપ્યાં હતાં. એલોઈનો સૌથી મોટો પૂત્ર હેમ્બર્ગની હોટલમાં સાધારણ નોકરી કરતાં મરણ પામ્યો હતો. એની સૌથી મોટી પુત્રી એન્જેલા વિએનામાં પરણી હતી. ત્યાં તે રસોઇયણનો ધંધો કરતી હતી. આના ૧૮૩૩ માં મરણ પામી.

એલોઈ હિડલર અથવા હિટલર વિધુરનું જીવન ગાળી શકે તેવા સ્વભાવનો નહોતો. ૭ અઠવાડિયાંમાં એક ફ્રેન્ઝીસ્કા નામે સ્રીને પરણી લાવ્યો. એનો ઘરસંસાર ઠેઠ ૧૮૮૪ સુધી ટક્યો હતો. એને કાંઈ સંતતિ નહોતી.

એલોઇ હિટલર ત્રીજીવાર ક્લેરા નામની એક યુવતી સાથે પરણ્યો. એલોઇ હવે આધેડ હતો. ક્લેરા યુવાન હતી. તે ઊંચી, ટટાર અને સાંકડા મુખવાળી હતી. એની આંખો મોટી હતી. તા. ૨૦ એપ્રિલ ૧૮૮૯ ના એડૉલ્ફ હિટલરે જગતમાં પહેલી આંખ ઊઘાડી હતી. એ સમયે એની ગત માતા આનાની લાગવગથી એલોઈ હિટલર બ્રોનોના કસ્ટમ ઇન્સ્પેક્ટરનો અધિકાર ધરાવતો હતો. એ વખતે એલોઈની ઉમર બાવન વર્ષની અને ક્લેરાની ઉમર ૨૯ વરસની હતી. ક્લેરાને બીજાં બે સંતાનો એડૉલ્ફની પાછળ થયાં હતાં, પોલા ૧૮૯૭ માં જન્મી હતી. તે વિએનામાં રહેતી અને હમણાં એડૉલ્ફ હિટલર સાથે રહે છે. બીજું બાળક બાળપણે જ ભૂમિદાહ થયું હતું. એલોઈને બ્રોનોમાં નોકરી કરતાં



પેન્શન મળ્યું એટલે એ કુટુંબને લઈને લીન્ઝ રહેવા આવ્યો. નિવૃત્ત જીવનમાં એલોઈ હિટલર દારૂ ઢીંચતાં શીખ્યો હતો.

નાના એડોલ્ફને સ્કૂલમાં ભણવા માટે મૂકયો. એને ભણાવી ગણાવીને પોતાની માફક સરકારી નોકરીમાં જોડવાનો એલોઈનો વિચાર હતો. પરંતુ એડોલ્ફ તોફાની, સ્વચ્છંદી અને તુમાખી સ્વભાવનો હતો. એ પિતાને ગાંઠતો નહિ. પિતા દારૂના ઘેનમાં તેને માર મારતો આથી પિતા પુત્રને બનતું નહિ. એડોલ્ફ પિતાથી ત્રાસતો પણ માતાની હૂંફમાં એને રક્ષણ અને આરામ મળતાં હતાં. માતા અને પિતા વચ્ચે પણ મેળ નહોતો. માતા નાના એડોલ્ફને કલાકાર બનવાની વિનવણી કરતી હતી. એડોલ્ફ શાળામાં જતો નહિ, પણ મેદાનમાં રમવા ભાગી જતો હતો. તે નદીઓનાં કોતરોમાં, ઝાડોની ડાળીઓ ઉપર કે મેદાનોમાં મહાલતો હતો. એ કજિયાખોર પ્રવૃત્તિનો હતો. છોકરાઓની સાથે એને વારંવાર મારામારી થતી હતી.

બીજો પુત્ર ચિત્રકાર થવાની મહત્વાકાંક્ષા ધરાવતો હતો. એલોઇને આ કલા ઉપર પક્ષપાત નહોતો. બંને વચ્ચે મજબૂત મતભેદ ચાલુ રહેતો. એડોલ્ફ તેર વરસનો થયો, એટલે એલોઇ હિટલર ૧૯૦૭માં પોતાના નાટકને આ લોકમાંથી ખતમ કરી પરલોકમાં ગયો.

કલેરા બળવાન આત્મા હતી. એણે ઘરનો ભાર ઉપાડી લીધો. એડોલ્ફ એટલામાં બિમાર પડયો. એનું શિક્ષણ અધુરૂં રહ્યું. કલેરા પણ અકાળે આ ફાની જગત છોડીને ચાલી, ત્યારે એડોલ્ફ



૧૮ વરસનો બેકાર યુવાન હતો. જગતમાં હજી એને ઝૂઝવાનું હતું. એનાં માતાપિતા જતાં એને કોઇની ઓથ રહી નહિ.

એડોલ્ફ હિટલરે ઓસ્ટ્રિયાની રાજધાની વિએનામાં જીવન-નિર્વાહનું નાવ હંકારી મૂક્યું. લાગવગ અને પૂરતી વિદ્યા વગરના હેર હિટલરને લાંબો વખત સુધી બેકારીએ હેરાન કર્યો. એણે મજૂરીનો ધંધો શરૂ કર્યો. ઘરો બંધાતાં હતાં ત્યાં તે ચૂનાની તગારી ઉપાડનાર મજૂર તરીકે રહ્યો. એક હજાર દિવસો સુધી એણે મજૂરીનો ધંધો કરી દુનિયાની લીલી–સૂકી જોઈ. મૂડી અને મજૂરીના સવાલનો એણે અભ્યાસ કર્યો. કામદારોની તકલીફો, એમનાં વ્યસનો, એમની વિચારધારાઓ, એમના પ્રત્યે રાજ્યને અદા કરવાની ફરજો આ સર્વ વિષે હિટલરે જાતે અનુભવ મેળવી લીધો. એમની સામાજિક સ્થિતિ સુધારવાનાં સ્વપ્ન એણે રચવા માંડયાં.

હિટલર અવલોકન કરવાની ટેવવાળો હતો. એને વાંચવાનો પણ ખૂબ શોખ હતો. એ જાહેર લાયબ્રેરીઓમાંથી જુદા જુદા 'વાદો'નાં પુસ્તકો લાવીને વાંચવા માંડયો. એણે વિએનાના વિલાસી-જીવન જોઈ તે પ્રત્યે તિરસ્કાર કેળવ્યો. એણે કેટલાંક છૂપાં મંડળોમાં હાજરી આપવા માંડી; એમાંથી એની વિચારશક્તિને ખૂબ જાણવાનું મળ્યું. એની રાજકીય બુદ્ધિ કેળવાવા માંડી; એણે પોતાના સ્વદેશના તારણહાર થવાનાં સ્વપ્નાં રચવા માંડયાં.

મજૂરોનાં મંડળો હતાં. હિટલરને એ મંડળોના સાંકડા વાડામાં જોડાવાની ઇચ્છા નહોતી. એ વિશાળ દૃષ્ટિબિંદુથી જોઇ શકતો



હતો. મજૂરોના મંડળમાં એ જોડાયો નહિ આથી એને પાણીચું મળ્યું. તેણે બીજે બે-ત્રણ જગ્યાએ કામ કરવાની ઉમેદવારી કરી પણ મજૂરોના મંડળમાં જોડાયા વગર સર્વત્ર એને નારિયેલ મળવા લાગ્યું. હિટલર બેકાર બન્યો. ખાવાને માટે પણ એને મુશ્કેલીઓ નડવા લાગી. એ ભિખારીની હાલતમાં આવ્યો. એને ફરજિયાત મજૂરીનો ધંધો મૂકી દેવો પડયો. એના ઉદયની પાછળ પાંદડું હતું.

એ હવે એકવીસ વરસનો બેકાર યુવાન હતો. મજૂરી તો મળે તેમ નહોતું. એને નાનપણથી ચિત્રો ચિતરવાનો શોખ હતો. એ શોખ એણે કેળવ્યો હતો. એણે હવે ધંધા તરીકે આ ચિત્રકળાને સ્વીકારી. એને કામ મળવા લાગ્યું. કામમાં એણે અનુભવ મેળવ્યો. લોકોને રુચિ કરે તેવાં ચિત્રો તે ચિતરી શકતો હતો. રોટલાની ચિંતા હવે દૂર થઇ. આખા દિવસમાં ચાર-પાંચ કલાક કામ કરતો; બાકીના સમયમાં જાહેર પુસ્તકાલયનાં પુસ્તકો મેળવીને વાંચતો હતો. ઓસ્ટ્રિયામાં પ્રજાસત્તાક રાજ્ય હતું. લોકશાસનના ઓઠા હેઠળ સ્વાર્થી અને મોઢે મીઠા વક્તાઓ જેવા રાજદ્વારીઓ સૌને છેતરીને સત્તા મેળવતા હતા-પોતાનાં ગજવાં ભરતા હતા. આથી પ્રજાતંત્ર સ્વાર્થી રાજ્યદ્વારીઓ અને અંધશ્રદ્ધાળુ લોકો તરફ એને તિરસ્કાર થયો.

યાહૂદીઓ આ સમયે બધા ધંધાઓમાં વ્યાપક રીતે મોખરે રહેતા હતા. તેઓ સર્વ જાતના કામકાજમાં પોતાનાં છાપખાનાં,



સંગઠન, વિદ્યા અને લાગવગથી મોખરેનું સ્થાન મેળવતા હતા. એણે વ્યાપાર, ઉદ્યોગ, શરાફી, અધિકારોમાં યાહૂદીઓને અગ્રગણ્ય જોયા; એ એની સમજશક્તિને કાંટાની માફક ખૂંચવા માંડયાં ત્યારથી યાહૂદીઓ માટે અતિશયોક્તિભરેલો ધિક્કાર એણે કેળવ્યો. સત્તા હાથમાં આવતાં એ ધિક્કાર એણે આચારમાં મૂકયો.

એનું હૃદય જેના ઉપર તિરસ્કાર થાય તેના પ્રત્યે અવિરત ક્રોધથી ભભૂકી ઊઠતું હતું. એ ભારે ઉશ્કેરાટમાં રહેતો હતો. એની બીજી ઉત્તેજનાનું કારણ સામ્યવાદીઓ હતા. એમના પ્રત્યે એનો યાહૂદીઓથી સહેજ ઊતરતો દ્વેષ હતો. યાહૂદીઓ અને સામ્યવાદીઓ જર્મનીના મહાન શત્રુઓ છે એવી શોધ એણે કરી દાંત કચકચાવ્યા.

એણે ઓસ્ટ્રિયાની પાર્લામેન્ટનાં ભાષણો સાંભળ્યાં. એ શાસનપ્રથા એને સંકૂચિત અને લોકકલ્યાણની ભાવનાથી વિરૂદ્ધ લાગી. 'મારા હાથમાં સત્તા આવે તો હું આ સર્વે ટૂંક સમજણ-વાળા, સ્વાર્થી અને વાતોડિયાઓને કાઢી દેશનો ઉદય કરૂં,' એવા એવા વિચારો એને આવવા લાગ્યા. એ એકસત્તાનો પ્રશંસક બન્યો, પરંતુ હજી એના વિચારો પરિપકવ થયા નહોતા. એને હજી ઘણી ઠોકરો ખાવાની હતી. હિટલરના ભાગ્યમાં પોતાના ઘડતર સાથે આખા જર્મન સામ્રાજ્યના ઘડતરનું ભવિષ્ય જોડાયું હતું. આ ભૂખડીબારસ બેકાર યુવક, સાત કરોડ જર્મનોનો ભાગ્ય-વિધાતા થશે એમાં કોઇને જરાએ વિશ્વાસ નજ હોય.



હિટલર હવે યુવાનીમાં પ્રવેશ કરતો હતો. ત્રેવીસ વરસની ઉમરે હિટલર મ્યુનિચ શહેરમાં આવ્યો. બેવેરિયાનું આ મુખ્ય શહેર છે. હિટલરને એ બહુ પસંદ હતું. હજીએ એનો નિવાસ મ્યુનિચ શહેરની પડોશના પર્વતોમાં ખાસ બનાવેલા ભવનમાં છે. હિટલરે મ્યુનિચમાં રાજ્યદ્વારી વૈદેશિક સંબંધો અને તેના પ્રત્યાઘાતોનો અભ્યાસ કરવા માંડયો. એનેય ખબર નહોતી કે આ અભ્યાસ ભવિષ્યમાં ઉપયોગી થઇ પડશે. આ સમયે પણ યુરોપમાં યુદ્ધનાં નગારાંના ભણકાર એને કાને અથડાતા હતા. રાજ્યદ્વારી મામલો બગડતો જતો હતો. મોટા રાજ્યોમાં પરસ્પર રાગદ્વેષ, ઈર્ષા, અસૂયા અને પરસ્પર મનોમાલિન્ય વધતાં જતાં હતાં. હિટલર અતિ ગરીબ અને બેકાર હોવા છતાં આ રાજદ્વારી વિષયો એને રસપ્રદ થઈ પડયા હતા. મ્યુનિચમાં પણ એ પૂરો ઠરી ઠામ થઇ શકયો નહિ.

સરવિયામાંથી યુદ્ધની ચિનગારી ચેતી; આખા યુરોપને આ મહાયુધ્ધે ઘેર્યું. બેકાર હિટલરને આ સુંદર તક હાથમાં આવી. એ સાધારણ સિપાઇ તરીકે તા. ૩ ઓગસ્ટ ૧૯૧૪ ના દિવસે જોડાયો. યુદ્ધગીતો લલકારતો સૈનિકોમાં એણે પણ કૂચ કરી. પછી તો હિટલરને યુદ્ધના અનેક પ્રસંગો સાંપડયા; ગોળાઓ, ગોળીઓના વરસાદ વચ્ચે રહેતાં તેને આવડયું. તે પાકો સૈનિક થયો, હિમતવાન, સાહસિક છતાં કોણ જાણે શા માટે એ ઊંચે ચડી શકયો નહિ! સૈન્યમાં તે ચાર વરસ સુધી રહ્યો હતો, છતાં એની



જોઇએ તેવી ઉન્નતિ થઇ નહિ. તે માત્ર કોર્પોરલ થયો. ૧૯૧૬માં હિટલર ઘાયલ થઈ હોસ્પિટલમાં પડયો હતો. તે સાજો થઇને ફરી યુદ્ધમાં ગયો. ૧૯૧૪–૧૮ના યુધ્ધમાં ઝેરી ગેસનો એ ભોગ બન્યો. આ ગેસથી તેની આંખોને નુકશાન પહોંચ્યું હતું. હોસ્પિટલમાં જ એને જર્મન પરાજયના ખબર મળ્યા. હિટલર જર્મનીને ખરા હૃદયથી ચાહતો હતો. એનું હૃદય નિરાશાથી છવાઈ ગયું. આ પરાજયનું મૂળ કારણ એણે યાહૂદીઓને માન્યા. એનો યાહૂદીઓ પ્રત્યેનો તિરસ્કાર ધિક્કારના રૂપમાં ફેરવાઇ ગયો. યાહૂદીઓના એ કટ્ટર દુશ્મન બન્યો.

યુધ્ધ પૂરૂં થયું. જર્મની હાર્યું. દુકાળ, અછત, યુવાનોનો સંહાર, ઘાયલોના આર્તનાદ, સંબંધીઓના કલ્પાંતથી જર્મની છવાઈ ગયું. ભૂખે મરતું, જખમોથી છવાયલું, પરાજયથી હતોત્સાહ થયેલું જર્મની દીન, દુઃખી અને બેહાલ થયું. ૧૯૧૮ના નવેમ્બરમાં હિટલરે જર્મનીના બેહાલ જોયા. લોકો પરાજયમાં ગાભરા બની ગયા. બર્લિનના કામદારોએ હડતાળ પાડી. ખલાસીઓ મનવારો ઉપરથી ઊતરીને બળવામાં સામેલ થયા. ચારે તરફ હડતાળો પડવા માંડી. હેનૉવર, બર્લિન, હ્રાઇનલેન્ડમાં બળવાના વાવટા ચડયા. કૈઝર ભાગી ગયો. રાજમહેલ ઉપર શાહી વાવટો ચડયો હતો તે ઉતારીને લાલ વાવટો ચડયો. સામ્યવાદી અને સમાજવાદીઓની સરકાર નિમાઈ. સમાજવાદી ડૉ. ઇબર્ટ પ્રજાસત્તાકનો પ્રમુખ થયો. જર્મનીને કોઇ મહાન નેતા જોઇતો હતો. હેર હિટલર આ જગ્યા પુરવાને નિર્માણ થયો હતો, પરંતુ હજી એનું નશીબ ખુલ્યું નહોતું.



ગરીબી, સત્યાનાશીથી ગુનાઓ ખૂબ વધ્યા હતા. પ્રજા નિરુત્સાહી બની હતી. લાખો યુવાનો યુદ્ધમાંથી છૂટા થયા હતા; તેઓ બેકાર હાલતમાં સબડતા હતા. પરાજય પછી જે અવનતિ થવી જોઇએ તે થઈ હતી.

ઈ. સ. ૧૯૧૯ થી હિટલરે જાસૂસીખાતામાં કામ શરૂ કર્યું. જર્મનીના સૈન્યમાં એ જાસૂસ ખાતામાં દાખલ થયો. એણે મજૂરોની સભાઓમાં હાજરી આપવા માંડી; એના રિપોર્ટો ખાનગીમાં મેળવીને એ પોતાના અધિકારીઓને જણાવતો હતો. એના ઉપર કામદારો તરફથી અનેક આક્ષેપો થયા છે.

હિટલર એક દિવસે જર્મન મજૂરોની એક સભામાં ગયો; તેમાં જર્મન મજૂર નેતા ગૉટફ્રિડ ફિડર ભાષણ કરતો હતો. હિટલર એનું ભાષણ સાંભળવા બેઠો. અહીં ફિડરે 'જર્મનો એટલે આર્યો અને યહૂદીઓ એટલે આર્યોને ચૂસનારાઓ' એવી વ્યાખ્યા આપી. હિટલરને આ વ્યાખ્યા ઘણી ગમી ગઈ.

હિટલર થોડાબોલો, વધુ સાંભળનારો હતો; પરંતુ કોઈમાં ઝાઝું ભળનાર નહોતો. સ્વભાવે એ એલકવાયાપણું પસંદ કરતો હતો. પરંતુ એ મહાપુરૂષ થશે એવી કોઈ આગાહિ કરનાર લક્ષણ એનામાં નહોતું. એનો જુસ્સો ભારે હતો. એ કાર્યદક્ષ હતો. સારો વ્યવસ્થાપક હતો. વિચાર કરતો હતો. એના હૃદયમાં દેશોદય



માટે જ્વલંત અગ્નિ સળગતો હતો. એ પોતાને માટે માર્ગ શોધતો હતો. એની નસોમાં ગરમાગરમ લોહી વહેતું હતું.

ગોટફ્રીડ ફિડરના મિત્ર એન્ટન ડ્રેક્ષીલર સાથે હિટલરને ઓળખાણ થઈ. ડ્રેક્ષીલરે એને પોતાના મંડળનો સભ્ય થવા સમજાવ્યો. બે દિવસ સુધી વિચાર અને ગુણદોષો તપાસ્યા પછી હિટલર આ મંડળમાં સાતમો સભ્ય થયો. હિટલરના જીવનમાં આ અગત્યનો બનાવ હતો.







# ૧૫

# નાઝી પાર્ટી

હિટલરે આ પાર્ટીમાં આગેવાનીભર્યો ભાગ લેવા માંડ્યો. એ મનુષ્યોનો કુદરતી નેતા હતો. એને પોતાના મિત્રોને સમજાવીને પોતાનું મંતવ્ય અસરકારક રીતે ઠસાવવાની ટેવ હતી. એ થોડા જ દિવસોમાં આ પાર્ટીનો મુખ્ય નેતા થઈ પડ્યો. એ પાર્ટીનું 'જાતીય સમાજવાદી રાજ્યપાર્ટી' એવું નામ એણે પાડ્યું. પાછળથી મતભેદથી ફ્રિડર અને ડ્રેક્ષલર બંને પાર્ટીમાંથી નીકળી ગયા. પરંતુ હિટલરે એકધ્યાનથી મંડળનો વિકાસ સાધ્યો. એણે શિસ્ત, તાલિમ અને નિયમો દાખલ કર્યા. હિટલરે પ્રથમ વીસ સભ્યો પાસે

ભાષણ આપ્યું. હિટલર ભાષણ આપતાં સ્વત્વને ભૂલી જાય છે. એના શબ્દો અંગારની માફક બળતા હોય છે. એ લોકોને ઉશ્કેરી શકે છે. એના મોઢામાંથી ઝરાના પ્રવાહ પેઠે શબ્દો પડે છે. નિરાશા-યુક્ત દુઃખી, ભૂખે મરતી અને પરાજયથી દીન બનેલી પ્રજા ઉપર એના શબ્દો જાદૂઈ અસર કરતા હતા. યુવાનોનો તે માનીતો થયો. બેકાર અને કામધંધા વગરના યુવાનો એના મંડળના સભ્ય થવા માંડયાં. હિટલર, મંડળનું ચણતર અને ઘડતર કરતો હતો.

હિટલર સરસ વક્તા નથી, પણ એની ધગશ, એના બળબળતા શબ્દો, એના હૃદયનો અદમ્ય ઉત્સાહ, એની આંખોમાંથી નીકળતું તેજ સૌ સાંભળનારાઓ ઉપર જાદૂઈ અસર કરે છે. હિટલરમાં અનુયાયીઓ બનાવવાની ઉચ્ચ કળા છે. એણે આ મંડળની નેતાગીરી લીધી. આખા મંડળનો શરૂઆતથી એજ બ્રહ્મા હતો. એણે મંડળને જન્મ આપ્યો અને તેને પાળ્યું.

૧૯૩૨ માં એણે મજબૂત મંડળ જમાવી લીધું હતું. નેતા તરીકે હિટલર ધીરજવાળો, ઉત્સાહપ્રેરક હતો. કેવે સમયે કાર્ય કરવું તે એ તક સમજી શકતો હતો. એ કાર્ય હાથમાં લેતાં પોતાની સર્વ શક્તિઓ એની પાછળ ખર્ચી શકે છે. આત્મભોગ પણ આપી શકે છે. એને વ્યવસ્થા અને શિસ્ત પ્રિય છે; બંધારણ દીર્ઘદૃષ્ટિથી બાંધે છે. એ પોતાના આદર્શની પાછળ ઘેલો થાય છે. આદર્શ મેળવવાના ઉપાયો, વિધાનો અને માર્ગો ભલે બદલાય પરંતુ આદર્શ






## હેર હેસ

જર્મનીનો 'ડેપ્યુટી ફ્યુહરર'
જે હાલ બ્રિટનમાં કેદ છે.

બદલાય નહિ. એ દૃઢ નિશ્ચયી છે, સ્થિર છે. કોઈપણ જાતના કાયદેસર, બિનકાયદેસર ઉપાયો અજમાવી આદર્શ પૂરો કરતાં એ પાછું વાળી જોતો નથી. આદર્શ મેળવવાને માટે નીતિ–અનીતિ, ધર્મ–અધર્મ, જૂલ્મ–મારામારી, ખૂનનાં પગલાં લેતાં પણ એ ડરતો નથી.

હવે નાઝી પાર્ટીના ઉદ્દેશો એણે ઘડી કાઢ્યા. એમાં ઘણાં આપણી બુદ્ધિને પ્રતિકૂળ લાગશે. પરંતુ હિટલરે એ પ્રતિકૂળ વિધાનોનો ઉપયોગ એટલી ચાલાકીથી કર્યો છે કે તેના માટે પ્રશંસાના ઉદ્ગારો નીકળી જાય છે. એ ક્રૂર પણ થઈ શકે છે, ખૂન કરવું એને ન ગમે પણ કાર્યસિદ્ધિ માટે ખૂનો કરાવી શકે છે. નાઝી પાર્ટીના નીચે પ્રમાણે ઉદ્દેશો એણે તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૨૦ના રોજ જાહેર કર્યા હતા:

(૧) તમામ જર્મનોએ પરસ્પરના સહકારથી જર્મન મહારાજ્યની સ્થાપના કરવી.

(૨) વર્સેલ્સની સંધિ અયોગ્ય અને અન્યાય કરનારી છે માટે રદ કરવી.

(૩) જર્મનીની વસ્તી ખૂબ ઘીચ થતી જાય છે. યુરોપમાં એને માટે જગ્યા અને જમીન મેળવવાં.

(૪) જર્મનો શુદ્ધ આર્યો છે. યાહૂદીઓ આર્યો નથી, એટલે તેઓ જર્મનો પણ નથી.



(૫) જર્મનો ન હોય એવી પ્રજા જર્મનીમાં માત્ર અતિથિ તરીકે રહી શકે.

(૬) શુદ્ધ જર્મન નાગરિક સિવાય બીજાને મતાધિકાર મળવો જોઇએ નહિ.

(૭) રાષ્ટ્રનું પ્રથમ કર્તવ્ય જર્મનોને, હુન્નર ઉદ્યોગમાં અત્યંત વિકાસવાન બનાવવાનો છે.

(૮) યુદ્ધ સમયમાં વ્યક્તિગત લાભ ઉઠાવનારને ગુનેગાર ગણવો. યુધ્ધમાં મેળવેલી સંપત્તિ જપ્ત કરવી.

(૯) રાષ્ટ્રના વૈરી અને અહિત કરનારનો નાશ કરવો.

(૧૦) દરેક જર્મનને સંપૂર્ણ શિક્ષણ મળે તેવી ગોઠવણો કરવી.

(૧૧) નાઝી પાર્ટીએ આ ઉદ્દેશો પરિપૂર્ણ કરવા પ્રાણદાન સુધ્ધાં પણ આપવું.

હિટલરે પોતાના સૈનિક મિત્રો વચ્ચે પ્રચાર કર્યો. એણે લોકોને ધગધગતા શબ્દોમાં કહ્યું કે, ' તમને ભારે અન્યાય થયો છે, માટે તમે હિંમત રાખો. હું તમને યોગ્ય માર્ગે દોરીશ.' લોકો હજારોની સંખ્યામાં હિટલરનાં ભાષણો સાંભળતાં હતાં. લોકોને એના શબ્દો ગમતા હતા. એણે પોતાનાં મંતવ્યોનો ખૂબ પ્રચાર કર્યો; એને ચારે તરફથી ટેકો મળ્યો.



હિટલરના નાઝીવાદના ઘણા વિરોધીઓ પણ હતા, આથી સભાઓમાં વારંવાર અવ્યવસ્થા અને મારામારી થતાં હતાં. આથી પોતાના પક્ષની વ્યવસ્થા જાળવવા માટે એણે સૈનિકોને કામે લગાડયા. સૈન્યમાંથી છૂટા થયેલા સ્વયંસેવક સૈનિકોનું એક નાનું સૈન્ય તૈયાર કરાવ્યું; એ ભુરા ડગલાવાળું સૈન્ય કહેવાતું હતું. હિટલરે ખૂબ પ્રચાર કરવા માંડયો. ૧૯૨૨ માં સ્થપાયેલ એના નાનાં સૈન્યનો પણ સારો વિકાસ થયો. એણે પોતાના ભૂરા ડગલાવાળા સૈનિકોનો ઉપયોગ, સામા પક્ષની સભાઓ ભાંગવા માટે કરવા માંડયો. હિટલર અને એના સાથીઓ સામા પક્ષની સભામાં ભમતા, વક્તાઓને આડાઅવળા પ્રશ્નો પૂછી હંફાવતા અને જોરાવરીથી સભાઓ વીખેરી નાંખતા હતા.

૧૯૨૩ ની સાલમાં હિટલર અને જનરલ લુડેનડૉર્ફ મળી ગયા. બંનેએ ચાલુ સરકારની સત્તા સામે બળવો પોકાર્યો. મ્યુનિચ આ બળવાનું મુખ્ય ક્ષેત્ર હતું. પરંતુ હજી બળવા કરવાને પુરતું બળ હિટલર કે લુડેનડૉર્ફમાં નહતું. બંને પકડાયા. હેર હિટલરને પાંચ વરસની કેદખાનાની સજા થઇ. કારાગ્રહમાં એણે 'મારી લડત' (મેઈન કેમ્ફ) નામે પુસ્તક લખ્યું; એ જર્મનોનું બાઇબલ છે. એ પુસ્તકનો બીજો ભાગ એણે ૧૯૨૫–૨૬ માં લખ્યો હતો. આ પુસ્તકમાં, જર્મન જાતિ શુદ્ધ આર્ય લોહીની છે, એમાં ભેળસેળ કરવોજ નહિ; જગતમાં એ સર્વોપરિ જાતિ છે; યહૂદીઓ અને સામ્યવાદીઓ જગતમાં તિરસ્કાર કરવા યોગ્ય જાતિઓ છે; એણે



રશિયાનો યુક્રેન પ્રાંત (જેમાં ઘઉં પુષ્કળ થાય છે) લઈ લેવાનો વિચાર દાખવ્યો હતો; જર્મન રાજ્યનીતિની રૂપરેખા ઘડી હતી. આ પુસ્તક જર્મનીમાં ફરજિયાત ખરીદવું પડે છે. એની ૭ કરોડ કોપીઓ ખપી ગઈ છે.

માત્ર આઠ માસનું કારાગૃહનું સંકટ ભોગવી હેર હિટલર ૧૯૨૪માં છૂટો થયો. હેર હિટલરના કારાવાસ દરમ્યાન પાર્ટી સુસ્ત થઈ ગઈ હતી. જર્મન સરકાર એને સભાઓ ભરવા દેતી નહિ. એની આખી મંડળી નમાલી બની ગઈ હતી. હિટલરે એના પુનરુધ્ધારનું કામ હાથમાં લીધું. એની મૂડી માત્ર સાતસો માર્કની હતી, પરંતુ એનો ઉત્સાહ અદમ્ય હતો. એણે પોતાના મંડળને વ્યવસ્થિત કરી દીધું.

એ સમયે યુવકોની ચળવળ જોસબંધ ચાલતી હતી. યુવકોને કામ જોઈતું હતું. પેટ ભરવા માટે એમને રોજી જોઈતી હતી. અબજોધિપતિ થાઇસિનની મદદથી હિટલરે આ યુવાનોને પોતાના તોફાની સૈન્ય (Storm troops)માં જોડી દીધા. હિટલરે હવે વિશેષ શક્તિથી પોતાનો પ્રચાર કરવા માંડયો. એણે જર્મનીમાં પોતાના પક્ષનાં અનેક વર્તમાનપત્રો શરૂ કરાવ્યાં. દરેક શહેરમાં પાકાં મકાનો મેળવી પ્રચારશાખાઓ અને નાઝી મંડળો સ્થાપ્યાં. આ સર્વે પાછળ એને કરોડો માર્કસનો ખર્ચો કરવો પડતો હતો. થાઇસિન અને તેના બીજા મિત્રો એ ખર્ચો પૂરો પાડતા હતા.



દરમ્યાનમાં સમાજવાદી સરકારો જર્મનીમાં કામ કરતી હતી. ૧૯૨૨થી ૧૯૨૯ સુધી હેર સ્ટ્રેસમેન વડો પ્રધાન હતો. સ્ટ્રેસમેન ૧૯૨૯ માં મરણ પામ્યો. એની જગ્યાએ કરટીસ આવ્યો. કરટીસે પ્રજાસંઘમાં જઈ બધાં રાજ્યોએ સૈન્યો અને શસ્ત્રાસ્ત્રોમાં ઘટાડો કરવાની યોજના રજૂ કરી. પરંતુ મિત્રરાજ્યો એમ કરવા તૈયાર નહોતાં. પોલાન્ડ સાથેના વાંધાઓ બહુ જોસથી ચાલતા હતા. ૧૯૩૨ના જાનેવારીમાં જર્મનીએ દંડની રકમો આપવા ચોકખી ના પાડી; કારણ કે જર્મની જગતની મહામંદીમાં સપડાયું હતું. આ સિવાય રૂહરના સત્યાગ્રહે એથી ત્રણ અબજ ડૉલરની નુકશાની જર્મન પ્રજાને આપી હતી. ચલણના બેહદ ફુગાવાથી જર્મનીનો મધ્યમ વર્ગ ભિખારી થયો હતો. એના પછી બ્રુનિંગ ચેન્સેલર તરીકે આવ્યો હતો. એણે પાર્લામેન્ટ (રિશ્ટેગ)ને વિખેરી નાંખી હતી; કારણ કે પાર્લામેન્ટ ખર્ચ ઘટાડવાની તરફેણમાં નહોતી. દર વરસે બજેટમાં મોટી ખાધ આવતી હતી. ડૉ. બ્રુનિંગ ખર્ચ ઘટાડીને વધારે કરો નાંખવા માંગતો હતો. એણે પાર્લામેન્ટને વિખેરી નાંખી, પોતાની મેળે પ્રેસિડેન્ટ હિંડનબર્ગ સાથે મળી શાસન કરવા માંડયું.

૧૯૩૨ માં હિન્ડનબર્ગે ડૉ. બ્રુનિંગને ચેન્સેલરપદથી ચ્યુત કર્યો, એને ઠેકાણે વૉન પેપનને ચેન્સેલર નીમ્યો. વૉન પેપનની પાછળ જનરલ સ્લેશરનું બુદ્ધિબળ હતું. આ સમયે






ડૉ. ગોબેલ્સ

જર્મનીનો પ્રચારમંત્રી, જેનાં જુઠ્ઠાણાં
જગપ્રસિદ્ધ બન્યાં છે.

સમાજવાદી પાર્ટી સંખ્યાબળમાં પહેલે નંબરે હતી. બીજે નંબરે નાઝી પાર્ટી હતી. ૧૯૨૭ના વરસથી જર્મનીને આર્થિક મજબૂતી મળી હતી. એનાં વેપાર અને ઉદ્યોગ પુનઃ સ્થાપિત થયાં હતાં, પરંતુ બેકારી વધતી જતી હતી. ૧૯૩૧ ની મોટી મંદીએ બેકારી ખૂબ વધારી દીધી; એમાં હિટલરના જાદૂઈ શબ્દોએ લોકો ઉપર ખૂબ અસર કરી. હિટલરે પોતાના તરફથી સભ્યો પાર્લામેન્ટમાં મૂકવા માંડયાં, એણે ખૂબ પ્રચાર આરંભ્યો. છેલ્લાં પાંચ વરસો થયાં ભાષણો, વર્તમાનપત્રો અને નાઝી પ્રચાર-ખાતા દ્વારા હિટલર પ્રજામાં ખૂબ પ્રચાર કરતો હતો. પોતાને સત્તા આપવા હિટલરે ડેસલડૉર્ફમાં ૬૦૦ ઉદ્યોગપતિઓ સમક્ષ ભાષણ કરીને સામ્યવાદના હાઉથી એમને ભડકાવી મૂકયા.

૧૯૩૨ માં હિન્ડનબર્ગની પ્રમુખ તરીકેની ઓદ્ધાની મુદત પૂરી થઈ. હિટલર પ્રેસિડેન્ટના અધિકાર માટે હિન્ડનબર્ગના હરિફ તરીકે બહાર પડયો. હિન્ડનબર્ગને ૧૮૦,૦૦,૦૦૦ મતો મળ્યા; હિટલરને ૧,૧૦,૦૦,૦૦૦ મતો મળ્યા. વૉન હિન્ડનબર્ગ પ્રમુખ તરીકે ચુંટાયો.

અત્યંત પ્રચારના અંતે હિટલરને વધારે બેઠકો (પાર્લામેન્ટમાં) મળતી ગઈ. એણે બધી સત્તા પોતાના હાથમાં માંગી હતી. એણે જર્મન પ્રજાના કલ્યાણ માટે અનેક વચનો આપ્યાં. 'હું બેકારીનું નિવારણ કરીશ. હું વર્સેલ્સની સંધિને રદ કરાવીશ,



મારામાં વિશ્વાસ રાખો.' એનો મુખ્ય સહાયક ગોબેલ્સ ભારે જોરશોરથી પ્રચાર કરતો હતો. જર્મનીમાં બ્રુનિંગે પાર્લામેન્ટને બરખાસ્ત કરી હતી. બધી સત્તા (૧) હિન્ડનબર્ગના પુત્ર ઓસ્કાર, (૨) વૉન પેપન (૩) જનરલ સ્લેશરના હાથમાં હતી. પ્રેસિડેન્ટ ૮૫ વરસનો વૃદ્ધ થયો હતો. એની બુદ્ધિ પણ હવે શિથિલ થઈ હતી.

વૉન પેપન અને જનરલ સ્લેશરે હિટલરના તોફાની સૈન્ય ઉપરના આગલા પ્રધાનમંડળે મૂકેલા પ્રતિબંધો ઉઠાવી લીધા. વૉન પેપને હિટલરને વાઇસ ચેન્સેલરપદ આપવા માંડ્યું. પરંતુ હિટલરે ના પાડી. આ વખતે મુત્સદ્દીગીરીના દાવો ખેલાઈ રહ્યા હતા. નાઝી મંડળને કોઇ પણ રીતે સત્તા જોઈતી હતી. પરંતુ પ્રેસિડેન્ટ વૉન હિન્ડનબર્ગ એવી સત્તા આપવાની વિરૂદ્ધ હતો. દર્માનમાં વર્સેલ્સની સંધિ તોડીને જર્મનીએ યુવકોને તાલિમ આપવાનું કામ માથે લીધું. જર્મનીમાં રાજદ્વારી મામલો શાંત નહોતો. વૉન પેપન અને જનરલ સ્લેશરને પણ પાર્લામેન્ટ બરખાસ્ત કરવાની ફરજ પડી. દરમ્યાનમાં હિટલરનું પ્રચારકામ ચાલુ હતું.







## ૧૬

# હિટલર સર્વ સત્તાધ્યક્ષ બને છે

હિટલરને ૧૯૩૨ ની જુલાઈની ચૂંટણીમાં ૨૩૦ બેઠકો મળી હતી. પાર્લામેંટમાં નાઝી પક્ષ સૌથી બળવાન પક્ષ થયો હતો. હિટલરને ચેન્સેલર થવું હતું, પણ હિન્ડનબર્ગે માત્ર વાઇસ-ચેન્સેલરનુંજ પદ આપવાની ઓફર કરી એટલે હિટલરે તે સ્વીકારી નહિ. હિટલરે ફરી પ્રચારકાર્ય આરંભ્યું. તેને અને તેની પાર્ટીને ભારે અસંતોષ રહી ગયો. એણે હવે સર્વત્ર ભાષણો આપવા માંડયાં. એની તીજોરીનું તળિયું આવી ગયું હતું. એને ચેન્સેલર થવું જ હતું. ભાગ્યયોગે ૧૯૩૨ ના ડીસેમ્બરમાં ફરી




હિમલર

જર્મનીનો 'જલ્લાદ'; છૂપા પોલિસનો વડો.

પાર્લામેન્ટની ચૂંટણી થઈ. આ ચૂંટણીના પરિણામે હિટલરે ૨૪ બેઠકો ગુમાવી હતી, છતાં એ નિરાશ થયો નહિ. એના નાઝીઓએ મોટા જોરશોરથી પ્રચાર ચાલુ રાખ્યો. તેઓ હિટલરને માટે સર્વ સત્તા માગતા હતા. 'હિટલરના હાથમાં જર્મનીનું સૂકાન સોંપો અને જર્મનીનો ઉદ્ધાર એ એકલો જ કરશે. બધી સત્તા એ એકલાના હાથમાં મૂકી તમે એનામાં વિશ્વાસ રાખો; એ તમને ઉન્નતિના માર્ગે લઈ જશે.'

આ સમયે જર્મનીમાં રાજકીય એકતા નહોતી. જુદા જુદા મતો ચાલતા હતા. સમાજવાદ, સામ્યવાદ, કેથોલિક, નાઝી આ સૌ મતો ઉગ્ર મતભેદો ધરાવતા હતા. રિશટેગ (પાર્લામેન્ટ) માં પણ કુતરૂં ગામ તરફ ખેંચે અને શિયાળ જંગલ તરફ ખેંચે એવા તીવ્ર મતભેદો ઊભા થયા હતા. હિટલરનું બળ પ્રચાર સાથે વધતું હતું. પ્રજાને આ આપત્તિમાંથી છૂટવું હતું. એને એક ઉદ્ધારક જોઇતો હતો. પરદેશમાં એમને પોતાના હક્કો પાછા જોઈતા હતા. બ્રુનિંગની સરકારે પાર્લામેન્ટની મદદ વગર માત્ર વટહુકમોથી બે વરસ રાજ્ય કર્યું હતું. પરંતુ છેવટે હિન્ડનબર્ગે એને પાણીચું આપ્યું. એના પછી વૉન પેપન અને સ્લેશર આવ્યા. પ્રેસિડેન્ટ હિન્ડનબર્ગ વૃદ્ધ અને સમજણશક્તિ રહિત થયો હતો. પાંચ–છ વ્યક્તિઓના હાથમાં આખી રાજ્યસત્તા હતી; એમણે હિટલરને પોતાના મંડળમાં ભાગ લેવાને આમંત્રણ આપ્યું પરંતુ હિટલરને તો સર્વ સત્તા જોઈતી હતી. એણે ના પાડી.



જર્મનીમાં ભારે અસંતોષ ફેલાઈ રહ્યો. પાર્લામેંટમાં પણ કોઈ મજબૂત એકમતવાળી પાર્ટી નહોતી.

પ્રેસિડેન્ટ વૉન હિન્ડનબર્ગને એકાએક ઊર્મિ આવી. હિટલરની પાર્લામેન્ટમાં બહુમતિ નહોતી; છતાં ૧૯૩૩ના જાનેવારી માસમાં એણે એને બોલાવીને વડાપ્રધાનનું પદ આપ્યું. સૈન્ય પ્રેસિડેન્ટના હાથમાં હતું. એના અધિકારીઓ નાઝી સૂત્રોમાં માનતા નહોતા. પ્રજામાં તો મતભેદ હતો. નાઝીઓએ સત્તા પર આવતાંજ આખા રાજ્યમંડળને નાઝીમય બનાવી દીધું. ૨૦ લાખ અધિકારોમાં નાઝી પક્ષના મનુષ્યો દાખલ થયા. પોતાના પ્રતિપક્ષીઓ ઉપર નાઝીઓએ જુલમ શરૂ કર્યો. સત્તાની જાળ ખૂબ પ્રસારવા માંડી. યહૂદીઓ, સામ્યવાદીઓ અને નાઝી પક્ષના વિરોધીઓને પકડીને એકાંત છાવણીઓમાં પૂરવા માંડયાં. વિરોધીઓની વીણી વીણીને ધડપકડ શરૂ થઈ. છાપાંઓ, રેડિયો, વર્તમાનપત્રો, માસિકો, લેખો, કથાવાર્તાઓ, ભાષણો, મેળાવડાઓ ઉપર સખ્ત અંકુશો મૂકયાં. સિનેમા, નાટકોનો નાઝી પંથના સિદ્ધાન્તો ફેલાવવાનાં સાધનો તરીકે ઉપયોગ થયો. ડૉ. ગોબેલ્સે ધીમેથી પણ શાસ્ત્રીય રીતે વાણીસ્વાતંત્ર્યને ચગદી નાંખ્યું. જર્મનીમાં એક જ મંડળ, એક જ અવાજ, એક જ નીતિ, એક જ સર્વાધ્યક્ષ અને એક જ પરદેશનીતિ રહે તેવી પેરવી બહુ વિશાળ પાયે પણ મક્કમ રીતે થવા લાગી. બધાં વર્તમાનપત્રો, લેખકો, નાટયકારો, ભાષણકર્તાઓનો, નાઝી સિદ્ધાંત ફેલાવવાનાં વાજીંત્રો તરીકે ઉપયોગ થવા માંડયો.



હિટલર સર્વ સત્તાધ્યક્ષ બને છે ૧૭૭

તા. ૨૭મી ફેબ્રુઆરી ૧૯૩૩ના રોજ રિશ્ટેગ (પાર્લામેન્ટ)માં આગ લાગી–કોઈએ આગ જાણીબૂઝીને લગાડી હતી. નાઝીઓએ આ સામ્યવાદીઓનું કાવત્રું છે એમ કહીને સામ્યવાદીઓની ધરપકડો કરી. રિશ્ટેગમાં કુલ છસો સભ્યોમાં નાઝી પક્ષના ૨૫૦ સભ્યો હતા. એમની બહુમતિ નહોતી. પરંતુ એમને બહુમતિ જોઈતી હતી. નાઝીઓએ રિશ્ટેગને આગ લગાડી; એનું તહોમત સામ્યવાદીઓ ઉપર મૂક્યું. ૧૦૦ સામ્યવાદી સભ્યોની ધરપકડ કરી એમને એકાંત છાવણીઓમાં પૂરી દીધાં. સામ્યવાદીઓ બળવો જગાડવા માંગે છે, એવા ખોટા આરોપો મૂકીને સામ્યવાદીઓને પકડી પૂરી મૂક્યા. નાઝીઓનો આદર્શ જર્મનીને નાઝીમય બનાવવાનો હતો. કોઈપણ સારા નરસા ઉપાયોથી વિરોધપક્ષીઓને પાછા ઊઠી ન શકે તેવી રીતે દબાવી નાંખવામાં આવ્યા.

હેર હિટલરે પોતાના પ્રચાર માટે અને વિરોધીઓના દમન માટે લુચ્ચા, ગુંડાઓ, સૈન્યમાંથી કાઢી મૂકેલાઓ અને બેકાર યુવકોની તોફાની ટોળીઓ બાંધી; એને કેપ્ટન રોહમે તાલિમ આપી ભૂખરી ડગલીવાળાઓનું સૈન્ય બનાવ્યું હતું. કેપ્ટન રોહમ હેર હિટલરનો વફાદાર અને ખરો ઉદ્યોગી સાથી હતો. હેર હિટલરને આગળ પાડવામાં એણે સખ્ત મહેનત અને ઘણાં કાળાંધોળાં કર્યાં હતાં. એ પરાક્રમી અને ખરો ઉદ્યોગશીલ પણ હલકી નીતિનો હતો. એણે ભૂરી ડગલીવાળાઓનું બે લાખ માણસોનું સૈન્ય ઊભું કર્યું હતું. હેર હિટલરના હાથમાં ૧૯૩૩માં કુલ



સત્તા આવી એટલે એને ભૂરી ડગલીવાળા સૈન્યનું કામ રહ્યું નહિ. એના હાથમાં રાજ્યની પોલિસ અને સૈન્યો આવ્યાં હતાં. આ સિવાય જનરલ ગોરિંગનું કાળી ડગલીવાળાઓનું સૈન્ય પણ હતું. એટલે ભૂખરી ડગલીવાળા સૈન્યોને વિખેરી નાંખવાનો નિર્ણય થયો.

કેપ્ટન રોહમની માંગણી આ ભૂરી ડગલીવાળાં સૈન્યોને નિયમિત સૈન્યોમાં જોડી એનું મજબૂત સૈન્ય બનાવવાની હતી. પરંતુ હિટલરને આ વાત પસંદ નહોતી. કેપ્ટન રોહમના હાથમાં મોટી સત્તા જાય તેની વિરૂદ્ધ નાઝી પાર્ટી હતી. પરંતુ રોહમની સેવાઓ પણ અતિશય મહાન હતી. હિટલરે એને પોતાની સાથે વાતો કરવા બોલાવ્યો. સાડાપાંચ કલાક સુધી વાતો લંબાઈ પરંતુ રોહમની માગણીઓ હેર હિટલરને રૂચી નહિ. એને તો જર્મનીના દેવ અને સર્વ સત્તાધ્યક્ષ બનવું હતું. પોતાની સત્તા સામે પડકાર કરી 'અમને આમ કરાવી આપો' એવું કહેનારને એ સાંખે તેમ નહોતો. જર્મનીનું સૈન્ય પણ આ બે લાખ ગુંડાઓના બનેલા રખડુ અને કોઇપણ નીતિ, અનીતિના કામમાં તૈયાર એવાઓને પોતાની સાથે મેળવવા રાજી નહોતું. હિટલરે એનો ઘડો લાડવો કરવા વિચાર કર્યો.

નાઝી પાર્ટીના પ્રચારખાતાએ ડૉ. ગોબેલ્સની પ્રેરણાથી કેપ્ટન રોહમ અને તેના મદદનીશ કાર્લ અર્નેસ્ટ સામે ભયંકર



પ્રચાર શરૂ કરી એ કાળાં કામો કરનારા બળવો જગાડવા માંગે છે, એવા મિથ્યા આરોપો મૂકી દીધા. હિટલરે જાતે જઈને કેપ્ટન રોહમને પકડી લીધો; એને જેલમાં ગોળીથી વીંધી નંખાવ્યો. કાર્લ અર્નેસ્ટ અને ભૂખરી ડગલવાળા આગેવાનોને ગોળીથી વીંધી મારી નાખવામાં આવ્યા. જનરલ સ્ટ્રીશર અને કેટલાક વિરોધીઓના પણ એવા જ હાલ થયા. ૧૯૩૩ના જૂનની તા. ૨૯ અને ૩૦ના રોજે કાળી ડગલીવાળાઓએ આગેવાનોને પકડી ભૂખરી ડગલીવાળાઓને વિખેરી નાંખ્યા.

તા. ૨૭ ઑગસ્ટ ૧૯૩૩ના રોજ હેર હિન્ડનબર્ગ મરણ પામ્યો. હેર હિટલરે પ્રેસિડેન્ટની સત્તા પણ પોતાને સ્વાધિન લીધી. પ્રેસિડેન્ટ અને વડોપ્રધાન એજ થયો. એ નાઝીપક્ષનો દેવ હતો. એને જર્મનીનો દેવ બનવું હતું. પોતાના હાથમાં આવેલી સત્તાનો એણે વિશાળ પાયે ઉપયોગ કર્યો. ડૉ. ગોએલ્સે પોતાના પ્રચાર-ખાતાનાં આંદોલનો ખૂબ જોશથી શરૂ કર્યાં. એણે હેર હિટલરને, સર્વ સત્તાધારી, પૂજ્ય મૂર્તિ તરીકેના આદર્શને સ્કૂલો, મંડળો, વર્તમાનપત્રો અને ભાષણોદ્વારા વહેતો મૂક્યો. જર્મનોની વિચારધારાને આ તરફ વાળવા એણે લોખંડી જાળ બિછાવી. સતત પ્રચાર અને અંકુશોને લીધે જર્મનીનો મોટો ભાગ હેર હિટલરને સર્વાધ્યક્ષ, ઉદ્ધારક અને અત્યંત પૂજ્ય માને છે, અને એજ નાઝીવાદનું મૂળ ધ્યેય છે. હેર હિટલરને હવે કોઈ પણ સત્તાચ્યુત કરી શકે તેમ નહોતું. હિટલરના હાથ નીચેની છૂપી પોલિસ ખાનગી વાતોની બાતમી






સ્ટ્રીશર

જેણે યહૂદીઓ પર અમાનુષી સીતમો ગુજાર્યા

મેળવી સર્વાધ્યક્ષના કાર્યોની ટીકા કરનારને કેદખાને મોકલી દેતા. હેર હિટલર પ્રેમથી નહિ પણ પ્રચાર અને ભયંકર ઉપાયોથી સર્વાધ્યક્ષ અને સર્વ સત્તાધારી થયો.

માર્શલ ગોરિંગ હેર હિટલરનો સૌથી બળવાન અને શક્તિશાળી સાથી છે. હેર હિટલર એને કપરામાં કપરાં કામો સોંપે છે, તે આ ક્રૂર અને ભયંકર માણસ કોઈપણ રીતે પાર ઉતારી આપે છે. એની કાર્યશક્તિ, એનો જુસ્સો, એની વ્યવસ્થાશક્તિ અને એની વિચારશક્તિ ખૂબ તાલિમ પામેલાં અને વિકાસ પામેલાં છે. હેર હિટલર પોતાના કોઇ પણ અનુયાયીને માથું ફેરવી નાંખે એટલી સત્તા આપતો નથી, પરંતુ ગોરિંગને પ્રમાણમાં વધારે સત્તા મળે છે. ગોરિંગનો જન્મ તા. ૧૨ જાન્યુઆરી ૧૮૯૩માં થયો છે. અત્યારે એ ૫૦ વરસનો છે. કદે ટૂંકો, સહેજ જાડો એ ૬૮ મનનો ક્રૂર પુરુષ ગણાય છે. એ સરળ શિક્ષણ પામ્યો છે. ગયા યુદ્ધમાં એણે ૨૩ શત્રુ પક્ષનાં વિમાનો તોડી પાડી વિમાની અમલદાર તરીકે નામના મેળવી હતી. યુદ્ધ પછી કેટલેક ઠેકાણે પરદેશોમાં નોકરી કરી ૧૯૨૩માં એ હેર હિટલરનો સાથી બન્યો છે. એ ભયાનક સમય આવે પાશવ અને ભક્ષક બની જાય છે. એણે સત્તાનો કોરડો ભારે સખ્તાઈથી વીંઝી હજારો મનુષ્યોને યમસદનમાં પહોંચાડયા છે. હિટલરના વિમાનીદળનો વિકાસકર્તા અને ઉદ્ધારક ગોરિંગ હતો. એ વ્યવસ્થા કરનાર તરીકે જર્મનીમાં અજોડ છે.



ડૉ. ગોબેલ્સ એ હેર હિટલરનો બીજો હાથ છે. એ પ્રચાર-ખાતાનો મુખી છે. એના પ્રચારથી જર્મનીનો મોટો ભાગ નાઝીમત તરફ લાગણી ધરાવનાર થયો છે. એ ક્રૂર અંકુશવાળો અને નીચેથી માથા સુધી સંપૂર્ણ ભયંકર પ્રચારનો મહાન મહંત છે. ગરીબ કુટુંબમાં જન્મેલો, એક પગનો અપંગ ગોબેલ્સ સારો ભણેલો છે. ૧૯૨૨માં એ હિટલરનો પૂજારી બન્યો હતો. ગોબેલ્સના હાથમાં વિશાળ સત્તાઓ છે, એને પ્રચારકાર્યમાં નીતિ અનીતિ જેવું કાંઈ નથી. ધ્યેય સિદ્ધ કરવા એ ભયંકર બને છે. હિટલરને સર્વાધ્યક્ષ અને મહાન રાષ્ટ્રપતિ બનાવવામાં ડૉ. ગોબેલ્સનો મુખ્ય હાથ છે. જર્મનીનાં સર્વ છાપખાનાં, રેડિયો, લેખકો, નાટકગૃહો, સિનેમાઓ વર્તમાનપત્રો, ભાષણો અને વાણીસ્વાતંત્ર્ય ઉપર એનો અબાધિત અધિકાર છે. હેર હિટલરના એ મુખ્ય પૂજારીવર્ગમાં સ્થાન ધરાવે છે.

ડૉ. વિલ્હેલ્મ ફ્રીક પણ નાઝીપક્ષનો સ્તંભ ગણાય છે. ૧૮૭૭માં પેલેસ્ટાઇનમાં એ જન્મ્યો હતો. એણે પ્રધાનપદુ છેલ્લા ૧૦ વરસો થયાં ચાલુ જાળવી રાખ્યું છે. યહૂદીઓ ઉપર જુલમ કરનાર તરીકે એની અમાનવતા પ્રસિદ્ધ છે. એ હેર હિટલરનો રહસ્યમંત્રી ૧૯૨૩ની સાલથી ચાલુ છે. બીજો હેસ તો હેર હિટલરનો મોટો વિશ્વાસુ છે. હિટલરને મળવું હોય તો હેસની મારફતેજ ગોઠવણ થઈ શકે છે. હેર હિટલર પાસે રજા વગર કોઈ જઈ શકતું નથી, પણ હેર હેસ અપવાદ છે. હેર હિમલર ૧૯૦૦માં



હિટલર સર્વ સત્તાધ્યક્ષ બને છે

જન્મ્યો હતો. ૧૯૨૭માં એ કાળી ડગળીવાળાં તોફાની સૈન્યનો મુખ્ય અધિકારી બન્યો હતો. ૧૯૩૩માં પોલિસનો પ્રેસિડેન્ટ બન્યો હતો. એના હાથમાં જર્મનીની ભયંકર છૂપી પોલીસનું વડપણ છે. એ કોઇને પણ પકડી એકાંત છાવણીમાં મૂકી શકે છે. જરૂર પડયે કોઇનું ખૂન કરવાની સત્તા પણ એની પાસે છે. એ પરણ્યો નથી. હેર સ્ટ્રીશર પાશવતાના અવતાર સરખો છે. એણે યહૂદીઓ ઉપર અમાનુષિક જુલ્મો ગુજાર્યાં છે. વિક્ટર લૂઝ પણ આગેવાન નાઝી છે. બીજા આગેવાનોમાં વોલ્ટર ડારી અને ડૉ. રોબર્ટ છે. હિટલરનો પરદેશખાતાનો પ્રધાન રિબેનટ્રોપ પણ અસાધારણ લાગવગ ધરાવે છે.

જર્મનીમાં પોતાની અને નાઝી પાર્ટીની સત્તા સ્થાપવામાં હિટલરને બે વરસ સુધી રોકાવું પડયું. એણે લોખંડી સત્તા, લોકો ઉપર પોતાની છૂપી પોલિસ ગેસ્ટાપો અને ડૉ. ગોબેલ્સના પ્રચારથી મેળવી લીધી. એણે શસ્ત્રો બનાવવાનાં સાધનો એકત્રિત કરવા માંડયાં.







# ૧૭

# જર્મનીની યુદ્ધ તૈયારીઓ

જર્મનીએ લોકાર્નોની સંધિમાં સહી કરી હતી. એ સંધિ પ્રમાણે સૌએ શસ્ત્રસંન્યાસનો સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો. પરંતુ સૌએ એને કાગળ ઉપર રહેવા દીધો હતો; એનો અમલ કરવાની કોઈની ઇચ્છા નહોતી. પરંતુ જર્મની શસ્ત્રો સજે નહિ તેની તકેદારી સૌએ રાખી હતી. શસ્ત્રસંન્યાસ પરિષદ્ ફેબ્રુઆરી ૧૯૩૨ માં મળી તે પણ આ સિદ્ધાંત માટે જર્મનીને જરાપણ સંતોષકારક ખુલાસો કરી શકી નહોતી. હિટલરે સત્તા ઉપર આવતાંજ આ વિષયમાં જર્મની ઉપર જે અંકુશો રાખવામાં આવ્યાં હતાં

તેને અવખોળવા અને જર્મનીને કેવી રીતે કામ લેવું તેના માર્ગો શોધવા માંડયા. જર્મનો પાસે અત્યારે પણ મોટાં સૈન્યો સારૂ મનુષ્યશક્તિ તૈયાર હતી. એક લાખથી પોતાનું સૈન્ય કદીપણ વધાર્યું નહોતું. પરંતુ એક લાખ સૈનિકોને સખ્ત લશ્કરી તાલીમ આપી એમને વિસર્જન કરી બીજા એક લાખને તાલિમ આપવાનું કાર્ય આગળ ધપાવ્યું. છ–આઠ માસની તાલિમ પછી એક લાખ સૈનિકો તૈયાર થઈ જતા હતા. આમ લાખ્ખો સૈનિકો જર્મની પાસે યુદ્ધમાં જોડાવા તૈયાર હતા. આ સિવાય ભૂખરી ડગલીવાળા, કાળી ડગલીવાળા અને બીજાં મોટાં ખાનગી સૈન્યો જર્મનીએ રાખ્યાં હતાં. ખાનગી કારખાનાંઓમાંથી કેટલાંકમાં તોપો, વિમાનો અને રણગાડીઓ પણ ચોરી છૂપીથી બનતી હતી. જર્મનીએ શસ્ત્રસંન્યાસ પરિષદમાંથી રાજીનામું આપ્યું; રાષ્ટ્રસંઘમાંથી પણ જર્મનીએ ખસી જવાની નોટિસ આપી.

૧૯૩૪ ની શરૂઆતમાંથીજ હેર હિટલરે પોતાના પરદેશની રાજ્યનીતિનાં બીજે વાવવા માંડયાં. પોલેન્ડને પૂર્વ સીલેસિયા વર્સેલ્સની સંધિ મુજબ મળ્યું હતું. જર્મનીને તે આંખના કણાની પેઠે ખટકતું હતું. પરંતુ તરત માટે હેર હિટલરે એ કાંટાના દુઃખને દૂર રાખીને કામ લીધું. એણે પોલેન્ડ સાથે સંધિ કરી. પોલેન્ડ ફ્રાન્સનું મિત્ર હતું, છતાં એણે જર્મની સાથે સંધિ કરવામાં અનુચિત જોયું નહિ. આ સંધિ દશ વરસ માટે હતી. પરસ્પર આક્રમણ ન કરવું એ આ સંધિનો ભાવ હતો.



હેર હિટલરે ફ્રાન્સ અને બ્રિટન સાથે પણ સંદેશા ચલાવ્યા, તેમાં પોતાને જર્મની માટે ત્રણ લાખનું સૈન્ય રાખવાની માંગણી કરી હતી. બધાં શસ્ત્રો બનાવવાની સ્વતંત્રતા માંગી હતી. તેમજ પોષ્ટ અને મુસાફરો માટે વિમાનો બાંધવા દેવાની પણ છૂટ માંગી હતી. હેરહિટલરે આ સર્વે માટે પ્રજાસંઘ દેખરેખ રાખે તે માટે કાંઇ વાંધો બતાવ્યો નહોતો. દશ વરસ પછી જર્મની બીજા રાજ્યો જેટલાંજ વિમાનો બાંધે, એવી મર્યાદાની પણ એની માંગણીઓ હતી. હેર હિટલરને આ સમયે સહકાર જોઇતો હતો. એ હજી શક્તિશાળી અને યુદ્ધ માટે તૈયાર થયો નહોતો.

બ્રિટિશરોની વલણ આ વખતે સમજાવટભરેલી અને છૂટછાટ આપવાના ધ્યેયની હતી; તેઓ સમાધાન ચાહતા હતા. પરંતુ ફ્રાન્સ આ બાબતમાં ભારે મક્કમ હતું. જર્મનીને કાંઇપણ છૂટછાટ આપવીજ નહિ, એવો એનો દઢાગ્રહ હતો. આથી હેર હિટલરની સમાધાન ભરેલી શરતો સ્વીકારાઈ નહિ. ફ્રાન્સના મનમાં જર્મની ઉપર જરાપણ વિશ્વાસ નહોતો. આંગળી રાખવાની જગ્યા આપશું તો પોંચો નાંખવા તત્પર થશે એવી ફ્રાન્સની માન્યતા હતી. અંગ્રેજો જર્મન તરફ દિલસોજી ધરાવતા હતા; પરંતુ ફ્રાન્સને હટાવવા પણ માંગતા નહોતા. આથી જર્મનીનો વિશ્વાસ પ્રજાસંઘ ઉપરથી તદ્દન ઊઠી ગયો. પ્રજાસંઘમાં ફરી સામેલ થવાની એની ઇચ્છા મરી ગઈ. ફ્રાન્સ અને બ્રિટને પણ જર્મનીને પ્રજાસંઘમાં ફરી જોડાવાનું આમંત્રણ આપ્યું નહિ. સાર






ડૉલ્ફસ

ઓસ્ટ્રિયાનો સરમુખત્યાર જેનું નાઝીઓએ કાસળ કાઢયું.

પ્રાંત જર્મનીને પાછો આપવો કે નહિ તે માટે પ્રજાસંઘે ત્યાંની પ્રજાના મતની ગણત્રી કરાવવાની યોજના અમલમાં મૂકી. સાર પ્રાંતની મતગણત્રી કેટલા માસો પછી બહાર પાડવામાં આવી. એ પ્રાંત જર્મનીમાં એકત્ર થવા માંગતો હતો, તે પ્રમાણે એ જર્મનીને પાછો સોંપાયો. બ્રિટિશોની વતી પરદેશી પ્રધાન સર જ્હોન સાઈમને જર્મનો સાથે તેમના રાજ્યોના વિકાસ માટે કાંઈ ગોઠવણો કરવાની તજવીજ કરી. પરંતુ ફ્રેન્ચોના સહકાર વગર એ વાત આગળ વધી નહિ.

ઑસ્ટ્રિયાને જર્મન પ્રદેશ ગણી એની સાથે એકત્રિત થવાના હિટલરે પ્રયાસ કર્યા. પરંતુ ઑસ્ટ્રિયાના સરમુખત્યાર મોં. ડૉલ્ફસે એનો સખ્ત વિરોધ કર્યો. ઑસ્ટ્રિયાના નાઝીઓએ જર્મનીની ખાનગી સંમતિથી જૂન ૧૯૩૪ માં મોં. ડૉલ્ફસનું ખૂન કર્યું.

હેર હિટલરને હવે પ્રજાસંઘ અથવા બ્રિટન કે ફ્રાન્સ પાસેથી ન્યાયની આશા રહી નહિ. માર્ચ ૧૯૩૫ માં એણે જાહેર ભાષણમાં વર્સેલ્સની સંધિ રદ કરવાની જાહેરાત કરી. સૈન્યમાં ફરજિયાત ભરતી શરૂ કરવાની ઇચ્છા પણ પ્રકાશિત કરી. માર્ચ ૧૯૩૫ માં જર્મનીએ એલચીઓને ખબર આપી દીધી કે જર્મની પાસે હવે લડાયક વિમાની દળ તૈયાર છે. વિમાનો બનાવવા માટે દર વર્ષે બજેટમાં ૧૩ કરોડ રૂપિયાની જોગવાઇ કરી હતી. જર્મની કૂદકે અને ભૂસ્કે સૈન્યો વધારતું હતું.



જર્મની બળવાન થતું હતું, એની ગણત્રી પ્રાર્થનાઓ કરનારના સ્થાનેથી પ્રાર્થનાઓ અવગણનાર તરીકે થતી જતી હતી. હેર હિટલરે પોતાના બળને ચકાસી એક પછી એક પ્રગતિશીલ પગલાં સુંઘી સુંઘીને ભરવા માંડ્યાં.

માર્ચ ૧૯૩૬ માં હિટલરે પોતાના સૈન્યને હાઈનલેન્ડમાં મોકલ્યું. આ પ્રદેશ વર્સેલ્સની સંધિ પ્રમાણે નિશસ્ત્ર અને જર્મન સૈન્ય વગરનો રખાતો હતો. હેર હિટલરે ખુલ્લી રીતે એનો ભંગ કરીને એ પ્રદેશમાં લશ્કર મૂક્યું. 'ફ્રાન્સ અને રશિયા વચ્ચેની તરતમાં થયેલી, જર્મનોને અકળાવનારી સંધિથી મારે આ પગલું ભરવાની જરૂર પડી છે' એમ હેર હિટલરે પોતાના બચાવમાં ભાષણ કરતાં જણાવ્યું હતું. પરંતુ હેર હિટલરે વધારામાં જાહેર કર્યું કે, 'હાઈનલેન્ડમાં કોઈ જાતની કિલ્લેબંધી કે બચાવનાં બાંધકામો કરવાનો અમારો ઈરાદો નથી; આ ઉપરાંત યુરોપની સુલેહશાંતિ માટે કોઈપણ સમભાવની સંધિ માટે હું તૈયાર છું; મારો સહકાર સુલેહ માટે હંમેશાં તૈયાર મળશે. ફ્રાન્સ અને બેલ્જિયમ સાથે પણ હું મૈત્રીની સંધિ કરવા તત્પર છું. પચીસ વરસ સુધી પરસ્પર આક્રમણ નહિ કરવાની સંધિ માટે મને આમંત્રણ મળે તો હું સ્વીકારીશ. જર્મની ફરી પ્રજાસંઘમાં આવવા તૈયાર છે.' હેર હિટલરે ૩૬,૫૦૦ માણસોને હાઈનલેન્ડનો કબજો લેવા મૂક્યા હતા. જર્મની વર્સેલ્સની સંધિની કલમો વધારે પ્રમાણમાં ભંગ કરતું હતું. હેર હિટલર ધીમેથી આવી શરૂઆત કરીને યુરોપના મોટા રાજ્યોની નાડ જોયા પછી બીજુ પગલું માંડવાનો વિચાર



કરતો હતો. યુદ્ધ માટેની એની તૈયારીઓ અપૂર્ણ હતી, પરંતુ તે દરમ્યાનમાં એ કસોટીનાં પગલાં ભરતો હતો.

આ વસ્તુનો અને જર્મની સામે કેવાં પગલાં લેવાં તે વિચાર કરવા માટે પ્રજાસંઘની કાઉન્સિલની સભા લંડનમાં મળી. જર્મનીને પણ પોતાનો પ્રતિનિધિ મોકલવા માટે વિનંતિ કરવામાં આવી. હેર રિબેનટ્રોપ જર્મનીના પ્રતિનિધિ તરીકે આવ્યો. રાષ્ટ્રસંઘની કાઉન્સિલે ઠરાવ કર્યો કે, 'જર્મનીએ હ્રાઇન પ્રદેશમાં સૈન્ય મોકલી વર્સેલ્સ અને લોકાર્નોની બંને સંધિઓને નિઃશંસય તોડી છે', આવો ઠરાવ કરી કાઉન્સિલ બરખાસ્ત થઇ હતી. હેર હિટલરે એક નવો દસ્તાવેજ સાથી રાજ્યો સમક્ષ મૂકયો તેમાં હ્રાઇનલેન્ડમાં સૈન્ય નહિ વધારવા તથા બેલ્જિયમ કે ફ્રાન્સની સરહદો નજદિક સૈન્યો નહિ મૂકવાની ખાત્રી લખી હતી. જર્મન રિશે (પાર્લામેન્ટે) હિટલરના સંધિ તોડવાના પગલાને અનુમોદન આપ્યું. હિટલરની માંગણીઓ ઉપર ધ્યાન દેવાની ફ્રાન્સે ના પાડી દીધી. બ્રિટને જર્મનીને કેટલાક સવાલો પૂછ્યા, તેમાં વર્સેલ્સના કરારોના બાકીના ભાગોનો જર્મની ભંગ નહિ કરે એવી ખાત્રી માંગી હતી. જર્મનીએ તેના જવાબ આપ્યાજ નહિ. બ્રિટને આ બાબત કાંઈ પગલાં લીધાં નહિ. ફ્રાન્સને ઉત્તેજન આપ્યું નહિ; સંધિ તોડનારને કંઈ સજા થઈ નહિ.

હેર હિટલરના પગમાં આથી જોર આવ્યું. ફ્રાન્સનું નવું પ્રધાનમંડળ મોં. બ્લુમના વડપણ નીચે આવ્યું. તે જર્મની



તરફ ઓછી દુશ્મનાવટ ધરાવતું હતું. હેર હિટલરે હવે ખુલ્લી રીતે આગળ ધપવા માંડયું. એ બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે રાજનીતિના મતભેદો સમજી ગયો હતો. એણે પોતાના સૈન્યોના વિકાસને અતિ આગ્રહથી આગળ ધપાવવા માંડયો. ઓગસ્ટ ૧૯૩૬ના એણે આજ્ઞાપત્રિકા બહાર પાડી સૈન્યની તાલિમનો સમય એક વરસથી વધારીને બે વરસનો કર્યો; આ પણ વર્સેલ્સના કરારોનો બીજો ખુલ્લો ભંગ હતો. સપ્ટેંબર ૧૯૩૬માં હિટલરે જર્મનીના ઔદ્યોગિક (સૈનિક શસ્ત્રાસ્ત્રોના) વિકાસની ચાર વરસની યોજનાના સમાચાર આપ્યા હતા. આ કામ માર્શલ ગોરિંગને સોંપવામાં આવ્યું હતું. તા. ૩૦મી જાનેવારી ૧૯૩૭ના હેર હિટલરે પાર્લામેન્ટ સમક્ષ ભાષણ કર્યું, તેમાં તેણે વર્સેલ્સની સંધિને રદ તરીકે જાહેર કરવાનો પોતાનો નિશ્ચય અમલમાં મૂકયો હતો. જર્મન પરદેશનીતિ હવે કોઈ નવું વજ્ર ઉગામશે નહિ એમ પણ એણે ખાત્રી આપી હતી.

ઇ. સ. ૧૯૩૭ની પાનખર ઋતુમાં બ્રિટિશ પરદેશી પ્રધાન લૉર્ડ હેલિફેક્સ હેર હિટલરને મળી ગયા. લંબાણ વાતચિતો થઈ પણ પરિણામ શૂન્ય આવ્યું.

ઇટલી અને જર્મનીના સર્વાધ્યક્ષોએ એકબીજાને ટેકો આપવા કરારો કર્યા. ૧૯૩૭ ની ફેબ્રુઆરીમાં આ બંને રાજ્યોએ "ધરી રાજ્યો" તરીકેની પોતાની ઓળખાણ આપી, પરસ્પર સંપૂર્ણ સહકાર આપવાની શરતો કરી હતી.





જનરલ ફ્રેન્કો

સ્પેનનો સરમુખત્યાર, જેને ધરી રાજ્યોએ સત્તાપર સ્થાપ્યો.

સ્પેનમાં સામ્યવાદીઓની સરકાર હતી. આ સરકાર સામે જનરલ ફ્રાન્કોએ બળવો જાહેર કર્યો; સ્પેનિશ પ્રજા સરકાર સાથે સહમત હતી. જનરલ ફ્રાન્કોએ મોરોક્કોથી મુસ્લિમ સૈન્ય લાવી સ્પેનના સૈન્ય સામે આક્રમણ શરૂ કર્યું. જનરલ ફ્રાન્કોના ફેસિસ્ટ આક્રમણને જર્મનીએ અને ઇટલીએ જાહેરમાં ઉત્તેજન આપ્યું. ઇટલીએ એની મદદમાં વિમાનો મોકલ્યાં. જર્મન વિમાનો પણ મદદમાં આવી પહોંચ્યાં. જર્મનીએ દશ હજાર સૈનિક ઉસ્તાદોને મોકલ્યા. ઇટલીએ જનરલ ફ્રાન્કોનું સીત્તેર હજારનું સૈન્ય મોકલ્યું. જનરલ ફ્રાન્કો જીત્યો. આ યુદ્ધમાં બ્રિટન અને ફ્રાન્સ તટસ્થ રહ્યાં. એમની વલણ સ્પેનિશ સરકાર તરફ સહાનુભૂતિ-ભરેલી નહોતી.

જર્મની બળવાન થતું હતું તે જોઈ બ્રિટને પણ પોતાના સૈનિક શસ્ત્રાસ્ત્રો વધારે પ્રમાણમાં તૈયાર કરવા માટેની યોજનાઓ અમલમાં મૂકી. અંગ્રેજો અને જર્મની વચ્ચે ગેરસમજુતી વધતી જતી હતી. બ્રિટિશ સરકારે જર્મનીનાં વર્તમાનપત્રોના ત્રણ પ્રતિનિધિઓને બ્રિટનમાંથી હાંકી કાઢ્યા. જર્મનીએ પણ લંડન ટાઇમ્સના પ્રતિનિધિને રૂખસદ આપી. પછી નાઝી પક્ષ સમક્ષ ભાષણ કરતાં હિટલરે પોતાનાં ગુમાવેલાં સંસ્થાનોનો દાવો અલગ કર્યો. બ્રિટિશ પરદેશનીતિને એ અનુકૂળ આવ્યો નહિ; કારણ કે ઘણાંખરાં જર્મન સંસ્થાનોનો વહિવટ બ્રિટન કરતું હતું. જર્મની બળવાન થતું જતું હતું એટલે એ પોતાનું બળ નવા



નવા ફણગાઓ દ્વારા પ્રકટ કરતું હતું. સપ્ટેમ્બર ૧૯૩૭માં સિનોર મુસોલિની હેર હિટલરને મળવા આવ્યો. આથી આ બંને તરફનો અણવિશ્વાસ બ્રિટિશ હૃદયમાં વિકાસ પામ્યો. જર્મનો પણ બ્રિટિશો તરફ જે આદર બતાવતા હતા તેમાં મોટો ઘટાડો થયો. ધરી રાજ્યોના મંડળમાં જાપાન પણ મળ્યું હતું. આ ત્રણેય સામ્યવાદીઓ સામે હિલચાલના પાયારૂપ ધરી સંબંધ બંધાયો હતો. પરંતુ ખરેખર તો એકબીજાની સૈનિક મહત્વાકાંક્ષાને ટેકો આપવાની આ સંધિ હતી.

હેર હિટલર સફળ નાયક થયો. એ જર્મનીનો નીચેની કક્ષામાંથી ઉદ્ધાર કરી પ્રથમ હરોળમાં લાવ્યો હતો. એને પ્રારબ્ધે યારી આપી હતી. વર્સેલ્સની સંધિ એણે રદ કરી હતી. પોતાની શક્તિથી હાઈનના પ્રદેશમાં સૈન્ય મોકલી દીધું હતું; સારનો પ્રાંત પાછો મેળવ્યો હતો. જર્મનોના માનિતા સૈન્યને કયારે પણ નહોતું એવું બળવાન બનાવ્યું હતું. પોતાના બળથી મોટાં રાજ્યોને હવે એ ડારી શકતો હતો. તાબેદારમાંથી માલિક બન્યો હતો. એણે વિમાની કાફલો સૌથી મજબૂત બાંધ્યો હતો. મનવારોનો કાફલો પણ બનાવ્યો હતો. વહાણવટું પણ તૈયાર કર્યું હતું. દેશમાં વેપાર ઉદ્યોગનો વિકાસ કર્યો હતો. જર્મન યુવકોમાં ચેતન રેડી એમને નિરાશામાંથી આશાની અંબાડી ઉપર બેસાડી દીધાં હતાં.





# ૧૮

# હિટલરના રાજદ્વારી વિજયો

હિટલર હવે સ્વતંત્ર બન્યો હતો. એ બ્રિટન અને ફ્રાન્સ
તેને ઓળખતો હતો. બ્રિટને યુદ્ધ માટે શસ્ત્રસરંજામ બનાવવા
ાટે મોટી તૈયારીઓ કર્યાની વાતો બહાર આવી શકી, પરંતુ
ટન ખરેખર યુદ્ધને માટે તૈયાર કે ઇચ્છક નહોતું. મિ. ચર્ચિલ
ાત્ર જર્મનીની યુદ્ધ તૈયારીઓ વિષે ગંભીર ભાવે ચેતવણીઓનાં
ગુશીંગડાં ફૂંકતા હતા. પરંતુ મિ. બાલ્ડવિન અને મિ. ચેમ્બર-
નનાં પ્રધાનમંડળો શાંત હતાં. મજૂર મંડળના મોવડીઓ
ાને પાર્લામેન્ટના સભ્યો ઉલટું સૈન્ય ઘટાડવાની વાતો જોસભેર

કરતા હતા. ફ્રાન્સને જર્મનીની બીક ઊંડી હતી. એ લડવા તૈયાર હતું, પરંતુ સમાજવાદીઓ જોઈએ તેવી તૈયારીઓ કરતા ન્હોતા. મોં. બ્લુમ સમાજવાદી પ્રધાનોનો વડો હતો. ફ્રાન્સમાં પ્રધાન-મંડળો વારંવાર બદલાતાં હતાં, આથી એકજ મજબૂત રાજ્યનીતિ અંગીકાર કરાતી નહોતી. ફ્રાન્સના મિત્રો પોલાન્ડ, રશિયા આ સર્વ સ્વાર્થનાં સગાં હતાં. બ્રિટન એક વફાદાર મિત્ર હતું. યુરોપનાં બીજાં રાજ્યો પોતાની અંદર અંદરની ખટપટો અને રાજદ્વારી ખેંચતાણોમાં મશ્ગૂલ હતાં; તેઓ આવી પડનારા મોટા ભયને સંપૂર્ણ રીતે સામનો કરવા જેટલી અગમચેતી ધરાવતાં હતાં. જો કે થોડી ઘણી વધારે તૈયારીઓ તો સૌ રાજ્યોએ પણ કરી હતી; સૈન્યો વધાર્યાં હતાં.

જર્મનીએ પોતાનું મોટું મંડાણ આક્રમણનીતિ ઉપર બનાવ્યું હતું. એની પાસે સરસમાં સરસ વિમાની કાફલો અને વિમાનીઓ હતા. બ્રિટિશો જેવડો સમર્થ અને વિશાળ દરિયાઈ કાફલો જર્મની બાંધી શકે તેમ નહોતું, એટલે જર્મનોએ બ્રિટિશોના દરિયાઈ કાફલાને ડારવાને મોટી સંખ્યામાં સબમરિનો તૈયાર કરાવી રાખી હતી. પરંતુ જર્મનીનું ખરૂં બળ સરસ વિમાનોનો જંગી કાફલો હતો. રણગાડીઓ [ટિન્કો] ઉપર પણ એમને મોટી શ્રદ્ધા હતી, એટલે રણગાડીઓની પણ જર્મનીએ મોટા પ્રમાણમાં તૈયારીઓ કરવા માંડી. પાયદળોને માટે એણે લાખો મોટર-ગાડીઓ અને મોટરસાયકલો તૈયાર કરાવી દીધી. એ સિવાય



ઘોડેસ્વાર સૈન્યોને બહુ ઓછાં કરી એમને બદલે મોટાં સૈન્યો ગોઠવ્યાં હતાં; સૈન્યોને યાંત્રિકમય બનાવ્યાં હતાં. આ સિવાય વિમાનો, રણગાડીઓ અને યાંત્રિક સૈન્યને એકતંત્ર નીચે આણ્યાં હતાં. એમણે વ્યૂહરચનાઓ તદ્દન નવી પદ્ધતિની બનાવીને આ ત્રણેય યુદ્ધના અંગોનું એકજ સેનાધ્યક્ષ નીચે ઐકય કર્યું હતું. આક્રમણ સમયે આ ત્રણેય સાધનો યુદ્ધનું એકજ અંગ હોય એમ પરસ્પરના પૂરા સહકારથી લડવાની અને ભયંકર છાપો મારવાની નવી વ્યૂહરચનાને જર્મન સેનાનાયકોએ સંપૂર્ણતા આપી હતી.

જર્મનોએ સૈન્યનાં સાધનોને સરસતા આપી હતી. આર્થિક બાબતમાં જર્મની પાસે પૈસો નહોતો, પરંતુ બીજાં રાજ્યો સાથે વસ્તુઓની અદલબદલ કરીને જર્મનીએ સારો નફો મેળવ્યો હતો. રોકડ નાણાંની આપલે કર્યાં સિવાય વસ્તુઓની ફેરબદલીજ કરવાની હતી. યુરોપના અનેક દેશો સાથે જર્મનોએ વેપારી કરારો અને સંધિઓ કરી હતી. આ દેશોનો કાચો માલ જગતની મોટી મંદીના સમયમાં મોટા પ્રમાણમાં ખરીદી બદલામાં પોતાનાં કારખાનાઓમાં બનેલી પાકી વસ્તુઓ આપવા માંડી હતી. આથી જર્મનીને ઘણો લાભ થયો. તે સર્વે એણે સૈન્યોના અને શસ્ત્ર-સામગ્રીઓના વિકાસ માટે વાપર્યો હતો. જર્મનીનો મુખ્ય નાણાં-શાસ્ત્રી જનરલ શાટ અર્થશાસ્ત્રનો જાદુગર ગણાય છે. પ્રજાના પેટે પાટા બાંધીને પણ જર્મનોએ સૈન્ય પાછળ મોટી રકમનાં નાણાં ખર્ચ્યાં હતાં.



જર્મનોની રાજદ્વારી બાજી પ્રથમ સાર પ્રાંતનો કબજો લેવાની હતી, તે લીધો. પરદેશીઓની દેખરેખ ઉદ્યોગો અને સૈન્યો ઉપર હતી તે દૂર કરાવી. ર્‌હાઇન પ્રદેશનો કબજો લીધો. રાષ્ટ્ર-સંઘને મૂકી દીધું, સ્પેનને મદદ કરી. સૈન્યનો મોટો વિકાસ કર્યો, વિમાનોના મહાન કાફલાને નવો તૈયાર કરાવ્યો. સબમરિનોનું મોટું દળ બાંધ્યું; વર્સેલ્સની સંધિને તોડી ફાડી નાંખી, બીજાં મોટાં રાજ્યોની ઉપરવટ અને દબાવવાની શક્તિને નમાલાં બનાવી દીધાં. હેર હિટલરને એક પછી એક વિજયો મળતા ગયા. શરૂઆતમાં એણે બહુ ફૂંકી ફૂંકીને કામ લીધું. નાના બાળકની પેઠે એક એક પગલું સાવચેતીથી ભરવા માંડયું. એ પડયો નહિ, પણ ઉલ્ટો એ સર્વેમાં વિજયી થયો. ૧૯૩૭ ની આખરે એણે સૈન્યો, રણગાડીઓ અને વિમાનોના મોટા કાફલા તૈયાર કર્યા. એક એક ડગલું બહુ સંભાળથી આગળ વધતાં એના પગમાં જોર આવ્યું. હેર હિટલરે જે શરૂઆતમાં જર્મન પ્રજાને વચનો આપ્યાં હતાં તે સર્વે પૂરાં થયાં; તે સર્વે એણે અક્ષરશઃ સફળ કર્યાં છતાં એ મહત્ત્વાકાંક્ષી પુરુષને હજી આગળ વધવું હતું.

હેર હિટલર ફૂંકી ફૂંકીને ડગલે ને પગલે આગળ વધતો હતો; એને માટે મોટાં રાજ્યો પાસે અનેકવાર ક્ષમા માંગી પોતાના પગલાને ન્યાયપુરઃસરનું હોવાનો પ્રચાર પણ કરતો હતો. હવે એણે વધારે હિંમતથી કામ લેવાનું શરૂ કર્યું.

ઑસ્ટ્રિયા-હંગેરીના મહારાજ્યના ૧૯૧૪-૧૮ ના મહા-યુદ્ધના પરાજય પછી આ બંને દેશોને જુદા પાડીને ઑસ્ટ્રિયાને બહુ





શુશ્નીંગ

નાઝીઓના કાવાદાવાનો કરુણ ભોગ
બનેલો ઑસ્ટ્રિયાનો ચેન્સેલર

નાના સ્વતંત્ર પ્રજાસત્તાક વિભાગ તરીકે રાખવામાં આવ્યું હતું. એનું ક્ષેત્રફળ ૩૨,૪૯૦ ચોરસ માઈલનું અને વસતિ ૬૭,૫૯,૦૦૦ની હતી, તેમાં માત્ર વિએના જેવા મુખ્ય શહેરમાં જ વસતિ ૧૯ લાખ જેટલી હતી. ઑસ્ટ્રિયાની વસતિ મોટે ભાગે જર્મનોની જ છે. તેઓની ભાષા અને સંસ્કૃતિમાં પણ મેળ છે. હેર હિટલર પોતે ઑસ્ટ્રિયાનો મૂળ રહેવાસી છે. આ બંને દેશો વચ્ચે એકતા કરવાના પ્રયાસો હમેશાં વિઘ્નોવાળાં જ નીવડયાં છે. ઑસ્ટ્રિયા અને જર્મની વચ્ચે એક જ કસ્ટમ સંયુક્ત પદ્ધતિ ઠેરવવાની ઑસ્ટ્રિયા અને જર્મની વચ્ચેની સમજણમાં ફ્રાન્સ અને બ્રિટને મોટો પથ્થર ફેંકયો. ઑસ્ટ્રિયા ને જર્મની સાથે મૈત્રી અને ઐકય કરતા હેર હિટલરના પગલાનો સિનોર મુસોલિનીએ ભયંકર વિરોધ કર્યો હતો. ૧૯૩૪ માં ઑસ્ટ્રિયાના સરમુખત્યાર ડૉલ્ફસનું નાઝીઓએ જર્મન સરકારના ઉત્તેજનથી ખૂન કરાવ્યું હતું. હમણાં સિનોર મુસોલિની જર્મનીનો મિત્ર બન્યો હતો; તે વાંધો લે એમ નહોતું. બ્રિટન અને ફ્રાન્સના વાંધાની હવે હિટલર દરકાર કરતો નહોતો. બ્રિટનની વલણ સમાધાનીની હતી. ફ્રાન્સ એકલું કાંઈ કરી શકે તેમ નહોતું.

ઈ. સ. ૧૯૩૮માં ઑસ્ટ્રિયાનો વડો ચેન્સેલર ડૉ. શુસ્નીંગ હતો. હેર હિટલરે એને મ્યુનિચમાં પોતાના રહેઠાણ બર્ચેસગાર્ડનમાં બોલાવ્યો. ઑસ્ટ્રિયામાં પણ બળવાન નાઝી પક્ષ હતો; પરંતુ તેની પાસે બહુમતિ નહોતી. ડૉ. શુસ્નીંગની સાથે નાઝી પક્ષનો



મિત્ર પ્રધાન ડૉ. સ્મીડટ પણ આવ્યો હતો. હેર હિટલરે કેટલીક માંગણીઓ ડૉ. શુશ્નીંગ પાસે મૂકી. જર્મનીનું મહાન બળ, પોતાના વિભાગમાં નાઝીઓનું પ્રાબલ્ય, ઇટલી અને જર્મનીની મૈત્રી અને બ્રિટનની જર્મનો તરફ દીલસોજી એના ખ્યાલમાં હતાં. માત્ર એકલું ફ્રાન્સ કાંઈ પણ કરી શકે તેવી સ્થિતિમાં નહોતું. ઑસ્ટ્રિયા પોતે કરજના બોજાવાળું અને નિર્બળ હતું. આથી હેર હિટલરની બધી માંગણીઓ ડૉ. શુશ્નીંગને મંજૂર રાખવી પડી. એણે આ ફેરફારોને સ્વીકારી લીધાં; તેમાં પ્રધાન-મંડળમાં નાઝીઓને દાખલ કરવા; ડૉ. સ્મીડટને પરદેશખાતું સોંપવું; બીજા નાઝી નેતા ડૉ. સેસ ઈન્કવાર્ટને ગૃહમંત્રીનો અધિકાર આપવો; બધા રાજ્યદ્વારી કેદીઓને મુક્તિ આપવી; ડૉ. ડૉલ્ફસના ખૂન કરનારને માફી આપવી; ઑસ્ટ્રિયામાં નાઝી-ઓને સર્વ અધિકારો સમભાવે આપવા; આના બદલામાં હેર હિટલરે તા. ૧૧ જુલાઈ ૧૯૩૬ ના ખતવાળી ઑસ્ટ્રિયાની સ્વતંત્રતાને ફરી સ્વીકારી હતી. તા. ૧૨ ફેબ્રુઆરી ૧૯૩૮ ના રોજ આ સુલેહ થઈ હતી.

ડૉ. શુશ્નીંગે આ ગોઠવણને સ્વીકારી પરંતુ એના ઉપર પોતાની આખી પ્રજાનો મત લેવાનું જાહેરનામું બહાર પાડયું. હેર હિટલર છેડાયો. જે વસ્તુ ઑસ્ટ્રિયાની વતી એના ચેન્સેલરે સ્વીકારી લીધી તેના ઉપર ફરી મતગણત્રી શા માટે ? એને આ મતગણત્રીવાળી બાબત રુચી નહિ. એણે પોતાના બળ સામે



એ આહ્વાહન હોવાનું જણાવ્યું. એણે ડૉ. શુશ્નીંગ ઉપર સખ્ત વિરોધ મૂકયો. ડૉ. શુશ્નીંગે તે ઉપરથી રાજીનામું આપ્યું. નાઝી પ્રધાન ડૉ. સેસ ઇન્કવાર્ટ એને ઠેકાણે ઑસ્ટ્રિયાનો ચેન્સેલર થયો. મતગણત્રીની વાત પડતી રહી. પરંતુ નાઝી હેર સેસ ઇન્કવાર્ટે તોફાન થવાની વકીથી બર્લિન તાર કરીને જર્મન સૈન્યો મંગાવ્યાં. હેર હિટલર જાતે સૈન્યો લઇ ઑસ્ટ્રિયામાં આવી તેનો કબજો લીધો. હેર હિટલરે તરત પગલાં લઇને ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડી દીધું.

બ્રિટિશ રાજ્યનીતિ તટસ્થ રહી. હેર હિટલરનું આ પગલું ઑસ્ટ્રિયાની સ્વતંત્રતાનું ઘાતક હોવાથી અયોગ્ય છે એમ એણે જાહેર કર્યું. પરંતુ પારકા નાના રાજ્યની ખાતર બ્રિટિશ સિંહ આગમાં કૂદે એ બને તેવું નહોતું. છતાં હેર હિટલરનું આ પગલું બ્રિટને જાહેરમાં વખોડી એને યુરોપની શાંતિ ભંગ કરનાર તરીકે જાહેર કર્યું. ફ્રેન્ચોને આ હેર હિટલરની નવી હિલચાલ ભયભરેલી લાગી. જર્મનીનું બળ જેટલું વધે તેટલી ફ્રાન્સને માટે આફત વધે તેમ હતી. પરંતુ બ્રિટનના સહકાર વગર ફ્રાન્સ એકલું કાંઈ કરી શકે તેમ નહોતું.

હેર હિટલર આ દાવ જીત્યો એટલે એને આગળ કૂચ કરવાનું મન થયું. એના દરેક પાસા પોબાર પડતા હતા. હવે એની નજર ઝેકોસ્લોવેકિયા ઉપર પડી. એ તદ્દન નવો દેશ હતો. ૧૯૧૯ ની સંધિથી મિત્રરાજ્યોએ આ નવો પ્રજાસત્તાક





ડૉ. બેનેસ

માદરે વતનને ફરીથી આઝાદ કરવા માટે
મથી રહેલો ઝેકોસ્લોવેકિયાનો પ્રમુખ

દેશ અસ્તિત્વમાં આવ્યો હતો. એનું ક્ષેત્રફળ ૧,૪૦,૪૯૩ ચોરસ માઈલનું હતું. વસતિ ૧,૪૭,૨૯,૫૩૩ ની હતી. એના બોહેમિયા, મોરેવીઆ અને સીલેસીઆ જીલ્લાઓમાં ૩૨,૩૧,૬૮૮ જર્મનો વસતા હતા. ૭ લાખ હંગેરિયનો, ૬ લાખ રશિયનો, ૮૧,૭૩૭ પોલીશ, ૧,૮૬,૬૪૨ યહૂદીઓ વસતા હતા. રાજ્ય અને પ્રજાની સંસ્કૃતિ, શિક્ષણ, કલાશક્તિ ઉચ્ચ પ્રકારનાં હતાં. આ નવા રાજ્ય તરફ હેર હિટલરની આંખ ચોંટી; કારણ કે આ પ્રજાસત્તાક રાજ્ય યુરોપના મધ્ય ભાગમાં હતું. વેપાર ઉદ્યોગનું કેન્દ્ર હતું, સમૃદ્ધ હતું. એ જર્મની–ઑસ્ટ્રિયાને ખૂબ સરહદમાં મળતું હતું. ઑસ્ટ્રિયા જર્મનીના હાથમાં આવવાથી ઝેકોસ્લોવેકિયા ઉપર હિટલરનો સરસ કાબૂ થયો હતો. ઝેકોસ્લોવેકિયા, બોહેમિયા, સીલેસીઆ અને મોરેવીઆ જીલ્લાઓમાં ૩૨॥ લાખ જર્મનો હતા. આ જર્મનો સુડેટન જર્મનોને નામે ઓળખાતા હતા. ત્યાં હેર હિટલરે પોતાના નાઝી એજન્ટોને મોકલી પ્રચાર કરી અસંતોષ વધારવા લાગ્યો.

૧૯૩૮ ના ઉનાળામાં સુડેટન જર્મનોએ અસંતોષ પ્રકટ કર્યો. એમના મુખીઓ હેર હિટલરના વિશ્વાસમાં હતા, તેઓએ પોતાના તરફથી ઝેકોસ્લોવેકિયાના પ્રધાનમંડળ આગળ કેટલીક માંગણીઓ રજૂ કરી. એ માંગણીઓનો સાર એક જુદા સ્વતંત્ર રાજ્યનો વિભાગ સ્થાપવા જેવો હતો, એટલે ઝેક સરકારે તે સ્વીકારવાની ના પાડી. આ બંને વિભાગો વચ્ચે મડાગાંઠ બંધાઈ.



હેર હિટલર સુડેટન જર્મનોને ટેકો અને ઉત્તેજન આપતો હતો. બ્રિટિશ સરકારે આનાં પરિણામ ઘણાં ગંભીર ધાર્યાં. આખા યુરોપમાં આ ચિનગારી મોટી આગ ઉત્પન્ન કરશે એવી એને ચિંતા પેદા થઈ. બ્રિટન, યુરોપમાં યુદ્ધ ફાટી નીકળે તે અટકાવવા બનતા પ્રયત્નો કરવા માંગતું હતું.

મડાગાંઠ છોડાવવા બ્રિટિશ સરકારે લૉર્ડ રન્સિમેનને કેટલાક અનુભવી સલાહકારો સાથે મોકલ્યો. પરંતુ લૉર્ડ રન્સિમેનના મંડળને સફળતા મળી નહિ; મામલો વિફરી ગયો હતો.

તા. ૧૨ સપ્ટેમ્બર ૧૯૩૮ના રોજ હેર હિટલરે નુરેમ્બર્ગમાં નાઝીઓ સન્મુખ ભાષણ કર્યું, તેમાં સુડેટન જર્મનોને પોતા તરફથી સર્વ સૈનિક મદદનો સહકાર આપવાનું વચન આપ્યું. આના પરિણામમાં ઝેકોસ્લોવેકિયાના સુડેટન વિભાગમાં બળવા ફાટી નીકળ્યા; આથી ઝેક સરકારે એ વિભાગમાં સૈનિક કાયદો જાહેર કરી દીધો. સ્થિતિ બહુ ગંભીર થઇ પડી. કોઇપણ પળે યુદ્ધ ફાટી નીકળવાનો ભય હતો. જર્મનીનું સૈન્ય ઝેકની સરહદમાં દાખલ થવાની અણી ઉપર હતું. આ સર્વ જોઈ બ્રિટિશ મુખ્ય પ્રધાન મિ. ચેમ્બરલેને એક અસાધારણ અને અણધાર્યું પગલું ભર્યું. તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૩૮ના રોજ ચેમ્બરલેન વિમાનમાં બેસીને મ્યુનિચના પર્વતોમાં આવેલા હેર હિટલરના ગ્રિષ્મનિવાસ બર્ચેસ-ગાર્ડન ખાતે ગયા. હેર હિટલરે બ્રિટિશ વડા પ્રધાનને જણાવ્યું



કે, 'સુડેટન જર્મનોને પોતાની ઇચ્છા મુજબનું રાજ્યબંધારણ મળવું જોઇએ. તેઓ જર્મન સામ્રાજ્યમાં મળી જાય તો તે હક તેમને આપવોજ જોઇએ; આજ મુદ્દા ઉપર સુલેહ થઇ શકશે.' થોડા દિવસો પછી ફરી મળવાનો ઠરાવ કરી બંને જુદા પડયા.

બ્રિટન અને ફ્રેંચો વચ્ચે મસલતો થઈ; તેઓએ એક સરકાર સાથે મસલત કરી. બંને સરકારોએ એક સરકાર ઉપર પોતાની લાગવગથી ખૂબ દબાણ કરીને પોતાની યોજના માટે એની અનુમતિ મેળવી લીધી; તેમાં ૫૦ ટકા ઉપરાંત સુડેટન જર્મનોના રહેવાના પ્રદેશો જર્મન સામ્રાજ્યને સોંપી દેવા, સરહદો પાછળથી દરેક રાજ્યનું કમિશન નક્કી કરે એવી યોજના હતી. મિ. ચેમ્બરલેન ફરી તા. ૨૨ સપ્ટેંબર ૧૯૩૮ના હ્રાઇન નદી ઉપરના ગોડેસબર્ગ શહેરમાં હેર હિટલરને મળવા ગયા પણ ત્યાં હેર હિટલરે નવા ફતવા રજૂ કર્યા. પોલ અને હંગેરિયનોની લઘુમતિઓ માટે પણ તેવીજ સ્વતંત્રતા માંગી. આથી મિ. ચેમ્બરલેનને બહુ આશ્ચર્ય થયું. બંને એકમત થઇ શકયા નહિ. બંને વચ્ચે પત્રવ્યવહાર થયો. તેમાં હેર હિટલરે કહ્યું કે, 'મિ. ચેમ્બરલેનના આગ્રહથી એણે સૈન્ય મોકલવું બંધ કર્યું છે; એણે વિજય પછી બીજી માંગણીઓ કરી હોત.' ફરી બંને મળ્યા. તે સમયે હેર હિટલરે જણાવ્યું કે, બ્રિટન સાથે તે મૈત્રી રાખવા માંગે છે. જર્મનોનેજ માત્ર જર્મન સામ્રાજ્યમાં તે મેળવવા માંગે છે; એને હવે વધારે પ્રદેશ મેળવવાનો લોભ નથી.



જર્મનોનું આહ્‌વાહન લઈ મિ. ચેમ્બરલેન તા. ૨૨ સપ્ટેંબરના લંડન આવ્યા; બ્રિટિશોની નીતિની ચોખવટ એમણે કરી દીધી કે અમે ફ્રાન્સના સહકારમાં સૈન્ય મોકલીશું. મિ. ચેમ્બરલેને પોતાના પરદેશનીતિના સલાહકાર સર હૉરેસ વિલ્સનને ફરી બર્લિન મોકલ્યો. એણે હેર હિટલરને અપીલ કરી, સમાધાન કરવા વિનવણી કરી. ફરી પોતે હેર હિટલરને મળવા આવવાની તૈયારી બતાવી. મિ. ચેમ્બરલેને જણાવ્યું કે, 'થોડા દિવસોના વિલંબ દરમ્યાન તમે આપણી યુરોપની સંસ્કૃતિના ભક્ષક મહાયુદ્ધને જગાડશો એવું હું ધારી શકતો નથી.' એના જવાબમાં હેર હિટલરે ૨૪ કલાક માટે સૈન્યની તૈયારીઓ અટકાવી દીધી. તા. ૨૮ સપ્ટેમ્બરના મિ. ચેમ્બરલેન બર્લિન પહોંચ્યા. મ્યુનિચ ખાતે ફ્રેન્ચ વડા પ્રધાન, બ્રિટિશ વડા પ્રધાન, સીનોર મુસોલિની અને હેર હિટલરની પરિષદ્ મળી. બે દિવસ ચર્ચા ચાલી. તા. ૩૦ સપ્ટેંબરના રોજ સર્વસામાન્ય સંમતિથી સ્વીકાર થયો કે, સુડેટન વિભાગમાં જર્મનોની વસતિવાળા વિભાગો તરત જર્મનીમાં મેળવી દેવા. બાકીના શંશયગ્રસ્ત જીલ્લાઓમાં લોકોના મત લઈ તે પ્રમાણે કરવું. ઝેક સરકારે પણ આ યોજના સ્વીકારી.

હેર હિટલર અને મિ. ચેમ્બરલેન [બ્રિટિશ વડા પ્રધાન બંનેની સહીઓથી નીચે પ્રમાણે જાહેરનામું બહાર પડયું:

'અમે જર્મન સર્વાધ્યક્ષ અને બ્રિટિશ વડા પ્રધાન ફરી આજે મળ્યા હતા. અમને બંનેને લાગ્યું કે બ્રિટિશ-જર્મન સંબંધ બંને દેશો અને આખા યુરોપ માટે અતિ ઉપયોગી છે.



ગઈકાલે જે સંમતિપત્ર અમે સહી કર્યું છે, તે બ્રિટિશ-જર્મન દરિયાઈ સંધિ બંને પ્રજાઓના પરસ્પર મિત્રાચારી ભરેલા વ્યવહાર માટે પ્રતિકરૂપે છે—એકબીજાની સાથે યુદ્ધમાં નહિ ઊતરવાની ઇચ્છાનાં એ મૂર્ત સ્વરૂપો છે.

હવે બંને દેશો વચ્ચે જે કાંઈ વાંધા પડે તે એકબીજાના સહકારથી અથવા પંચ રાખીને પતાવવામાં આવશે.'

આ પત્રમાં સહી કરી આવ્યા બાદ મિ. ચેમ્બરલેન લંડન આવ્યા; બીજે દિવસે ખબર મળ્યા કે હેર હિટલરે સમજુતી ઉપર થુંકીને આખો સુડેટન વિભાગ કબજે કરી લીધો છે.



જર્મનીની આત્મકથા

ખંડ બીજો











જર્મની વિશ્વયુદ્ધના વમળમાં

૧

# મહાયુદ્ધની શરૂઆત

હેર હિટલરે, અંગ્રેજી વડા પ્રધાન સાથે કરેલા કરારનામા ઉપર થુંક નાખીને આખું ઝેકોસ્લોવેકિયા લઇ લીધું. માર્ચ ૧૯૩૯ માં એણે ઝેકનો સર્વ પ્રદેશ લઇ લીધો અને મુખ્ય શહેર પ્રેગમાં પ્રવેશ કર્યો. ૧૯૩૯ માં ઝેક પ્રદેશના બોહેમિયા અને મોરેવીઆ નામના બે પ્રાંતો પણ જર્મનોએ લઇ લીધા.

લીથુઆનિઆને દમદાટી આપી મેમલ લઇ લીધું. માત્ર દમદાટી અને લાલ આંખ બતાવવાથી એકપણ સિપાહીની નુકશાની વગર હેર હિટલરે મોટો પ્રદેશ સહેજ ભાવે મેળવી

લીધો. એને સંધિ તોડતાં વાર લાગતી નહોતી. એને પોતાના શબ્દો ઉપર થુંકતાં સમય લાગતો નહોતો.

બ્રિટનના ચેમ્બરલેનને યુધ્ધ કરવું નહોતું. ફ્રાન્સના ડલાદિયરનો પણ બ્રિટિશોના સહકાર વગર યુધ્ધ કરવું અને પરાજય સેવવો એવો મત ન હતો. આથી આ બંને જણા હેર હિટલરને સંતોષવાની રાજ્યનીતિ પકડી બેઠા. ઝેકોસ્લોવેકિયા બાબતમાં રશિયા સાથે ફ્રાન્સના કરારો હતા. આ ત્રિપક્ષી કરારોમાં એકબીજાને પૂછ્યા વગર સંધિ ન કરવી એ રીતની શરતો હતી; છતાં રશિયાને આ વિષયમાં જરાપણ પૂછવામાં આવ્યું નહોતું. એને અછૂત તરીકે ગણવામાં આવ્યો હતો. બ્રિટિશ વડા પ્રધાન અને ફ્રેંચ વડા પ્રધાન માત્ર હિટલરની ભૂખ સંતોષવાનાં સાધનો તરીકે કામ કરતા હતા. હિટલરના પેટમાં જેમ જેમ પ્રદેશો પડતા ગયા તેમ તેમ એની ભૂખ વધારે જોસમાં જાગ્રત થઈ.

હેર હિટલર બાતબમાં કાંઇ કરવું જોઈએ એવું બ્રિટિશ અને ફ્રેંચોને હવે લાગતું હતું. એની હરોળમાં શક્તિ, બળ અને સૈન્યમાં આવે એવું એક રશિયા યુરોપમાં બાકી રહ્યું હતું. રશિયાની સાથે ફ્રાન્સને સંધિ હતી; બંને દેશો વચ્ચે મીઠાશ હતી. પરંતુ ઝેક પ્રદેશને જે રીતે ફ્રેન્ચોએ બ્રિટિશોની સાથે મળીને હેર હિટલરને ભેટ આપ્યો હતો તે રીત રશિયાને ગમતી નહોતી.

રશિયાના સામ્યવાદીઓ સાથેનો બ્રિટનનો સંબંધ હમેશાં કડવો અને પરસ્પરના અભાવનો હતો. છતાં રશિયાની બ્રિટિશ અને ફ્રેન્ચોને હમણાં જરૂર પડી. જર્મની યુદ્ધમાં જરૂર ઊતરવાવાળું છે એવી આ બંને રાજ્યને પાકી ખાત્રી થઈ ગઈ. આથીજ રશિયાને પોતાના પક્ષમાં લેવા માટેના ફ્રેન્ચોના આગ્રહને બ્રિટિશોએ નમતું આપ્યું. રશિયા સાથે સંદેશા ચાલ્યા. આ સંદેશાઓના પરિણામે બ્રિટન અને ફ્રાન્સનું સંયુક્ત સૈનિકમંડળ મોસ્કો સાથે વાટા-

ચાટ કરવા ગયું. ત્યાં મૂડીવાદી અને સોવિયેટ માનસ વચ્ચે મેળ જામ્યો નહિ. બંનેનાં દષ્ટિબિંદુઓ જુદાં જુદાં હતાં.

આ વાટાઘાટ ચાલતી હતી તે દર્મ્યાન જર્મન પરદેશ પ્રધાન રિબેનટ્રોપે એક અદ્દભૂત કામ કર્યું. રશિયા–જર્મની એ તો ખરા શત્રુઓ ગણાતા હતા; એમની વચ્ચે મેળ થાય એ અસંભવિત હતું. રશિયાને આ ટાંકણે યુદ્ધમાં પ્રવેશ કરવા દેવાથી જર્મનો માટે વિષમ સ્થિતિ પેદા થાય એવો સંભવ હતો. આથી જૂની દુશ્મનાવટ ભૂલી જઇને જર્મન પરદેશ પ્રધાન રિબેનટ્રોપ ખાનગીમાં મોસ્કો પહોંચ્યો. એણે અતિ ખાનગીમાં રશિયા સાથે વાટાઘાટ ચલાવી, અર્ધું પોલાન્ડ રશિયાને આપી અર્ધું જર્મનીએ રાખ્યું. અરસપરસ વેપારી કરારો દશ વરસ માટેના થયા. એકબીજા સામે આક્રમણ પણ ન કરવું એવી પણ શરતો થઇ. પોલાન્ડ પરનું આક્રમણ કરવાની અને અર્ધોઅર્ધ વહેંચી લેવાની સમજુતી થઈ.

હેર હિટલરની નવી હિલચાલ પોલાન્ડ ઉપર હતી. પોલાન્ડ એ ઘણું જૂનું અને બળવાન રાજ્ય યુરોપમાં હતું; પરંતુ પાછળથી એનો મોટો ભાગ રશિયા, પ્રશિયા અને ઓસ્ટ્રિયા જમી ગયાં હતાં. પોલાંડનું પ્રજાસત્તાક નવું રાજ્ય યુરોપમાં મહાયુદ્ધ પછી ઝેકોસ્લોવેકિયાની પેઠે પ્રકટ થયું હતું. એનો અર્ધો ભાગ રશિયામાંથી અને બાકી પ્રશિયા અને ઓસ્ટ્રિયા–હંગેરીમાંથી બન્યો હતો. પોલાન્ડને કોઈ બંદર નહોતું, આથી વર્સેલ્સની સંધિ સમયે મિત્રરાજ્યોએ પૂર્વ જર્મનીના બંદર ડેન્ઝીગની પોલાન્ડને ભેટ આપી હતી. આ ડેન્ઝીગ બંદરમાંથી માલ લઇ લાવજાવ કરવા માટે ૫૦ માઇલનો રસ્તો પૂર્વ જર્મનીમાં પોલાન્ડના માલને માટે કરી આપ્યો હતો. એ રસ્તાને પોલીશ કોરિડોર નામ અપાયું હતું.

પોલાન્ડની સાથે જર્મનીએ સંધિ કરી હતી. આ સંધિની મુદત દશ વરસની હતી. બંને વચ્ચે પરસ્પર આક્રમણ




**મોં. દાલાદીયર**

ફ્રેંચ વડો પ્રધાનઃ જેની નરમ રાજનીતિએ હીટલરને બેફામ બનાવ્યો.

નહિ કરવાના કરારો થયા હતા. પોલાન્ડ અને ફ્રાન્સ વચ્ચે આક્રમણને સમયે પરસ્પર સૈનિક સહાયતા આપવાના કરારો હતા. બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે પણ તેવાજ કરારો હતા. આથી પોલાન્ડ પરના આક્રમણથી બધાં રાજ્યો વચ્ચે મોટી યુદ્ધ આગ સળગી ઊઠે તેમ હતું. ઝેકોસ્લોવેકિયાને પચાવી જવા પછી હેર હિટલરે પોલાન્ડ તરફ નજર કરી. હેર હિટલરને પોલાન્ડ ઉપર આક્રમણમાંથી નિવૃત્ત કરવા માટે બ્રિટન અને ફ્રાન્સે પોલાન્ડને સૈનિક મદદ આપવાની ખાત્રી આપી દીધી. હેર હિટલર હવે યુધ્ધ માટે સંપૂર્ણ તૈયાર હતો. એણે ડેન્ઝીંગ બંદર અને પોલીશ કોરિડોર જર્મનીને પાછાં સોંપવાની માંગણી કરી. પોલાન્ડે ફ્રાન્સ અને બ્રિટનના ટેકાથી આ માંગણી ધુત્કારી કાઢી.

પોલાન્ડને સમજાવવા જર્મન પરદેશમંત્રી હેર રિબેનટ્રોપ પોલાન્ડના મુખ્ય શહેર વૉર્સો ખાતે આવ્યો; પરંતુ પોલ સરકારે માન્યું નહિ. આથી જર્મન સરકારે પોલાન્ડ સાથેની દશ વરસની સંધિ રદ કર્યાની નોટિસ આપી.

હિટલરનું સૈન્ય તદ્દન તૈયાર હતું. હવે સૈન્યને વધારે વખત રોકી શકાય તેમ નહોતું. હિટલરે પોલાન્ડને ખબર આપી કે સંપૂર્ણ સત્તા સાથે એક પ્રતિનિધિ બર્લિન મોકલો; એને વૉર્સો પુછાવ્યા સિવાય માત્ર હા કે ના કહેવાની પૂરી સત્તા હોવી જોઇએ; જર્મન શરતોનું ખત, હા કે ના કહેવા માટે એની પાસે રજૂ કરવામાં આવશે અને પોલાન્ડના પ્રતિનિધિએ તેનો તરત જવાબ આપવો પડશે. પોલાન્ડે આ કબૂલ કર્યું નહિ.

તા. ૧લી સપ્ટેમ્બર ૧૯૩૯ના રોજ જર્મન સૈન્યોએ પોલાન્ડની સરહદ ઓળંગી હતી. પોલાન્ડ પાસે ત્રણ લાખનું સૈન્ય કવાયતી અને સારૂં ગણાય તેવું હતું; પરંતુ આધુનિક નહોતું. પોલાન્ડ પાસે વિમાનો બહુ થોડાં અને જૂની જાતનાં હતાં. હિટલરની બખ્તરવાળાં રણગાડીઓએ પણ ભારે સંહાર કરી નાંખ્યો.

જર્મનીને નોર્વેમાં વધારે તકલીફ પડી. નોર્વેના કિનારા ઉપર મિત્રરાજ્યોએ સુરંગો પાથરી દીધી, તે જાણી જર્મનીએ તટસ્થતા તોડવાનું આળ આ દેશ ઉપર મૂકી એના ઉપર એપ્રિલ ૧૯૪૦ માં આક્રમણ કર્યું. નોર્વે જર્મનીને શરણે આવ્યું નહિ. નોર્વેએ જર્મનીનો સામનો કર્યો. જર્મનોએ તો છત્રીસૈન્યો ઊતારી એકદમ તીવ્ર ગતિથી નોર્વેનો કબજો લઈ લીધો. નોર્વેનાં શહેરો ઓસ્લો, ક્રિસ્તાનિયા, સેવેન્ગર, બર્ગેન અને ટ્રોન્ડહેમ વગેરે લઇ લીધાં. નોર્વે હાથમાં આવતાં જર્મનીના હાથમાં ૧૦૦૦ માઇલનો લાંબો કિનારો હાથ આવ્યો.

મિત્રરાજ્યો પાસે દરિયાઇ બળ હતું. જર્મની પાસે વિમાની બળ હતું. જર્મનીએ વિમાનો દ્વારા નોર્વેનાં સર્વ બંદરો લઈ લીધાં; તેમાં બ્રિટનનું દરિયાઈ બળ કોઇપણ રીતે કારગત નિવડ્યું નહિ. જર્મનીએ મિત્રરાજ્યોની પાથરેલી સુરંગો ઉપાડી દરિયાઈ માર્ગે પણ સૈન્ય મોકલવા માંડ્યું. નોર્વેમાં પંદર દિવસમાં ૮૫,૦૦૦ નાઝી સૈન્યો પહોંચી ગયાં. એકાદ અઠવાડિયા પછી મિત્રરાજ્યોનાં કેટલાંક સૈન્યો નોર્વેમાં ટ્રોન્ડહેમ ખાતે ઊતર્યાં. તેઓ થોડાંક આગળ વધ્યાં, પરંતુ હવાઇ મથકોના અભાવે એ જર્મન સૈન્યોની સામે ટક્કર ઝીલી શક્યાં નહિ; તેઓએ પીછેહઠ કરી. પંદર દિવસમાં નોર્વે છોડી પાછા જવું પડ્યું. મિત્રરાજ્યોને પણ પુષ્કળ નુકશાની ભોગવવી પડી હતી.

મિત્રરાજ્યોનાં સૈન્યો નોર્વેમાંથી ચાલ્યાં ગયાં, પણ નાર્વિક બંદરનો કબજો તેઓ સાચવી બેઠાં હતાં. દરિયાઇ કાફલા અને મિત્રરાજ્યોની રણગાડીઓના સતત મારાથી જર્મનોને નાર્વિકથી પીછેહઠ કરવી પડી હતી. જૂન માસની તા. ૯ મીએ મિત્રરાજ્યોને આ બંદર પણ ખાલી કરી જવું પડ્યું. જર્મનીને કાચું લોઢું, વહાણો બાંધવાની ગોદીઓ અને લાકડાંનાં મોટાં જંગલો નોર્વેમાં મળ્યાં.



# ૨

## હોલેન્ડ, બેલ્જિયમ અને ફ્રાન્સનું પતન

હેર હિટલરે પોતાના સૈન્યોની આગળથી તૈયારીઓ કરી નવી જાતનાં શસ્ત્રાસ્ત્રો અને શ્રેષ્ઠ જાતનાં આક્રમણના વ્યૂહથી એની સામે કોઈ શત્રુ ઊભા શકતો નહોતો. જે કામને માટે અગાઉ મહિનાઓ લાગતા તે વિજયો એનાં સૈન્યો પંદર દિવસની અંદર પતાવી લેતાં હતાં. અગ્નિવર્ષણનું આક્રમણ સામા સૈન્યો ઝીલી શકતાં નહોતાં. જર્મન મોટરો અને મોટરસાયકલ ઉપર સવાર થયેલા સેનાનીઓ ભયંકર હલ્લો કરીને ગભરાયલાં સૈન્યોને પીછેહઠ મોટી નુકશાની સાથે કરાવી દેતાં હતાં. એમના શત્રુઓએ

પણ સૈન્યોનું યંત્રીકરણ કર્યું હતું. પરંતુ જર્મનોનું યંત્રીકરણ બહુજ સરસ અને ઊંચી જાતની સૈનિકકળાનું બનેલું હતું. તેમાં પણ જર્મનીનાં વિમાનો જે બૉમ્બગોળાઓનો વરસાદ શત્રુ સૈન્યની હરોળમાં જઇને વરસાવતાં તેથી શત્રુ સૈન્યો રુંઝાઈ જતાં હતાં. આ સિવાય જર્મન સૈનિકો પણ શૂરવીર હતા. પોતાનાં નવી જાતનાં શસ્ત્રાસ્ત્રો વાપરવાની એમને સરસ તાલીમ મળી હતી. આખું સૈન્ય જાણે એકજ હોય તેવી રીતે લડતું હતું. જર્મનોની બખ્તરવાળી રણગાડીઓ પણ કલાકના ચાલીશ-પચાસ માઇલની ઝડપે આક્રમણ કરીને ભારે સંહાર કરતી હતી.

પોતાના પક્ષ બહારના બીજા દેશોને જીતવાનું કામ જર્મનીએ હાથમાં લીધું. બેલ્જિયમ, લક્ષંબર્ગ આ દેશો તટસ્થ હતા. હોલેન્ડ પણ તટસ્થ હતું; છતાં એમની તટસ્થતાનો ભંગ કરીને જર્મનીએ આક્રમણ શરૂ કર્યું. એણે લક્ષંબર્ગ પર આક્રમણ કર્યું. એ દેશ શરણે આવ્યો.

હોલેન્ડ આજે જગતમાં મોટું સમૃદ્ધ રાજ્ય છે. એક વખત એના સાહસિક વહાણવટીઓએ અનેક સંસ્થાનો સ્થાપ્યાં હતાં. આ વલંદાઓનો દેશ સમુદ્રની સપાટીથી ઘણો નીચો છે. આથી સમુદ્રના પ્રવાહોને રોકવા ઊંચી, જાડી, મજબૂત દીવાલો બાંધી છે. એનાં બારણાં ખોલે તો દેશનો હજારો માઇલોનો નીચેનો ભાગ સમુદ્રના પાણીથી ભરાઈ જાય.

નેધરલેન્ડ અથવા હોલેન્ડ ઉપર જર્મન સૈન્યો ઓચિંતાં ત્રાટક્યાં. પોલાન્ડમાં જે આક્રમણવ્યૂહથી જર્મનીએ કામ લીધું હતું, તેજ સંહારક સૈનિકવ્યૂહ જર્મનીએ નેધરલેન્ડ ઉપર છૂટો મૂકયો. નેધરલેન્ડ પાસે મજબૂત અને આધુનિક વ્યૂહની સામે લડવા જેવી શક્તિ નહોતી છતાં એણે જર્મની સામે પોતાના સૈન્યને મોકલ્યું. જર્મની સામે એણે પોતાના સાગરના બંધો તોડીને આખા હોલાન્ડની નીચી ભૂમિ જળમય કરી જર્મ-નીના આક્રમણને અટકાવવાનો નિશ્ચય પણ જાહેર કર્યો. પરંતુ

એ પોતાનો નિશ્ચયનો અમલ કરે તે પહેલાં જર્મનીએ પોતાનાં ડૂબકી મારનાર ભયંકર વિમાનો મોકલીને હોલેન્ડને ખોખરૂં બનાવી દીધું. એણે છત્રીસૈન્યો ઉતારી દરેક જરૂરની કિલ્લેબંધી અને વિમાનગ્રહોનો કબજો મેળવી લીધો. એની બખ્તરવાળી રણ-ગાડીઓ અગ્નિના ગોળાઓ વરસાવતી નેધરલેન્ડનાં સૈન્યો અને લશ્કરી મથકોને નકામાં બનાવતી ચારે તરફ પ્રસરી ગઈ. જર્મ-નોએ ચાર–પાંચ લાખનાં મોટાં સૈન્યો, હજારો બખ્તરવાળી રણગાડીઓ, હજારો ડૂબકીમાર વિમાનો અને મશિનગનોથી નેધર-લેન્ડના એક લાખના સૈન્યના ચોથા ભાગનો પાંચ દિવસની અંદર સંહાર કરી નાંખ્યો. હોલેન્ડને મિત્રરાજ્યોની મદદ મળે તે પહેલાં હોલેન્ડનાં સૈન્યોને વિખેરી નાંખવામાં તે સફળ થયાં. હોલેન્ડ એનો રાક્ષસી ધસારો અટકાવી શક્યું નહિ; તે પડ્યું. ત્યાંની રાણી અને સરકાર લંડન નાશી ગયાં.

જર્મનોએ હોલેન્ડને જીતી લીધા પછી બેલ્જિયમની તટસ્થતા તોડી નાંખી. તેઓએ ગત મહાયુદ્ધમાં પણ આજ રીતે બેલ્જિયમ સામે યુદ્ધ જાહેર કર્યું હતું. બેલ્જિયમને આગલા યુદ્ધનો અનુભવ હતો. એણે પોતાનાં સૈન્યોને પણ વ્યવસ્થિત અને તૈયાર રાખ્યાં હતાં. છતાં જર્મનોનાં વિમાનો અને રણગાડીઓના આક્રમણને પહોંચી વળે એવી શક્તિ તેનામાં નહોતી.

જર્મન સૈન્ય માસ્ટ્રિખ્ટ ખાતેની બેલ્જિયમના બચાવની કિલ્લેબંધી તોડી અંદર દાખલ થયું. ડાઇલ નદી ઉપર ફ્રેન્ચ સૈન્યો બેલ્જિયમની મદદે પહોંચી આવ્યાં. સેન્ટ ટ્રોન્ડ ખાતે મોટું યુદ્ધ થયું. ફ્રેંચ–બેલ્જિયમ સૈન્યના બચાવમાં મોટું ગાબડું પાડીને જર્મન સૈન્ય પંખા આકારે બેલ્જિયમમાં ફેરવાઇ ગયું. એણે મ્યુસ નદી ઓળંગીને લીજને કબજે કર્યું. જર્મનોની આગળ વધેલી ફોજે બેલ્જિયમની આલ્બર્ટ નહેરનો મોરચો તોડીને એન્ટવર્પને જોખમમાં મૂકી દીધું. જર્મનો અતિ ત્વરાથી આગળ

વધતા હતા. ફ્રેન્ચ-બેલ્જિયમ સન્યોને એક જગ્યાએ રોકી રાખી પોતાનાં બીજાં સૈન્યોના સાણસાની પાંખો આગળ વધારી શત્રુઓને ઘેરી લેવાની એમની બાજી હતી. એમનું આક્રમણ ત્વરિત ગતિનું અને ભયાનક હતું. ફસાયલાં ફ્રેન્ચ સૈન્યો પણ એના મારને સહન કરી શકયાં નહિ. ૭ દિવસમાંજ એટલે તા. ૧૬ મી મે ૧૯૪૦ ના રોજ સાથી રાજ્યોનાં ત્રણે સૈન્યોએ પૂર્વ બેલ્જિયમ છોડીને પશ્ચિમ બેલ્જિયમમાં પીછેહઠ કરવાની યોજના અમલમાં મૂકી. તા. ૧૭મી મે ૧૯૪૦ના રોજ જર્મનો બ્રુસેલ્સમાં દાખલ થયા. સાથી રાજ્યોનાં સૈન્યો કોઇ ન જણાયલા કારણોથી નદીઓ ઉપરના મોટા પુલો તોડી શકયાં નહિ. જર્મન ધસારો મ્યુસ નદી ઓળંગી ગયો.

મિત્રરાજ્યોનું સૈન્ય અને સેનાધ્યક્ષ બહુ વિમાસણમાં પડી ગયાં. મોટા પ્રયત્ન કર્યા છતાં તેઓ જર્મનોના સૈન્યોને અટકાવી શકતા નહોતા. સેવાં પાસેની ફ્રેન્ચ કિલ્લેબંધીમાં તેઓએ ફાચર મારી. જર્મન બખ્તરવાળી રણગાડીઓ અને ડૂબકીમાર વિમાનોના મારા પાસે બ્રિટિશ-ફ્રેન્ચ અને બેલ્જીયન સન્યો જરાપણ ટકી શકતાં નહિ. જર્મનોનો આક્રમણવ્યૂહ અતિશય તીવ્ર અને ન ઝીલાય તેવો હતો.

તા. ૧૭ મી મેનો મામલો અતિ તંગ અને ગંભીર બન્યો. ફ્રાન્સના અને મિત્રરાજ્યોના મુખ્ય સેનાપતિ ગેમલ મુંઝાઈ ગયા. દરરોજ વધારે બળવાન બનતા જર્મન ધસારાને જરાપણ રોકી શકાયો નહિ. આમીયાં અને આબવીલ બંને જર્મનોના હાથમાં આવ્યાં. બ્રિટિશ અને ફ્રેન્ચ સન્યોને માર્ગ આપી કિનારા તરફ પીછેહઠ કરવી પડી. મુખ્ય ફ્રેન્ચ સન્યો સાથેનો આ સંયુક્ત સૈન્યોનો સંબંધ તોડી નાંખવામાં જર્મન સન્યો ફતેહમંદ થયાં. તા. ૨૩ મી મેના રોજ જર્મનો બુલોં પહોંચી ગયા. તા. ૨૫ મી મેના રોજ કેલે પડ્યું. તા. ૨૮ના રોજ બેલ્જિયમના રાજાની આજ્ઞાથી બેલ્જીયન સન્ય જર્મનોને


મેજીનોટ કિલ્લેબંધી
,, ,, -માં વધારો
સિગફ્રિડ કિલ્લેબંધી
હોલૅન્ડ અને બેલ્જીયમની
મુખ્ય સંરક્ષણ હરોળો
ડામ
હોલૅન્ડ
આમસ્ટરડામ
ઉટ્રેટ
ધ હેગ
રોટરડામ
ડંકર્ક
ઍન્ટવર્પ
આલ્બર્ટ કેનાલ
બેલ્જીયમ
બ્રસેલ્સ
લીજ
નામુર
લક્ઝમબર્ગ
સેદાન
મૉન્ટમેડી
રીમ્સ
પારીસ
ફ્રાન્સ
કોલોન
કોબ્લૅન્ઝ
જર્મની
સ્વીટ્ઝરલૅન્ડ
બંસી

શરણે ગયું. પોતાના સૈન્યોના થતા સંહારથી આ રાજાએ શરણે જવામાં બુદ્ધિમતા વાપરી હતી, એમ પાછળથી સિદ્ધ થયું હતું.

બ્રિટિશ–ફ્રેન્ચ સૈન્ય ફ્લેન્ડર્સમાં લડતું હતું. એની ડાબી પાંખનું રક્ષણ બેલ્જિયમનું સૈન્ય કરતું હતું. બેલ્જીયન સૈન્ય શરણે આવવાથી બ્રિટિશ–ફ્રેન્ચ સૈન્યની ભારે આફતકારક સ્થિતિ થઈ પડી. તેઓ પીછેહઠ કરીને ડન્કર્કના બંદરની સાંકડી પટીમાં આવી પહોંચ્યાં. એમના ઉપર પ્રચંડ જર્મન બખ્તરી ગાડીઓનો મારો ચાલુ રહ્યો હતો. ડન્કર્કના બંદરે બ્રિટિશ મનવારોના કાફલા અને બ્રિટિશ વિમાનોએ આ સૈન્યના રક્ષણ માટે ભારે સહકાર આપ્યો. આ સ્થળે બ્રિટિશ સ્ટીમરો મોકલી સાડાચાર લાખ સૈનિકોને સરસ રીતે બચાવી લીધા. બ્રિટિશોનું આ કૃત્ય અતિશય ચાતુર્ય અને શક્તિસૂચક હતું. પરંતુ મિ. ચર્ચિલના કહેવા પ્રમાણે સૈનિક, શસ્ત્રાસ્ત્રો અને અસબાબની અતિ ગજબનાક નુકશાની થઈ હતી. એ સર્વ સામાન જર્મનોના હાથમાં પડયો હતો. ગયા ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં જે કામ કૈઝરની ફોજે ૪ વરસમાં કરી શકી નહોતી, તે કામ હિટલરનાં સૈન્યોએ ત્રણ અઠવાડિયાંમાં કર્યું હતું. ફ્રેંચો, બ્રિટિશો અને બેલ્જિયનોનો એ અતિશય મોટો પરાજય હતો.

હવે હિટલરનાં સનિક વિમાનો અને બખ્તરગાડીઓ ફ્રેન્ચ સૈન્ય ઉપર જંગ ખેલવા માટે દોડયાં. ફ્રાન્સ પાસે પચીસ–ત્રીસ લાખનું મોટું સૈન્ય હતું.મિત્રરાજ્યોનાં સૈન્યો (બ્રિટિશ અને ફ્રેન્ચ) એ સોમ અને એમ નદી ઉપર અતિશય મજબૂત કિલ્લેબંધીથી વેગાંનો મોરચો બાંધ્યો હતો. આ મોરચાને તોડવા જર્મનોએ પોતાની બે હજાર જેટલી બખ્તરવાળી રણગાડીઓનો વ્યૂહ ગોઠવી રાત્રિ દિવસ મારો ચલાવ્યો. આ અતિશય પોલાદી મારા સામે ઉતાવળથી બનાવેલી વેગાં–કિલ્લેબંધી ટકી શકી નહિ. તા. ૭ જૂન ૧૯૪૦ ના જર્મનોએ વેગાં લાઈનમાં મોટી ફાચર મારી જબરદસ્ત ગાબડું

પાડ્યું. જર્મનો સોમ નદી ઓળંગી આવ્યા. તા. ૮ જૂનના આથી પણ ઉગ્ર ધસારો જર્મનોએ કર્યો. આમેવની ૨૦ માઈલ દક્ષિણે આવેલ ઍન્વિલ શહેર લીધું. તા. ૯ મીએ ક્યાંયે અટક્યા વગર એન નદી ઓળંગી લીધી.

તા. ૧૦ મી જૂનના રોજ તો ફ્રેન્ચ-બ્રિટિશ સૈન્યો અતિ મુંઝવણમાં આવી પડયાં હતાં. ઓચિંતા ઇટલીએ જર્મની સાથે યુદ્ધસહકાર જાહેર કર્યો. ઈટલિયન સરહદ ઉપરના ફ્રેન્ચ સૈન્યને નમી જવું પડયું. ઈટલીએ ફ્રાન્સની પીઠ પાછળ ઘા કર્યો હતો. જર્મનો સેન નદી ઓળંગી ફ્રાન્સની રાજ્યધાની પેરિસ તરફ ધસ્યાં. મિત્ર સૈન્યો ટકી શકતાં નહોતાં. જર્મનીનાં યંત્રો અને શસ્ત્રાસ્ત્રોનો એકતંત્ર નીચેનો પ્રયોગ ભારે કાતીલ નીવડયો. ચાલુ પીછેહઠથી મિત્રસૈન્યો થાકી ગયાં હતાં.

તા. ૧૩મી જૂન ૧૯૪૦ના રોજ જર્મનોના સૈન્યોએ માર્ને નદી ઓળંગી. એમણે ફ્રાન્સની વિખ્યાત રાજ્યધાની પેરિસને ઘેરી લીધું. મ્યુસ નદીથી સમુદ્ર સુધીના આખા લાંબા મોરચા ઉપર ફ્રેન્ચ-બ્રિટિશ સૈન્યો લડતાં હતાં. એની સામે જર્મનોએ સવાબે લાખનાં સૈન્યો અને ૪૦૦૦ ટેંકોનાં મહાભારત ધાડાં ધસતાં હતાં. પેરિસનો બચાવ કરવાથી પેરિસનું જર્મન વિમાનો ખંડેર બનાવી દે તેમ હતું. પેરિસને ખુલ્લા શહેર તરિકે જાહેર કરાયું. જર્મનોએ આ પ્રખ્યાત શહેરમાં તા. ૧૪ મી જૂન ૧૯૪૦ના રોજ પ્રવેશ કર્યો. પહેલાં ૧૮૭૧માં જર્મનોએ પેરિસમાં વિજયપ્રવેશ કર્યો હતો. ફ્રેન્ચ સરકાર બોર્ડો ખાતે નિવૃત્ત થઈ. જર્મનોનો તીવ્ર વેગીલો ધસારો ચાલુ જ રહ્યો; આથી ફ્રેન્ચ સૈન્યોને ચાલુ પીછેહઠ કરવી પડતી હતી. બે દિવસમાં જર્મન સૈન્યોએ ૧૦૦ માઇલ જેટલી લાંબી કૂચ કરી હતી. ફ્રેન્ચ સૈન્યોની ખુવારી મોટી હતી. શરણે જવાની ફરજ પણ એમને પડતી હતી. જૂન તા. ૧૬ ના રોજ મેજિનોની કિલ્લેબંધી ઉપરનાં ઘણાં શહેરો જર્મનીના હાથમાં આવ્યાં.

ફ્રાન્સને માટે એક અતિશય ગંભીર પ્રશ્ન ઊભો હતો. બેલ્જિયમ, હોલેંડ, ડેન્માર્ક, પોલાન્ડ, ઝેકોસ્લોવેકિયાથી લાખો માણસો, સ્ત્રીઓ અને બાળકો ફ્રાન્સને શરણે આવી ત્યાં આશ્રય માટે રહ્યાં હતાં. એમનાથી ફ્રાન્સના રસ્તાઓ ભરાઇ ગયા હતા –ઊભરાઈ જતા હતા. એ રસ્તાઓ જર્મન આક્રમણને લીધે તેમના બખ્તરીઆ રણગાડીઓથી ભરાઈ ગયા. રસ્તાઓમાંનાં લાખો આશ્રિતોને આ રણગાડીઓ મગતરાંની પેઠે દાબીને ભીંસી નાખવા મંડી. એ પ્રશ્ન અતિશય ભયાનક રૂપમાં ફ્રાન્સની પાસે ઉપસ્થિત થયો. ફ્રાન્સનાં યુદ્ધનાં શસ્ત્રો બનાવવાનાં ઘણાંખરાં કારખાનાં જર્મનોના હાથમાં આવી ગયાં હતાં. ફ્રાન્સ પાસે યુધ્ધો ચલાવવા ધન, હથિયારો અને શક્તિની ન્યુનતા હતી. ફ્રાન્સના વડા પ્રધાન મોં. રેનો હજુ પણ યુદ્ધ ચલાવવા માગતો હતો. પરંતુ પ્રધાનમંડળના બીજા સભ્યો અને સેનાધ્યક્ષો નિરાશાથી ઘેરાઇ ગયા. આખરે મો. રેનોએ રાજીનામું આપ્યું. માર્શલ પેતાં વડો પ્રધાન થયો. ફ્રાન્સનું પતન કોઈ અટકાવી શકે તેમ નહોતું.

માર્શલ પેતાં મહાન સૈનિક હતો. એને ભાગ્યે હથિયારો મૂકવાનું હલકું કામ આવ્યું. આ વૃદ્ધ સૈનિકે આ કડવું કામ કરવાની પોતાના માથા ઉપર ગંભીર ફરજ બહાદૂરીથી ઉપાડી લીધી. ફ્રાન્સને માટે તા. ૨૨ જૂન ૧૯૪૦નો દિવસ મોટી આફતકારક પડતીનો હતો. તે દિવસેજ જર્મની સાથે તહકુબી થઇ. ફ્રાન્સના પતનથી થોડો સમય અગાઉ બ્રિટિશ સૈન્ય કોઈ આશા ન જોઇને સ્ટીમરોમાં બેસીને બ્રિટિશ દ્વિપો તરફ રવાના થઈ ગયું. ફ્રાન્સની સાથે જર્મનીને યુદ્ધ દરમ્યાન ચાલે તેવી સંધિ થઈ. તેની શરતો પ્રમાણે ફ્રાન્સનો લગભગ ઉત્તર અને પશ્ચિમનો આખો પ્રદેશ જર્મનીના શાસન નીચે આવ્યો. પેરિસ શહેર પણ જર્મનીને અપાયું. ટુર્સની દક્ષિણે આંગુલેમ રેલ્વેની સમાંતરે ઠેઠ સ્પેનની સરહદ સુધીનો ફ્રાન્સનો વિભાગ પણ

જર્મનીને હાથ આવ્યો. બ્રિટિશ ખાડી ઉપરનાં ફ્રાન્સનાં સર્વ બંદરો તેમજ આટલાંટિકના કિનારાનો પ્રદેશ પણ જર્મનોના વહિવટમાં ગયો. મોટાં ઔદ્યોગિક કારખાનાં, શસ્ત્રાસ્ત્રો, યુદ્ધનો સામાન, વિમાની મથકો, વિમાનો, રણગાડીઓનો જંગી સંગ્રહ પણ જર્મનોને સ્વાધિન થયો. આ સિવાય જર્મન સૈન્યો મોટા પ્રમાણમાં ફ્રાન્સમાં રહે તે માટેનો દરરોજનો ખર્ચો લગભગ સત્તર કરોડ ફ્રાન્કનો પણ જર્મનીને આપવાની ફ્રાન્સને ફરજ પડી હતી.



3

# વિજયયાત્રાની આગેકૂચ

જર્મની અને ઇટલી હવે સાથે મળ્યાં હતાં. હંગેરીની પણ એમની સાથે એકગાંઠ હતી. આ સિવાય ડેન્માર્ક, નેધરલેન્ડ, ઝેકોસ્લોવેકિયા, નોર્વે, બેલ્જિયમ, ઓસ્ટ્રિયા જેવા સમૃદ્ધ અને ઉદ્યોગોથી ભરપૂર દેશો જર્મનીના હાથમાં આવ્યા હતા; એટલે જર્મનોને યુદ્ધ માટે જોઈતાં પોલાદ, કોલસો અને હજારો કારખાનાં મળ્યાં હતાં. જર્મનીનાં સાધનો અતિશય મોટા પ્રમાણમાં વધી ગયાં. એનો પરાજય હવે બ્રિટનના મર્યાદિત સાધનોથી શક્ય નહોતો, છતાં બ્રિટને યુદ્ધ છોડયું નહિ. બ્રિટિશો પાસે આ

સમયે બહુજ ન્યુન શસ્ત્રસામગ્રીઓ અને સૈનિકો હતા. સમય નિરાશાભરેલો હતો, પણ બ્રિટિશોએ નિરાશા સેવી નહિ; બળવાન અને વિજયી શત્રુ સાથે યુધ્ધ ચાલુ રાખ્યું. જો જર્મનીએ ૨૪ માઇલ પહોળી બ્રિટિશ ખાડીમાં જોખમ લઇ સૈન્ય મોકલ્યું હોત તો અંગ્રેજોના ટાપુની સ્થિતિ વિષમ થઇ પડત. જર્મનોને આ ૨૪ માઇલની ખાડી ઓળંગતાં જરૂર મોટી નુકશાની આવત, પરંતુ છેવટ જર્મની સામે લડવા બ્રિટનની તૈયારી નહોતી. બ્રિટન ઉપર મોટો ભય હતો.

ઇટેલીના માંધાતા સીનોર મુસોલિનીને આફ્રિકાનું ચક્રવર્તિપદ લેવું હતું. ભૂમધ્ય સમુદ્રમાં ઇટેલીની આણ હોવી જોઇએ, પરંતુ બ્રિટનનું ભૂમધ્ય સમુદ્રમાં અતિશય પરિબળ હતું. ભૂમધ્ય સમુદ્રમાં સ્પેન, ફ્રાન્સ, ગ્રીસ અને તુર્કીની હદ પણ આવતી હતી, છતાં પોતાને સર્વોપરિ બનવાની સીનોર મુસોલિનીને હોંશ હતી. ભૂમધ્ય સમુદ્રનાં બંને દ્વારો બ્રિટનના હાથમાં હતાં. ફ્રેંચ આફ્રિકાનાં અગત્યનાં લડાયક મથકો અને બંદરો તુલોં, બીઝર્ટા અને ટ્યુનિસિયા નિઃશસ્ત્ર બનતાં મુસોલિનીની આંખ ઇજીપ્ત ઉપર ઠરી.

ઇટેલિએ મોટી લશ્કરી તૈયારીઓ કરી, બ્રિટિશ સોમાલિલેન્ડ લીધું. એણે ઇજીપ્ત લેવા માટે જંગ શરૂ કર્યો, પરંતુ બ્રિટને તેના સૈન્યોને મોટો પરાભવ આપ્યો. ઇટેલિનાં સૈન્યોને ભારે નુકશાની સાથે પીછેહઠ કરવી પડી.

હવે જર્મનીએ બાલ્કનનાં રાજ્યોમાં પોતાની લાગવગનો વિકાસ કરવા માંડયો. એણે અગાઉથીજ બાલકન રાજ્યોનો કાચો માલ ખરીદી તેને બદલે પાકો માલ આપવાના કરારો કર્યા હતા—સંધિઓ કરી હતી. બાલકનમાં બ્રિટિશ લાગવગ ખૂબ ઘટી હતી.

બાલ્કનમાં બ્રિટિશોને પહોંચવાનો જમીનમાર્ગ નહોતો. પરંતુ જર્મનીએ એમની સાથે સંપૂર્ણ સંબંધ સ્થાપી દીધો.

રૂમાનિયાનું મોટું રાજ્ય, હંગેરી, બલ્ગેરિયા અને રશિયાની પાસેથી મોટી રકમની જમીનો પડાવીને મિત્ર રાજ્યોએ બનાવ્યું હતું. રશિયાએ તરતજ બેઝેરેબિયા અને બુખોવિના પ્રાંતો આંચકી લીધા. જર્મનીના દબાણથી તા. ૨૧મી ઑગસ્ટ ૧૯૪૦ના રોજ દક્ષિણ દોબ્રુજ્ન પ્રાંત બલ્ગેરિયાને સોંપાયો. હંગેરીને જર્મન દબાણથી ત્રાંસીલ્વેનીઆ પાછું સોંપી દેવાયું. જર્મનોને બાલ્કન્સમાંથી પુષ્કળ મળ્યું. બાલ્કન રાજ્યો જર્મનીની લાગવગ નીચે આવી ગયાં. આમાં (૧) રૂમાનિયા (૨) બલ્ગેરિયા (૩) યુગોસ્લાવિયા અને ગ્રીસ એમ ચાર રાજ્યો હતાં; પાંચમું તુર્કી છે. આ સર્વ રાજ્યો પચાસ–સાઠ વરસ પહેલાં તુર્કીના સામ્રાજ્યનાં અંગો હતાં.

મહાયુદ્ધનું પહેલું વરસ ૧૯૩૯ ના સપ્ટેમ્બરથી ૧૯૪૦ ના ઑગસ્ટ તા. ૩૧ સુધી પૂરું થયું; તેમાં જર્મનીના હાથમાં યુરોપનો મધ્ય ભાગ આવી ગયો. ૧૯૪૧ નું નવું વરસ પણ તોપોના ગડગડાટ, બોમ્બોના ભયંકર અવાજો અને હથિયારોથી થતા સંહારોથી શરૂ થયું. ૧૯૪૧ નું વરસ મોટાં ખૂનખાર યુદ્ધો માટે પ્રસિદ્ધ થયું. યુરોપ આખામાં મહાયુદ્ધની આગ પ્રસરી ગઈ. એશિયા, આફ્રિકામાં પણ એના ભડકા અને ધડાકાઓ પ્રસરી ગયા; વરસ આખરે એની જ્વાળામાં અમેરિકા પણ આવી ગયું, અને આ યુદ્ધ વિશ્વવ્યાપક મહાયુદ્ધ બની ગયું.

જર્મન વિમાનો, ફ્રાન્સના બંદરોમાં એણે મેળવેલા વિમાની અડ્ડાઓમાંથી ઊડીને ઇંગ્લેન્ડના શહેરો ઉપર ત્રાટકવા લાગ્યાં. બ્રિટને વિમાનવિરોધી તોપો અને લોકોને માટે આશ્રયસ્થાનોનો વિશાળ પાયે બંદોબસ્ત કર્યો નહોતો. ત્રણ મહિના સુધી આ જર્મન વિમાનોનો મારો સતતરૂપે ઇંગ્લેન્ડ ઉપર ચાલ્યો. દરરોજ જર્મન વિમાનો બે–ત્રણ શહેરો ઉપર બોમ્બગોળાઓનું અગ્નિવર્ષણ કરી આવતાં હતાં. નુકશાની જબ્બર હતી. હજારો માણસોની નુકશાની થઈ. સૌથી મોટી નુકશાની લંડનને થઈ




વિજયયાત્રાની આગેકૂચ

હતા. ઘણા જાહેર અને ખાનગી મિલકતોનો નાશ થયો. એવી ગણત્રી થઇ કે, ઇંગ્લેન્ડનાં ૩ ઘરો આ ઝનૂની બોમ્બગોળાના મારાથી નષ્ટ થયાં હતાં. જર્મનીને આ ભયાનક રમત છોડી દેવી પડી. બ્રિટિશ પ્રજામાં તરખાટ બોલાવી તેને નાહિંમત કરવાની જર્મન કોશિશો નિષ્ફળ નિવડી.

૧૯૪૦–૪૧ ની સાલમાં રૂમાનિયામાં જનરલ આન્ટેનસ્કુ સર્વ સત્તાધ્યક્ષ થયો. સાથી રાજ્યોનો મિત્ર રાજા કેરોલ પદભ્રષ્ટ થઈ નાશી ગયો. રૂમાનિયા જર્મન લાગવગ નીચે આવ્યું. એની અનાજની મોટી પેદાશ જર્મન ચરણોમાં મુકાઇ. પરંતુ સૌથી વધારે ત્યાં દર વરસે ૭૦ લાખ ટન જેટલું પેટ્રોલ પેદા થતું હતું; યુદ્ધ ચલાવવાને એક યુદ્ધસાધન તરીકે આ પેટ્રોલની ભારે ઉપયોગિતા હતી.

તા. ૨૮ ઓક્ટોબર ૧૯૪૦ ના રોજ ગ્રીસ ઉપર સીનોર મુસોલિનીનાં સૈન્યો ત્રાટક્યાં. આની સામે ગ્રીસે મજબૂત સામનો કર્યો; થોડું બ્રિટિશ સૈન્ય પણ ગ્રીસની મદદે ઊતર્યું. ઇટેલીને ગ્રીસે સખ્ત પરાજય આપ્યો, એટલે જર્મનોએ પોતાનાં મોટાં સૈન્યો ગ્રીસમાં મૂકી, બ્રિટિશ–ગ્રીક સૈન્યોને પીછેહઠ કરાવી. છેવટે ગ્રીસ હાર્યું; એ વિજયી જર્મનીના હાથમાં આવી પડ્યું. બલ્ગેરિયાએ પણ જર્મનીની હૂંફને સ્વીકારી લીધી. જર્મનીની વિજયકૂચ કાંઇપણ અટકાવ વગર આગળ ચાલી. યુગોસ્લાવિયાના રાજા પીટરે સાથી રાજ્યોની સોબત શોધી. જર્મનોએ યુગોસ્લાવિયાને યુદ્ધમાં હરાવ્યું; એ દેશનો કબજો લીધો. બાલ્કનનાં ચારે રાજ્યો ધરી રાજ્યોના કબજામાં આવ્યાં. એપ્રિલ ૧૯૪૧ સુધીમાં હેર હિટલરે આ કામ સંપૂર્ણ કર્યું. ૧૯૪૧ ના આખા વરસમાં જર્મની વિજયો મેળવતું રહ્યું; એનાં સૈન્યોને વિજયોની પરંપરા સાંપડી. હિટલરનું એ ભાગ્યશાળી વરસ હતું.

આફ્રિકામાં બ્રિટિશોએ ઇટલિયનોનો ભુંડો પરાજય કરી લિબિયા, ઇરિટ્રિયા, સોમાલિલેન્ડ લઈ લીધાં. હબ્સીનિયા

(એબિસિનિયા) પણ ઇટેલીના હાથમાંથી છીનવી લીધું. ૧૯૪૧ ના વસંતમાં ઇટેલીનો મોટો પરાજય થયો. બ્રિટને પોતાનાં કેટલાંક સૈન્યો ગ્રીસની મદદ માટે યુરોપમાં મોકલ્યાં. આ વખતે હિટલરને લાગ મળ્યો. એણે પોતાનાં મોટાં સૈન્યો આફ્રિકામાં ચૂપકીદીથી ઉતાર્યાં. જર્મનોએ તૈયારીઓ કરી બ્રિટિશ સૈન્યો ઉપર હુમલા કર્યાં. બ્રિટિશ સૈન્યોને ખૂબ નુકશાની-ભરેલી પીછેહઠ કરવી પડી. સોલુમથી ઠેઠ ત્રિપોલી સુધીનો પ્રદેશ બ્રિટને ગુમાવ્યો. ૧૯૪૦ના ડિસેમ્બરથી ૧૯૪૧ના માર્ચ સુધીમાં મેળવેલી સર્વ જમીન મોટી નુકશાની સાથે ગુમાવી. જર્મન સૈન્યોએ બધાં મથકો જીતી લીધાં હતાં. એલેકઝાન્ડ્રિયાથી માત્ર પચાસ માઇલ દૂર જનરલ રોમેલનાં જર્મન સૈન્યો આવી પહોંચ્યાં હતાં. બ્રિટિશ સૈન્ય ભારે મુંઝવણ અને કફોડી હાલતમાં આવી ગયું હતું. એપ્રિલ ૧૯૪૧ માં જર્મનોએ આ મોટો વિજય મેળવ્યો હતો.

એજિયન સમુદ્રમાંના ગ્રીસ ટાપુઓ જર્મનોએ લઇ લીધા. જર્મનો ઠેઠ ડાર્ડેનલ્સના દ્વાર પાસે તુર્કીની નજદિકમાં આવી પહોંચ્યા, તુર્કીને તટસ્થતા જાળવવી મુશ્કેલ બની. ક્રિટનો મોટો ટાપુ ગ્રીસના તાબામાં હતો. ગ્રીસમાંથી બ્રિટિશ સૈન્ય ભાગીને ક્રિટમાં ભરાયું હતું; ત્યાં કિલ્લેબંધી કરી એજ રક્ષણ ઉપર રહ્યું. જર્મનીએ આ સમયે અદ્ભૂત કામ કર્યું. એણે પોતાના છત્રીસૈનિકો વિમાનો મારફતે ક્રિટમાં ઉતાર્યા. બ્રિટિશ સૈન્યોને ખબર પડે તે પહેલાં વિમાની મથકનો કબજો પણ જર્મનોએ લઇ લીધો. જર્મનોનો વિમાની ધસારો એટલો મજબૂત હતો કે, બાર દિવસમાંજ ક્રિટના બેટને ખાલી કરી સ્ટીમરોમાં બેસી બ્રિટિશ સૈન્યોએ ચાલી જવું પડયું.

રશિદઅલી નામના એક સૈનિક રાજદ્વારીએ એપ્રિલ ૧૯૪૦ની શરૂઆતમાં બળવો જગાવ્યો. રશિદઅલીએ બ્રિટિશ સૈન્યો સાથે યુદ્ધ કર્યું. એને જર્મન મદદની આશા હતી. સીરીઆમાંથી જર્મન સૈન્યને ઇરાક તરફ કૂચ કરવા દેવા માટે જર્મની ફ્રાન્સ

ઉપર દબાણ લાવી રહ્યું હતું; છેવટે જર્મન મદદ મળી નહિ. રશિદઅલીના સૈન્યનો પરાજય થયો—એ નાશી છૂટયો.

સીરીઆ તરફનો ભય તોડવા માટે બ્રિટને આઝાદ ફ્રેન્ચ જનરલ દગોલેના સહકારથી સીરિઆ પર આક્રમણ કર્યું. અહિં જર્મન સૈન્ય આવી પહોંચ્યું નહોતું. વીચીની ફ્રેન્ચ સરકારનાં સૈન્યો થોડું લડયાં. બાવીસમે દિવસે દમાસ્કસ બ્રિટિશોના હાથમાં આવ્યું.

૧૯૪૦ ના ઑગસ્ટથી ઑક્ટોબર એટલે ત્રણ માસ સુધી જર્મનીએ બ્રિટનને વિમાની બોમ્બમારા દ્વારા બોખરૂં કરીને એના ઉપર આક્રમણ કરવાની ઉમેદ રાખી હતી. બ્રિટનને ગભરાવી મુંઝાવીને હતબુદ્ધિ કર્યા પછી જર્મની બ્રિટન ઉપર આક્રમણ કરવા ધારતું હતું. પરંતુ બ્રિટનોની હિંમત તૂટી નહિ.

બ્રિટિન જગતભરના મોટા વેપારથી ઘણું સમૃદ્ધ થયું હતું. અમેરિકામાં એમની પાસે ત્યાંની સરકારની જામિનગીરીઓ, કારખાનાં અને ખાણોના શેરો હતા. આ ત્રણ અબજ પૌંડ જેટલી ગંજાવર મિલકત હતી. આ મિલકતનાં બધાં કાગળિયાં બ્રિટને અમેરિકાને વેચી તેનાં યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો ખરીદ કર્યા. આ સર્વ કાગળિયાંઓનું બ્રિટનને સરસ વ્યાજ મળતું હતું. પરંતુ આ જીવન મરણના સવાલ સમયે એણે આ લાભને જતો કર્યો. અમેરિકાની દિલસોજી બ્રિટન તરફ હતી. બ્રિટનને નાણાં વગર ઉધાર અને પટેથી શસ્ત્રસામગ્રી ધીરવાની મોટી ચર્ચા અમેરિકામાં ઉપડી. બ્રિટિશ મિલકતો વેચાઈ ગઇ હતી. તેનું નાણું સર્વ અમેરિકાને અપાઈ ચૂકયું હતું. બ્રિટન પાસે બીજાં સાધનો નહોતાં, એટલે અમેરિકાએ યુદ્ધ ચાલુ રાખવાની સગવડ બ્રિટનને કરી આપી. જર્મની પણ અમેરિકામાં મોટો પ્રચાર કરતું હતું, છતાં અમેરિકાની કોન્ગ્રેસે ધીરાણપટાનો કાયદો તા. ૧૧ મી માર્ચ ૧૯૪૧ ના રોજ પસાર કર્યો. બ્રિટનને શસ્ત્રસામગ્રીઓ મોટા પ્રમાણમાં અમેરિકા ઉધાર આપવા માંડયું. યુદ્ધ પછી આનાં નાણાં રોકડાં અથવા વસ્તુઓમાં આપવાનાં છે.

૪

## રશિયા પર આક્રમણ

અર્ધું યુરોપ અને અર્ધું એશિયા રોકી બેઠેલ રશિયા એ મહાન રાજ્ય છે. એમાં ૪૦૦ વરસ સુધી ઝારોનું શાસન હતું. ૧૯૧૯માં સામ્યવાદીઓ (બોલ્શેવિકો)નું શાસન લેનિને ત્યાં સ્થાપ્યું. આ સામ્યવાદ પ્રમાણે આ મહારાજ્ય શ્રમજીવીઓનું છે. રેલ્વે, સ્ટીમરો, વેપાર ઉદ્યોગો, રસ્તાઓ, દુકાનો, કારખાનાં, ખાણો, ટ્રામ્વે, વિમાનો, હવાઇ મથકો અને સર્વ ઘરો તથા ખેતી પણ શ્રમજીવીઓની માલિકીની છે.

રશિયાના સામ્યવાદી સર્વાધ્યક્ષ સ્ટેલિને પંચવર્ષીય બે વખતની યોજનાઓ પૂરી કરી રશિયાનાં ખેતી, ઉદ્યોગ, અક્ષર-જ્ઞાન, જ્ઞાન, વિજ્ઞાન, કારખાનાં, ખાણો, વીજળિક ઘરોનો અનેકગણો વિકાસ કર્યો છે. સામ્યવાદીઓએ જર્મનીના ભયથી રશિયાને સૈનિક દૃષ્ટિએ મજબૂત બનાવ્યું છે.

રશિયાની સામે બ્રિટન, અમેરિકા વિગેરે મૂડીવાદી દેશોએ રશિયાના સામ્યવાદીઓ તરફ ભારે વિરોધ દર્શાવ્યો હતો. પરંતુ જર્મનીના સરમુખત્યાર હેર હિટલરની શત્રુતા તો અનહદ મોટા પ્રમાણમાં હતી. યહૂદીઓ અને સામ્યવાદીઓને મૂળમાંથી ઉખેડી નાંખવા એ એનો આદર્શ હતો, છતાં પોલેન્ડ સામેના યુદ્ધમાં જર્મનીએ ગરજ સમયે આ સામ્યવાદીઓ સાથે મૈત્રી કરીને જગતને આશ્ચર્યમાં નાંખ્યું હતું. દશ વરસ સુધી પરસ્પર હથિયારો ન ઉપાડવાની ૧૯૩૯ ઓગસ્ટની સંધિ હતી. જર્મનો બ્રિટન ઉપર આક્રમણ તરત કરશે એવા ખબરોની જગત ઇંતેજારીથી આશા રાખતું હતું. બ્રિટનની સ્થિતિ બહુજ કઢંગી હતી એ જગત જાણતું હતું. કયી પળે હિટલરનાં ધાડાં ૨૪ માઇલની બ્રિટિશ ખાડી ઓળંગીને સામે પાર બ્રિટનની જમીન ઉપર પગ દે છે, એવી મીટ સૌ માંડી બેઠાં હતાં. રશિયન સરહદ ઉપર જંગી જર્મન સૈન્યો ભેગાં થતાં હતાં, એવી વાતો રેડિયો ઉપર સાંભળવામાં આવતી હતી. પરંતુ એ વાતોને હસી કાઢવામાં આવતી હતી. જગત જાણતું હતું કે, ૧૯૩૩થી જર્મનીના હેર હિટલરનો મુખ્ય આદર્શ રશિયા પરના વિજયનો છે. રશિયા પણ એ બરાબર જાણતું હતું. એણે મોટી તૈયારીઓ કરી રાખી હતી. હિટલરના હાથમાં યુક્રેનના ઘઉંના પાકો અને કોકેસસનું તેલ જલદી ન પડે તેવી ગંજાવર તૈયારીઓ રશિયાએ કરી હતી.

ઓચિંતા જગતને આશ્ચર્ય કરનારા રેડિયોના યંત્રમાં સમાચાર આવ્યા કે, હિટલરે પોતાનાં વિજયી સૈન્યોને રશિયા ઉપર

છોડી મૂકયાં છે. રશિયા ઉપર જર્મનીનાં ભયાનક બૉમ્બર વિમાની ધાડાંઓએ બોમ્બગોળાઓનો શરૂઆતમાં વરસાદ વરસાવ્યો. રશિયાનાં વિમાનગૃહો અને વિમાનીઓને એ વિમાની આક્રમણે સખ્ત નુકશાન કર્યું. રશિયનો આ યુદ્ધ આટલું જલદી અને અકસ્માત આવી પડશે એમ ધારતા નહોતા. જર્મની સામે યુરોપમાં એકજ બ્રિટન ઝૂઝી શકે તેવી સ્થિતિમાં હતું. પણ બ્રિટનનો સાગર ઉપર સંપૂર્ણ કાબૂ હતો. જમીન ઉપર બ્રિટન સાથે જર્મનીને માટે યુદ્ધની શકયતા નહોતી; કારણકે સમુદ્રના પાણીથી ઘેરાયલા બ્રિટન ઉપર આક્રમણ કરવાની હિટલરે મોંઘી યોજનાને અમલમાં મૂકી નહિ; આથી એનાં નવરાં સૈન્યોને કામ જોઈતું હતું, તે કામ રશિયાની સાથે તા. ૨૨મી જૂન ૧૯૪૧ના રોજ યુદ્ધની શરૂઆત કરી હેર હિટલરે આપ્યું હતું. વિજયોથી મદમસ્ત થયેલાં જર્મન સૈન્યોને કામ જોઈતું હતું તે બરાબર મળ્યું.

બે હજાર માઈલના વિશાળ વિસ્તારમાં જર્મનીનાં સૈન્યો રશિયા ઉપર તૂટી પડ્યાં. રશિયન સૈન્યો સારી તાલીમ પામેલાં હતાં, પરંતુ જર્મની જેવી સુંદર અને સુવ્યવસ્થિત વ્યૂહરચના રશિયન સેનાપતિઓ જાણતા નહોતા. અને જર્મનીનાં વિમાનો શ્રેષ્ઠ હતાં, અને તેમની સાણસાના બે પાંખાં શત્રુઓના સૈન્યોની આસપાસ ફેલાવી એને ઘેરી લેવાની વ્યૂહરચના અદ્‌ભૂત હતી. વિમાનો, રણગાડીઓ અને યાંત્રિક ટુકડીઓના સમૂહઆક્રમણની એની પદ્ધતિના મારથી શરૂઆતમાં રશિયાનાં સૈન્યોને પીછેહઠ અને ભયાનક નુકશાની સહન કરવી પડી હતી. જર્મનોએ ભારે ચોકસાઈ અને અગમચેતીથી રશિયન આક્રમણની યોજના તૈયાર કરી હતી. દરેક વસ્તુ, મનુષ્યશક્તિ, દારૂગોળો, તોપો, વિમાનો, રણગાડીઓ અને વાહનો ચાલુ પ્રવાહરૂપે લાંબો વખત સુધી મળે તેવી યોજના એણે અગમચેતી વાપરી તૈયાર રાખી હતી. જર્મનીએ પોતે જે ભારે મહાન કાર્ય ઉપાડયું છે તેનું એને સંપૂર્ણ ભાન હતું; એવીજ મોટી તેની તૈયારીઓ પણ હતી. જર્મનીએ

ચાર મુખ્ય સૈન્યોને ચાર તરફથી આક્રમણો કરવા મોકલ્યાં. (૧) પ્રશિયાથી લિથુઆનીઆમાં. (૨) વૉર્સોથી બ્રિયાનીસ્ટોક તરફ (૩) વૉર્સોથી બ્લોવસ્ક તરફ અને રૂમાનિયાથી બેસારેબીઆ તરફ. એમનું અંતિમ ધ્યેય લેનિનગ્રેડ, મોસ્કો, કીવ અને ઓડેસાનાં મુખ્ય ચાર સૈનિક મથકો લેવાનો હતું. અત્યંત ઝનૂની આક્રમણોથી રશિયનોને એમની સરહદમાં પીછેહઠ કરવી પડી.

રશિયા ઉપરનું જર્મન આક્રમણ અતિશય વીજળિવેગું અને ભયાનક ઝંઝાવાત જેવું હતું. વિમાનોએ એમનાં સૈન્યો ઉપર ભારે તરખાટ ફેલાવ્યો હતો. વિમાનો અને રણગાડીઓની સંખ્યા તથા બળમાં જર્મનો ખૂબ ચડિયાતા હતા. આ સરસાઇથી રશિયનોને ચારે તરફ પીછેહઠ કરવી પડી. જર્મન સૈન્યોની વિજય-કૂચ ચાલુ રહી. રશિયનોની મનુષ્યશક્તિ અને શસ્ત્રાસ્ત્રોની નુકશાની અનહદ પ્રમાણમાં ચાલુ થતી હતી. મિન્સ્ક પાસે મોટું ખૂનખાર યુદ્ધ થયું. રશિયનોની ૨૪ ડિવિઝનોને આ યુદ્ધમાં સખ્ત નુકશાન ભોગવવું પડયું. ફિન્લેન્ડનાં સૈન્યો સાથેનાં જર્મન સૈન્યોએ લેનિનગ્રેડ તરફ ધસારો કર્યો. બીજા સૈન્યે મૂર્માન્સ્કના બંદર તરફ ધસારો કર્યો. જર્મનોની મુખ્ય નેમ રશિયન સૈનિક બળ વિખેરી નાંખી છિન્નભિન્ન કરવાની હતી. ચાર અઠવાડિયાંઓ સુધી રશિયનોને માર ખાઇ પીછેહઠ કરવી પડી. જર્મનોની શ્રેષ્ઠતા એમના સુવ્યવસ્થિત એકતંત્ર નીચેના ઝનૂની આક્રમણમાં હતી. હજી સુધી કોઇ પ્રજા તે ખાળી શકતી નહોતી.

જર્મનોએ મોટી નદીઓ ઉપર એકદમ મજબૂત પુલો બાંધીને ઓળંગવાની વ્યવસ્થા રાખી હતી. બેરેસીના નદી અને નીસ્ટર નદી પાસે એમનો અતિશય સામનો રશિયઓને કરીને આ ગજબનાક આક્રમણના વેગને એમણે મોળો પાડયો હતો. સ્ટેલિન લાઇનની છૂટીછવાઇ કિલ્લેબંધી પાસે જર્મન સેનાપતિ કાઇટલને જરા મુંઝવણ થઇ. રશિયનો સ્ટેલિનની હાકલથી

મરણીયા થઇ લડતા હતા. “ ધીખતી ધરાની ” નીતિ એમણે અમલમાં મૂકીને પીછેહઠ કરતાં સર્વ સળગાવી દેતા હતા. ચોથે અઠવાડિયે જર્મનોએ નવો ધસારો કર્યો. એમણે ત્રણ ઠેકાણે રશિયનોને પાછળ ધકેલવા માંડયા. સ્ટેલિન લાઈનની કિલ્લેબંધીને ત્રણ ઠેકાણેથી તોડી પાડી. રશિયનો માટે જગતની મીટ નિરાશાભરેલી હતી. કયારે તૂટી પડશે તે કાંઇ કહેવાતું નહોતું. રશિયનોને થાક લાગ્યો છે એમ મનાતું હતું. મિન્સ્કથી બેરેસીના નદીને ઓળંગીને જર્મન ધસારો આગળ વધતો હતો.

ડવીના અને નીપર નદી વચ્ચેનો ભાગ જર્મનો ઓળંગી ગયા. હવે જર્મનો સ્મોલેન્સ્ક તરફ ધસ્યા. એમનાં ૨૦૦ વિમાનોએ મોસ્કો ઉપર આગ વરસાવી હતી. દક્ષિણે કીવની તદ્દન નજદિક આવી પહોંચ્યા હતા. યુક્રેનમાં પણ જર્મનો નીસ્ટર નદી ઓળંગીને સામી પાર પહોંચ્યા હતા. આ પીછેહઠોથી છેવટે સરમુખત્યાર હિટલરે વડા સેનાધ્યક્ષનું કામ હાથમાં લઈ બધી યુદ્ધચાલ પોતે ચલાવવા લાગ્યો. જર્મનોના બીજા આક્રમણનું બળ પૂરું થયું હતું. પરંતુ એમણે નવી ૫૦ ડિવિઝનો મંગાવી નવું ત્રીજું આક્રમણ શરૂ કર્યું. રશિયનો પણ નવાં અનામત સૈન્યો મંગાવી મજબૂત સામનો કરતા હતા. ઑગસ્ટની આખરે યુક્રેઇનના જંગમાં વધારે ઝનૂન આવ્યું. યુક્રેઈન રશિયાનો ઘઉંનો ભંડાર છે. એનું ક્ષેત્રફળ ઈટેલી કરતાં પણ મોટું છે. આ સ્થળે જગતમાં સૌથી મોટી નીપર નદી ઉપરના બંધ ઉપર જળવિદ્યુતનું કારખાનું હતું. આ દેશમાં ત્રણ કરોડ રશિયનોની ગીચ વસતિ હતી. કોલસો, લોખંડ પણ આ દેશમાં મોટા પ્રમાણમાં થાય છે. યુક્રેઇનનું આક્રમણ ધીમું પણ સફળ રીતે આગળ વધ્યું.

કીવની દક્ષિણે રશિયનોની હરોળ તોડી જર્મનોએ માર્ગ કર્યો. હવે એમને કાળા સમુદ્ર તરફ ધસવાનો માર્ગ મળી ગયો. જર્મનોએ ક્રીવૉઇરોગનો વિશાળ લોઢાની ખાણોનો પ્રદેશ કબજે કર્યો. પરંતુ

ઉત્તરમાં રશિયનોને સ્મોલેન્સ્ક ખાલી કરી દેવું પડયું હતું, એ મોટી નુકશાની હતી. એક જ જોસદાર ધસારો કરીને શત્રુઓની બે બાજુએ સૈનિક સાણસો ભીડાવવાની પદ્ધતિ આ સ્થળે જર્મનોએ મૂકી દીધી હતી. સ્મોલેન્સ્કનો સંગ્રામ ઉગ્ર અને લાંબો ચાલ્યો હતો. જર્મનોએ બિયાનિસ્ટોક ખાતે, મિન્સ્ક પાસે અને સ્મોલેન્સ્ક પાસે મોટા વિજયો મેળવ્યા હતા. યુક્રેઇનમાં એ આગળ વધ્યો. બે મહિના બાદ એણે લેનિનગ્રેડ ઉપર જબરદસ્ત આક્રમણ શરૂ કર્યું. લેનિનગ્રેડ અને મોસ્કો વચ્ચેનો રેલ્વેવ્યવહાર જોખમમાં આવી પડયો. રશિયનોએ દશ કરોડને ખર્ચે બંધાવેલો નીપર નદીનો મહાન બંધ અને જળવિદ્યુતનું કારખાનું ઉડાવીને પીછેહઠ કરી. રશિયનોએ અનેક શહેરો અને પ્રદેશો ગુમાવ્યા હતા.

જર્મનોનું ત્રીજું આક્રમણ અહીં ખલાસ થયું. અગિયાર અઠવાડિયાં રશિયન યુદ્ધને પૂરાં થયાં હતાં. લેનિનગ્રેડ પાસે રશિયનોએ જબરદસ્ત સામનો કર્યો. લેનિનગ્રેડનો જર્મન ઘેરો ત્રણ વરસ થયાં ચાલુ છે. ફીનોનું સૈન્ય જર્મનો સાથે છે. એને મનાવવાને પાછળથી અમેરિકાના પ્રયત્નોને પણ સફળતા મળી નહોતી. લેનિનગ્રેડ પૂર્વનો માર્ગ જર્મનોએ બંધ કરી દીધો, છતાં લેનિનગ્રેડ ટકી રહ્યું હતું. કીવની દક્ષિણ–પૂર્વે ૧૬૦ માઇલ પર ક્રેમેન્ચેગ પણ જર્મનોએ લઇ લીધું. ખાર્કોવ જે મહાન ઉદ્યોગનું રશિયન ધામ હતું તે તરફ જર્મનોનો માર્ગ ખુલ્લો થયો. જર્મનોને નીપર ઓળંગતાં ઘણા દિવસો લાગ્યા હતા. રશિયનોએ ઉત્તરમાં વિપુરી ગુમાવ્યું હતું. લેનિનગ્રેડને રશિયનો ગમે તેવા ભોગે બચાવવા માગતા હતા. જર્મનોને ડોનેઝના કોલસાના પ્રદેશને કબજે કરી લેવાનો માર્ગ મળ્યો હતો.

રશિયનો સમયસર સખ્ત સામનો કરતા હતા. જર્મનોને જે પહેલાં શરૂઆતનાં અઠવાડિયાંઓમાં વિજયો મળ્યા હતા તે ધીમે ધીમે કઠિન બનવા લાગ્યા. રશિયનોનાં પ્રતિઆક્રમણો

બળવાન થતાં જતાં હતાં. તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૯૪૧ ના રોજ કીવ જર્મનોના હાથમાં પડ્યું. એ મોટું શહેર યુક્રેઈનનું રાજધાનીનું અને રક્ષણનું રશિયન વડું મથક હતું. હેર હિટલરની યોજના શિયાળા પહેલાં વોલ્ગા નદી સુધી પહોંચી જવાની હતી. પરંતુ રશિયન સામનો મજબૂત બનતો જતો હતો. રશિયાની નુકશાની અપરંપાર હતી. પરંતુ એનાં સાધનો પણ અતિ વિશાળ અને અખૂટ જેવાં હતાં. પેરેકોપની સાંકડી પટી ઉપર જર્મનોએ મોટો ભોગ આપી રશિયનો પાસેથી ઝૂંટવી લીધી. જર્મનોએ દૂર દૂર સુધી છત્રી સૈનિકોને ઉતારીને પોતાના કામમાં સહાયતા મેળવી. આ યુદ્ધમાં રશિયનોની ખુવારી અતિશય મોટી હતી. જર્મનોની પણ સખ્ત ખુવારી થઈ હતી.

જર્મનોએ હવે મોસ્કો ઉપર મોટા સૈન્યોથી ધસારા શરૂ કર્યાં. લેનિનગ્રેડમાં રશિયનોનું મોટું સૈન્ય ઘેરાઇ ગયું હતું. મોસ્કોના બચાવનું મોટું સૈન્ય જેને જર્મનો અલગ પાડી નાંખવા માંગતા હતા તે તથા યુક્રેન અને ક્રિમિયામાં લડતાં રશિયન સૈન્યો આ ત્રણેય સૈન્યોને છૂટાં પાડી નાશ કરી અથવા પકડી રશિયાને નબળું બનાવવાનો જર્મનીનો મોટો વ્યૂહ હતો. લેનિનગ્રેડના સૈન્યને તો એણે સફળતા સાથે છૂટું પાડી દીધું. ઓક્ટોબરની અધવચ્ચે મોસ્કો ઉપરનું જર્મન દબાણ ઘણું ભારે થયું. બ્રિયાન્સ્ક અને બ્યાઝમા વચ્ચેનાં રશિયન સૈન્યો ઘેરાઈ ગયાં હતાં. માર્શલ બુડેની–રશિયન સેનાધ્યક્ષે કેટલીક ભૂલભરેલી ગણત્રી કરી, આથી રશિયનોના હાથમાંથી મોટો પ્રદેશ જર્મનોએ ઝૂંટવી લીધો. સૈનિક શક્તિની નુકશાની પણ ઘણી થઈ.

જર્મનોએ મોસ્કોને ઘેરો નાંખ્યો હતો. એમનાં ૧૭ લાખ પાયદળ અને ૪,૫૦,૦૦૦ યાંત્રિક સૈન્યો પાંચ બાજુએથી આ રાજ્યધાનીના શહેરને ઘેરી વળ્યાં હતાં. શહેરનો વ્યવહાર બધો કપાઇ ગયો હતો. જર્મનોએ આ શહેરની આસપાસ ૧૪ હજાર ટેન્કો (રણગાડીઓ) ગોઠવી હતી. રશિયનો પાસે પણ ૧૯ લાખનું

સૈન્ય હતું. મોસ્કો ફરતા ૧૦૦ માઇલના ઘેરાવાના કઠિન બચાવનાં બાંધકામો ભેદીને જર્મનો આગળ નીકળી આવ્યા હતા. સ્ટેલિને હાકલ કરી કે કોઇ પણ ભોગે મોસ્કો બચાવવાનું છે. મોસ્કોથી ૬૦ માઇલની અંદરના ચક્રાવા ઉપર રશિયનો બચાવ કરી રહ્યા હતા. સ્ટેલિને વ્યાઝમા, બ્રિઆન્સ્ક તરફ તાજાં સૈન્યો મોકલ્યાં. સ્ટેલિનને જેમ વધારે નુકશાની થતી હતી તેમ તે વધારે મોટાં શક્તિશાળી સૈન્યો જાદૂગરની પેઠે લઇ આવતો હતો. લેનિનગ્રેડનો મોરચો ભારે શાંત બની ગયો હતો. જર્મનો હવે મોસ્કોનો જય કરવા સર્વ બળ ભેગું કરી રહ્યા હતા. અનહદ નુકશાની સહન કરતું રશિયા અડગ–અચળ રહ્યું. જર્મનોનો હવે વધારે ને વધારે સામનો થવા માંડયો. પરાજયોમાંથી રશિયા યુદ્ધકળા શીખી ગયું હતું. જર્મન યુક્તિઓનોજ એ ઉપયોગ કરવા લાગ્યું હતું.

મોસ્કોનો ઘેરો લંબાયો. જર્મનોએ પોતાનું સમગ્ર બળ એના ઉપર અજમાવી જોયું. પરંતુ રશિયનોએ એનો અદ્દભૂત સામનો કર્યો. મોટાં આક્રમણોને એણે રોકયાં. નુકશાની બંને બાજુએ સખ્ત હતી. બે હજાર માઇલ લાંબી યુદ્ધક્ષેત્રોની લાઇન હતી; તેમાં અનહદ ઝનૂની યુદ્ધો થયા કરતાં હતાં. જર્મનોની શરૂઆતમાં જે વિમાની અને રણગાડીઓનાં વ્યૂહની સરસાઇ હતી ને ધીમી થવા માંડી હતી. છતાં પણ રશિયાના પાટનગર મોસ્કો ઉપરનો જર્મન ઘેરો ઘણો ગંભીર અને જોખમકારક હતો. મોસ્કો આજ પડે, કાલ પડે એવી હાલત હતી. જર્મનોએ બીજા મોરચાઓ ઉપરનું દબાણ ઓછું કરીને બધો ભાર અને શક્તિ મોસ્કો ઉપર ઠાલવ્યાં હતાં. રશિયન સરકારને પોતાનાં દફતરો લઇ દૂરના ભાગમાં રહેવું પડયું, પરંતુ મોસ્કો આગળનો એમનો ટકાવ ભારે શક્તિશાળી હતો. જર્મનો ભારે પ્રયત્નો છતાં એને ભેદી શકયા નહિ. આ ઐતિહાસીક ઘેરો નિષ્ફળ નીવડયો.

ઓકટોબર ૧૯૪૧નો શિયાળો હજી શરૂ થયો નહોતો. મોસ્કોમાં જબરદસ્ત સામનો થતાં જર્મનોએ પોતાનાં બાકીનાં

સૈન્યો કૉકેસસ તરફ મોકલ્યાં. ડૉનેઝ નદીની ખાણ ભારે ફળદ્રુપ છે; ત્યાં ખનીજોની ખાણો પણ ઘણી છે. જર્મનોએ ડૉનેઝ નદીની ખીણના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. જર્મનો રોસ્ટોવ તરફ ધસતા હતા. તેઓએ ટગનરોગ લીધું હતું. સ્ટેલિનોનું મહત્ત્વનું પોલાદનું ઉદ્યોગસ્થાન પણ જર્મનોના હાથમાં ગયું હતું. ખાર્કોવ જેવું મહાન ઔદ્યોગિક મથક પણ જર્મનોના કબજામાં આવી ગયું. સ્ટેલિનોનાં લોખંડનાં કારખાનાંનો રશિયનોએ નાશ કર્યો હતો. ખાર્કોવનાં રણગાડીઓનાં કારખાનાંમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળતા હતા. ઓડેસા ક્રિમિયાનું મોટું બંદર ઘણા માસના ઘેરા પછી જર્મનોના હાથમાં પડયું હતું. રશિયનોએ આ એક વરસના યુદ્ધમાં હજારો ચોરસ માઈલના પ્રદેશો ગુમાવ્યા હતા. એમનાં ઘણાંખરાં મહત્ત્વનાં યુદ્ધમથકો શત્રુઓના હાથમાં ગયાં હતાં. એમની મનુષ્ય શકિતની નુકશાની પણ જબ્બર હતી; છતાં રશિયા ટકયું હતું; એની યુવાની જખમાઈ નહોતી.

જર્મનીના હાથમાં ક્રિમિયા, યુક્રેઈન, વ્હાઇટ રશિયા આવી ગયાં હતાં. ડૉનેઝની ખીણ ઉપર એનો ધસારો ચાલુ હતો. કૉકેસસના દ્વાર રોસ્ટોવ સુધી જર્મન ધાડાં પહોંચ્યાં હતાં. પરંતુ હવે રશિયાની મદદે એનો પરમ મિત્ર શિયાળો આવી પહોંચ્યો. હેર હિટલરે શિયાળા માટે જબરદસ્ત તૈયારીઓ અગમચેતી વાપરીને કરી રાખી હતી; પણ એનાથી દરેક શત્રુઓનો પરાભવ થયો છે એ એ જાણતો હતો. જર્મનોનું ૨૫ થી ૩૦ લાખનું સૈન્ય રશિયા પર આક્રમણ કરતું હતું.



## ૫

# ૧૯૪૨ નું વર્ષ

રશિયનોને શિયાળામાં નવી યુવાની આવી. એમણે જર્મનો ઉપર જોશબંધ આક્રમણ શરૂ કર્યું. જર્મનોનો નવેમ્બર ૧૯૪૧ માં આઝોવના સમુદ્ર ઉપર રોસ્ટોવ તરફનો ધસારો ચાલુ હતો. સેબાસ્ટોપોલની મોટી કિલ્લેબંધી જર્મનોનાં તોપખાનાંએ ભેદી નાંખી હતી, પણ રશિયનો મજબૂતીથી લડી રહ્યા હતા. પૂર્વમાં જર્મનોએ કર્ચ લીધું હતું. કર્ચની સામુદ્રધુની ઓળંગી જર્મન ગરૂડની ચાંચ કોકેસસમાં ખૂંચશે એવાં ચિહ્નો દેખાતાં હતાં. રોસ્ટોવ પણ જર્મનોએ લીધું, પરંતુ તરતજ સમુદ્રની વિજય

ભરતીમાંથી શિયાળાનાં ઓટનાં પાણી આવ્યાં. રશિયન સેનાધ્યક્ષ માર્શલ ટીમોશેન્કોએ જબરદસ્ત શિયાળુ પ્રતિઆક્રમણ શરૂ કર્યું; રોસ્ટોવ લઇ લીધું. જર્મનોને કોકેસસને સલામ ભરવી પડી. રોસ્ટોવથી જર્મનોના આક્રમણને રશિયનોએ પાછું ધકેલીને ૫૦ માઇલ દૂર ટગનરોગ પાસે લઈ આવ્યા. જર્મનોની શિયાળુ પીછેહઠમાં ગભરાટ, મુંઝવણ નહોતાં. રશિયનો અને શિયાળો બંને શત્રુઓ સાથે તેઓ વ્યવસ્થાસર લડતા હતા. એમનામાં પીછેહઠમાં પણ ગભરાટ અને અવ્યવસ્થા નહોતાં. ધીમેથી, મક્કમતાથી અને વ્યવસ્થાસર સામનો કરતા તેઓ પાછા હઠતા હતા.

જર્મન પીછેહઠ બે માસ સુધી લંબાઇ હતી. માર્યુપોલ પાસે તેઓએ લાઇન બાંધી ટકાવ કર્યો. ક્રિમિયામાં પણ જર્મનોએ પીછેહઠ કરી હતી; કેટલાંક ઉપયોગી થાણાંવાળાં શહેરો એમણે મૂકી દીધાં. રશિયનોનું સખ્ત દબાણ ચાલુ હતું. સેબાસ્ટોપોલનો જર્મન ઘેરો ચાલુ હતો; એમાં પણ શિથિલતા આવી ગઈ હતી. ડોનેઝમાં પણ રશિયન પ્રતિઆક્રમણ ચાલુજ હતું. સ્ટેલિનો અને ખાર્કોવને રશિયનોએ ઘેરી લીધાં, પણ જર્મનોને કાઢી શકયા નહિ. ખાર્કોવને ઘેરો ઘાલીને રશિયનો નીપર નદી તરફ આગળ વધ્યા હતા, પરંતુ ત્યાંથી બહુ આગળ રશિયન સૈન્યો વધી શક્યાં નહિ. જર્મનોએ દરેક સ્થળે જબ્બર સામનો કરી એમને અટકાવ્યા હતા. જર્મનો પોતાની નક્કી કરેલી પીછેહઠની લાઇન ઉપર આવી અટકી ચોંટી બેઠા.

મોસ્કો ઉપરનું જર્મન દબાણ ખૂબ ચાલુ હતું; એમના બધા ધસારા મોસ્કોએ નિષ્ફળ કર્યા હતા. છેલ્લું મોટામાં મોટું આક્રમણ જર્મનોએ તા. ૧૬મી નવેમ્બર ૧૯૪૧ના રોજ શરૂ કર્યું. એ ધસારાનો મહાન વેગ ડીસેમ્બર ૧૯૪૧ ની તા. ૬ ઠી સુધી અત્યંત તીવ્ર રહ્યો. નારા નદીની મદદથી રશિયનોએ આ મહાન વેગને થંભાવી દીધો. એને ઓળંગી શકાઇ નહિ, એટલે તેઓ

મોસ્કો પાસે થંભી ગયા. તા. ૬ ઠી ડીસેમ્બરથી યુદ્ધની લગામ જર્મન હાથોમાંથી રશિયન હાથોમાં આવી.

રશિયન શિયાળુ આક્રમણ શરૂ થયું ત્યારે ભૌગોલિક સ્થિતિ આ પ્રમાણે હતી. બરફમાં શિયાળામાં બંધાઈ જતા અને ઉત્તરમાં ફિન્લેન્ડ પાસે આવેલા મૂર્માન્સ્કના રશિયન બંદરે સાથી રાજ્યોની મૂકેલી શસ્ત્રસામગ્રીઓ રશિયાને પહોંચતી હતી. રશિયાને આ સામગ્રીઓ પહોંચતી અટકાવવા જર્મન અને ફીન સૈન્યોએ અતિશય મોટાં આક્રમણો કર્યાં હતાં, પરંતુ મૂર્માન્સ્ક લઇ શકાયું નહોતું. શિયાળો આવતાં આ બંદર અશક્ય હતું; કારણ કે બરફથી ઘેરાયલું હતું. આ બંને સૈન્યોના, લેનિનગ્રેડના ઘેરાનો અંત આણી આ શહેર લેવા માટેના પ્રયત્નો પણ સફળ થયા નહોતા.

મોસ્કો મોરચા ઉપર પણ જર્મનો એ શહેર લઈ શક્યા નહોતા. તા. ૬ ઠ્ઠી ડીસેમ્બરથી શરૂ થયેલા રશિયન પ્રતિઆક્રમણોએ કાલિનિનથી તુલા સુધીની જર્મન ફાચરના ભયને ટાળ્યો હતો. ક્લમેનથી વેલીકીલુકી સુધીનો પ્રદેશ જર્મનોથી સાફ કરી નાંખ્યો હતો. નીચેના ડોનેઝના પ્રદેશમાં ખાર્કોવને રશિયનોએ ઘેરો ઘાલ્યો હતો. દક્ષિણમાં ટગનરોગ સુધી પહોંચ્યા હતા; ક્રિમિયામાં રશિયનોએ કર્ચ લીધું હતું, પણ સેબાસ્ટોપોલનો ઘેરો તોડી શક્યા નહોતા. લેનિનગ્રેડનો ઘેરો રશિયનોના બધા પ્રયત્નો છતાં હજી ઊઠી શક્યો નહોતો. સ્ટાયારૂસા ખાતે ઘેરાઇ ગયેલા આશરે એક લાખ સૈનિકોને હવાઈ માર્ગે સાધન સામગ્રીઓ જર્મનીએ પહોંચાડી હતી, પરંતુ આ સૈન્ય છટકી ગયું હતું. શિયાળુ આક્રમણ તા. ૬ ઠ્ઠી ડીસેંબરથી શરૂ થયું ત્યારપછી ત્રણ માસમાં રશિયનોએ લગભગ નેવું હજાર ચોરસ માઇલના પ્રદેશમાંથી જર્મનોને હાંકી કાઢયા હતા.

હેર હિટલર શિયાળા દરમ્યાન ચૂપ બેઠો હતો. પરંતુ વસંત આક્રમણ માટે એણે ભારે તૈયારીઓ કરી રાખી હતી.

નવી સેનાઓ તાલીમ લઇ તૈયાર બેઠી હતી. શસ્ત્રસામગ્રીઓ, વિમાનો અને રણગાડીઓના મોટા સંગ્રહો તૈયાર રાખવામાં આવ્યા હતા. સેનાધ્યક્ષોના મંડળે નવા આક્રમણની વ્યૂહરચના કરી રાખી હતી. રશિયનો ખાર્કોવ લઇ શકયા નહોતા. તેઓએ પણ તૈયારીઓ કરી રાખી હતી. પરંતુ જર્મનીની તૈયારીઓ અતિ વિશાળ પાયે હતી.

તા. ૧૨મી મે ૧૯૪૨ના રોજ નવું જર્મન આક્રમણ શરૂ થયું. ૨૫૦ માઇલના ટૂંકા મોરચા ઉપર હેર હિટલરે વીસ લાખનું જંગી શસ્ત્રસામગ્રીઓ સહિતનું સૈન્ય ઉતાર્યું હતું. તેઓ શરૂઆતમાં કર્ચ (ક્રિમિયા) ઉપર ત્રાટકયા. એમણે સખ્ત હલ્લો કરી કર્ચ લીધું. રશિયનોએ પીછેહઠ કરી. કર્ચના પતનમાં રશિયનોના એકલાખ સૈનિકો પકડાયાનું જર્મનોએ જાહેર કર્યું હતું.

રશિયન સેનાપતિ માર્શલ ટીમોશેન્કોએ ખાર્કોવ મોરચા ઉપર જર્મનો સામે પ્રતિઆક્રમણ કર્યું હતું. જર્મનીનાં સૈન્યોએ એનું સમર્થ રક્ષણ કર્યું. ટીમોશેન્કો એ લઈ શકયો નહિ; પરંતુ ઇઝયુમ–બાર્વેન્કોવો તરફ જર્મનોએ નવાં સૈન્યો ઉતારી ટીમોશેન્કોનાં સૈન્યોને ફસાવવા નવું આક્રમણ શરૂ કર્યું. આ મોરચા ઉપર જર્મનોએ મોટાં રશિયન સૈન્યો પકડવાનો દાવો કર્યો હતો. ખાર્કોવ જંગમાં રશિયનોએ જર્મનોના જંગી ઝનૂની હલ્લાઓને સહન કરવાની શક્તિ દેખાડી હતી. એ મોરચાનું યુદ્ધ મોળું પડયું હતું. રશિયનો હવે જર્મન આક્રમણપદ્ધતિનો સામનો કરવાનું શીખ્યા હતા.

જર્મનોએ આઠ માસ સુધી સેબાસ્ટોપોલને ઘેરો નાંખ્યો હતો, પરંતુ એની કિલ્લેબંધી તોડી શકાઈ નહોતી. આ કામ હવે એમણે ઉપાડયું. વિમાનો અને મોટી તોપો મારફતે એમણે આ કિલ્લા ઉપર મોટી અગ્નિવર્ષણની પરંપરા શરૂ કરી; આથી ઘેરો ઉગ્ર થયો. ભયાનક હુમલો જર્મનોએ કર્યો. જર્મનોએ તાજાં

એથી અઢી લાખનાં સૈન્યો આ ગઢ જીતવા ઉતાર્યાં હતાં. જર્મનોએ અતિશય મોટી તોપો આ કામમાં વાપરી હતી. પાંત્રીશ માઈલ દૂર રાક્ષસી ગોળો આ તોપ ફેંકી શકતી હતી. રશિયનોએ ચાર મજબૂત કિલ્લેબંધીઓ પર્વતોની ટેકરીઓની આસપાસ મજબૂતી સાથે રક્ષણ માટે ઊભી કરી હતી. એમણે અતિશય ઝનૂનથી આ શહેરનો બચાવ કર્યો; પરંતુ સેબાસ્ટોપોલને બહારથી મદદ મળતી નહોતી. જુલાઈની શરૂઆતમાં સેબાસ્ટોપોલ પડયું.

સેબાસ્ટોપોલનો ઘેરો ઉગ્ર થયો હતો. પરંતુ જર્મનો બીજી બાજુએ ચૂપ બેઠા નહોતા. જૂનની આખરમાં ડોનેઝ નદી ઓળંગવામાં જર્મનો ફત્તેહ પામ્યા હતા. રશિયનોએ એમને નદી પાર જતાં ભારે અટકાવો નાંખ્યા હતા; પરંતુ તે અટકાવો નિષ્ફળ નીવડયા પછી રશિયનોને પરાજય આપી જર્મનો ડૉનેઝના બીજે કાંઠે પહોંચ્યા હતા. રશિયનો પાછા હટતાં ધીખતી ધરાની નીતિનો અમલ કરતા હતા; તેઓ પાછળ ઘાસનું તણખલું પણ રહેવા દેતા નહોતા. જર્મનોએ કુપ્યાન્સ્કનું મહત્વનું રેલ્વે જંકશન લઇ લીધું. રશિયનો પાછા હટતા હતા.

જુલાઈની શરૂઆતમાં જર્મનોનાં અનેક દળો ખાર્કોવથી તે ઠેઠ મોસ્કો પાસેના ઝાટસ્ક સુધીના ૫૦૦ માઈલના લાંબા મોરચા પર રશિયનો ઉપર પુષ્કળ દબાણ ચલાવી રહ્યા હતા. મુખ્ય મથકો એમણે જીતી લીધાં હતાં. એમને કોકેસસમાં ઊતરી તેલના કૂવાઓ લેવા હતા. મોસ્કો–રોસ્ટોવ રેલ્વેમાં ભંગાણ પાડવામાં જર્મનો ફાવ્યા હતા. જુલાઇની તા. ૧૫ મી સુધીમાં વોરોનેઝનો મોટો જંગ શરૂ થયો હતો. રોસ્ટોવ લેવા માટે જર્મનો ખૂબ દબાણ લાવતા હતા. જર્મનો ડૉન નદી ઓળંગી આવ્યા હતા. વોરોનેઝ આગળ રશિયનો ખૂબ ઝનૂનથી લડતા હતા.

જર્મનોનાં જુદાં જુદાં સૈન્યો જુદા જુદા મથકો ઉપર આક્રમણ કરતાં હતાં. એક જગ્યા ઉપર એમને રોકી રશિયનો

ફત્તેહ પામતા એટલે એમનાં બીજાં સૈન્યોના ફાંટાઓ બીજી તરફ લંબાતા હતા. એમનાં યંત્રસિદ્ધ સૈન્યો મોટું નુકશાન કરતાં હતાં અને ભોગવતાં હતાં. રશિયનોનો સખ્ત સામનો છતાં જર્મનોએ ૨૨૫૦ ચોરસ માઈલનો પ્રદેશ પંદર દિવસમાં જીતી લીધો હતો એટલું વીજળિક વેગનું એમનું આક્રમણ હતું.

વોરોનેઝના જંગની ૫૦ માઇલની હરોળમાંથી જર્મનોએ અનેક યુક્તિઓ અજમાવીને એ શહેર લેવાની પ્રાણપણે કોશિશ કરી પરંતુ રશિયનોએ કોઇ પણ ભોગે જર્મનોને આગળ વધવા દીધા નહિ. વોરોનેઝનો બચાવ ઇતિહાસને પાને નોંધાય એવો મહાન હતો. છેવટે એ જંગ શાંત પડી ગયો.

દક્ષિણ-પૂર્વમાં જર્મનોને વધારે ફતેહ મળી. મિલેરોવા સુધી તેઓ પહોંચ્યા હતા. વોરોશીલોવગ્રાડ પણ એમણે લઈ લીધું; રોસ્ટોવ હવે ઘેરાતું હતું. રશિયનોની વ્યૂહરચના દરેક સ્થળે જર્મનોનો સામનો કરવાની નહોતી, પરંતુ માત્ર યોગ્ય સ્થળેજ તેઓ ભારે જંગ ખેલતા હતા; આથી તેઓ વ્યવસ્થિત પીછેહઠ કરતા હતા. જર્મનો આગળ વધતાજ જતા હતા. તેઓ કામસ્કાયા પહોંચ્યા ત્યાંથી નોવોચેરકાસ્ક આવ્યા. જુલાઇ તા. ૨૪ના રોજ રશિયનોએ રોસ્ટોવ પાસે મરણિયો સામનો કર્યો. એની શેરીએ શેરીમાં જંગ જામ્યો. આખરે રોસ્ટોવ પડયું.

હવે જર્મનોએ સ્ટેલિનગ્રેડ ઉપર આક્રમણ શરૂ કર્યું. ડૉન નદી ઉપર રશિયનોએ જબરદસ્ત સામનો કર્યો. દિવસો સુધી જર્મનોને ઊતરવા દીધા નહિ. ભયંકર ખુવારી ખમ્યા છતાં જર્મનો પોતાનું ધ્યેય સિદ્ધ કરતા હતા. રશિયનો યોગ્ય મોરચાઓ ઉપર ભારે મજબૂત સામનો કરી રહ્યા હતા. જુલાઈની આખરમાં ડૉન નદીના ફળદ્રુપ પ્રદેશના ૨૩,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારમાં ત્રણ મોટા જંગો ચાલી રહ્યા હતા. જુલાઇ માસમાં જર્મનોના હાથમાં ડૉનેઝ નદીની કોલસાની ખાણો, લોખંડ વિસ્તારો, ફળદ્રુપ

ખાણો અને કારખાનાંઓ લઈ લીધાં હતાં. વોરોનેઝથી રોસ્ટોવ સુધીની ૨૫,૦૦૦ ચોરસ માઇલની ફળદ્રુપ, ખેતરોથી ભરેલી જમીન એમણે કબજે કરી હતી.

જર્મનોનો ધસારો હવે કૉકેસસ તરફ થયો. રોસ્ટોવ એમણે જીતી લીધુ હતું. એમનું લક્ષ્ય માઇકૉપના તેલના કૂવાઓ, ક્રીસ્નાડોરનાં તેલનાં કારખાનાં અને નોવોરોસિસ્કના નૌકામથક પર હતું. તેઓ દક્ષિણ ડૉન નદી ઓળંગીને નોવોરોસિસ્ક—સ્ટેલિનગ્રેડ રેલ્વે ઉપર પહોંચ્યા. જર્મનોની તાકાત વધી હતી. રશિયનોના મજબૂત સામના છતાં એમના નસીબમાં પીછેહઠ હતી જ. કૉકેસસ વિભાગમાં જર્મનો ખૂબ ઝડપથી આગળ વધતા હતા. રશિયન સૈન્યોની સ્થિતિ ગંભીર અને તકલીફવાળી બનતી જતી હતી. જર્મનો ફાવ્યા. માઇકૉપના તેલના કૂવાઓ અને ક્રશ્નાડોરનાં તેલનાં કારખાનાં ઑગસ્ટની તા. ૨૩મી સુધીમાં જર્મનોના હાથમાં આવી ગયાં હતાં. રશિયનોની સ્થિતિ બગડતી જતી હતી.

ઑગસ્ટની આખરમાં સ્ટેલિનગ્રેડને ઘેરો નાંખવામાં જર્મનો સફળ થયા. સપ્ટેમ્બરથી ઑક્ટોબર સુધી એ ઘેરો લંબાયો. એને લેવાના જર્મન પ્રયત્નો ભગીરથ હતા.

કૉકેસસમાં માઇકૉપના તેલના કૂવાઓ લીધા પછી જર્મનો ગ્રોઝનીના તેલના કૂવાઓ લેવા માટે દોડયા. ૧૯૪૨ના સપ્ટેંબરથી ઑક્ટોબર સુધી ગ્રોઝનીના તેલના કૂવાઓ સુધી પહોંચવા માટે જર્મનોએ ભારે કોશિશો કરી હતી.

સ્ટેલિનગ્રેડનો ઘેરો એ જર્મન—રશિયન યુદ્ધનો મહાન ઐતિહાસિક બનાવ ગણાય છે. સેબાસ્ટોપોલ અને મોસ્કોના ઘેરા પણ મહાન હતા; પરંતુ સ્ટેલિનગ્રેડનો ઘેરો એ પ્રખ્યાત ઘેરાઓથી ક્યાંયે ટપી જાય એવી મહત્તા ધરાવે છે. જર્મનોએ પણ મોસ્કો અને લેનિનગ્રેડના ઘેરાઓ મોળા બનાવી સ્ટેલિનગ્રાડ ઉપર

મુખ્ય મોરચો માંડયો હતો. હવે ત્રણે બાજુએથી સ્ટેલિનગ્રેડને ઘેરી જર્મનોએ હલ્લાઓ ઉપર હલ્લાઓ કરવા માંડયા. રશિયનોને વોલ્ગાની બાજુએથી મદદ મળતી રહેતી હતી. જર્મનો અને રશિયનો માટે સ્ટેલિનગ્રેડનો મોરચો એક મોટા અખતરારૂપે હતો. રક્ષણનીતિ ફાવે છે કે આક્રમણનીતિ ફાવે છે ? આ શહેર વોલ્ગા નદી ઉપર ૨૦ માઇલ લાંબુ પાઘડી પને પથરાયલું હતું. જર્મનો ઉત્તર તરફથી રશિયન બચાવ તોડીને શહેરની અંદર દાખલ થયા. શહેરના મજૂરો ઘરોમાં ભરાઈ લડયા. એકજ ઘર અનેકવાર રશિયનો અને જર્મનોના હાથોમાં જતું આવતું હતું. પશ્ચિમે જર્મનોએ મોટી તોપોનો મારો પણ ચાલુ કરી દીધો. શહેરમાં તો હાથોહાથની ખૂનખાર લડાઈઓ ચાલુજ હતી. એકએક ઘર કિલ્લો બનાવી કારખાનાનાં મજૂરો લડતા હતા. ખુવારી મોટી હતી.

ઓકટોબરના અંતમાં પણ સ્ટેલિનગ્રેડનો ઘેરો ચાલુ રહ્યો હતો. અંદર અને બહાર ખૂનખાર લડાઈઓ ચાલતી હતી. શહેરનો ચોથો ભાગ જર્મનોના હાથમાં આવી ગયો. હિટલરે સ્ટેલિનગ્રેડ જીતી આપવાનું જર્મન પ્રજાને અભયદાન આપ્યું હતું. નવેમ્બર માસમાં પણ સ્ટેલિનગ્રેડ ઉપર છેલ્લો ભયંકર હલ્લો શરૂ કર્યો. નવેમ્બરના ત્રીજા અઠવાડિયામાં જર્મનોનો મહાન શત્રુ શિયાળો બેસી ચૂક્યો હતો. રશિયન પ્રતિઆક્રમણ શરૂ થયું. શિયાળો બેસતાં રશિયાના તાલીમ પામેલા નવા સૈન્યોથી માર્શલ ટીમોશેંકોએ જર્મનોના સાણસાના બંને ફાંટા ઉપર ઘા કરી એમને વાળી નાખ્યાં અને સામો સાણસો અતિશય બળથી ભીડાવ્યો. જર્મન સૈન્યો સ્ટેલિનગ્રેડમાં ઘેરાઇ ગયાં. ત્રણ બાજુએથી એમના ઉપર હથોડાના ઘા પડવા લાગ્યા. જર્મનો મરણિયા થઇ લડતા હતા. વિમાન માર્ગે એમને પૂરતી મદદ મળી શકી નહિ. એ સૈન્ય છૂટી શક્યું નહિ. લાખો જર્મન સૈનિકોને શરણે જવું પડ્યું.

કોકેસસમાં જર્મનોને ગ્રોઝનીના તેલના કૂવા લેવા હતા, પરંતુ એમને સંપૂર્ણ નિષ્ફળતા મળી, પણ એમણે નોવોરોસિસ્કનું બંદર લઇ લીધું. કોકેસસની તળેટીમાં નાલ્ચીક પણ લીધું. જર્મનો ટેરેક નદી ઊતરતાં ખૂંચી ગયા. રશિયનો ભયંકર પ્રહારો ઠોકયેજ જતા હતા. જર્મનોને કોકેસસમાં મોટી નિષ્ફળતા મળી ગઈ.

કાળા સમુદ્રને કાંઠે ટુઆપ્સેના ઊતરતા પહાડો ઉપરથી રશિયનો જર્મનો ઉપર ધા કર્યે જતા હતા. બે વરસથી વિજયો મેળવતા જર્મનો માટે ૧૯૪૨ના છેલ્લા માસો ભયંકર નિવડયા. નોવોરોસિસ્ક અને ટુઆપ્સે વચ્ચે જર્મનોને સખ્ત પરાભવ મળ્યો. ઉત્તર આફ્રિકામાં અને રશિયામાં બંને સમરક્ષેત્રોમાં જર્મનો પરાજયોની પરંપરા અનુભવતા હતા.

ઉત્તર તરફ આગળ ધસતાં રશિયન સૈન્યો સ્ટેલિનગ્રેડથી ૧૦૦ માઇલ દૂર ડૉન નદી ઓળંગીને પાછા હઠવું પડયું. શિયાળો અને રશિયનો બંનેના હાથથી માર ખાતા જર્મનો કયાંયે અવ્યવસ્થામાં પડયા નહિ. એમની પીછેહઠ પણ કળામય હતી, છતાં એમની હાડમારીઓનો પાર નહોતો.



૬

# ૧૯૪૩નું વર્ષ

**રશિયાના** પહેલા શિયાળામાં જર્મનોએ જબરદસ્ત માર ખાધો હતો; બીજા શિયાળામાં એથી પણ મોટા પરાજયો એને મળ્યા. જેટલી કમાણી ૧૯૪૨ના મેથી નવેમ્બર સુધી કરી હતી તે લગભગ બધી રશિયનોએ વ્યાજ શીખે પાછી લઇ લીધી. નકામો લાખ્ખો કસાયલા સૈનિકો અને કરોડો ટન યુદ્ધ-સામગ્રીઓનો ધૂમાડો થયો હતો. રશિયનોએ પણ અનહદ પ્રમાણમાં નુકશાની ભોગવી હતી. એમના ઉપર હજાર હજાર ઘા થયા હતા, છતાં જાણે કાંઇ બન્યું ન હોય તેમ તેમણે વધારે

પ્રમાણમાં બળ, શક્તિ અને યુવાની બતાવ્યાં હતાં. એમનાં નવાં તાલીમ પામેલાં સૈન્યો સંપૂર્ણ શસ્ત્રસામગ્રીઓ સહિત આવી પહોંચ્યાં. માર્શલ ટીમોશેન્કોએ જર્મનોનીજ નકલ કરી પોતાનાં સાણસાના ફણગા જર્મનોની આસપાસ નાગચૂડની પેઠે ભરાવવા માંડયા. સ્ટેલિનગ્રેડ વિભાગમાંથી એમણે જર્મનોને હાંકી કાઢયા. મોસ્કો વિભાગમાં પણ જર્મનોના ઘેરાને શિથિલ કરી પીછેહઠ કરવાની ફરજ પાડી.

ગયા ૧૯૪૧ના શિયાળામાં રશિયન આક્રમણ સ્મોલેન્સ્કની ઉત્તરે ટોરપીઝ સુધી પહોંચી ગયું હતું. એણે ચકાવો બાઇને લેનિનગ્રેડની રેલ્વે આ શિયાળાના આક્રમણમાં કાપી નાંખી. ઝેવ અને વેલુકી બંને મજબૂત જર્મન થાણાં આ આગલા શિયાળામાં રશિયનો લઇ શક્યા નહોતા. રશિયન જનરલ ઝુકોવે આ બંને વચ્ચે ૧૫૦ માઇલના લાંબા મોરચા ઉપર અત્યંત મોટા પ્રમાણમાં આક્રમણો શરૂ કર્યાં. જર્મનોના વ્યવહાર માર્ગોને એનાં સૈન્યોએ કાપી નાંખવામાં સફળતા મેળવી. બીજાં રશિયન સૈન્યો વ્યાઝમા અને સ્મોલેન્સ્ક તરફ અને કુર્સ્કથી ખાર્કોવ તરફ ધસતાં હતાં. ડોન નદીના દશ હજાર ચોરસ માઇલના વિસ્તારમાં જંગી યુધ્ધો ચાલતાં હતાં. રશિયનોએ મિલેરોવા લીધું.

રશિયનોએ મિલેરોવાની ડાબી બાજુએ કામેન્સ્કાયા લીધું. દશ દિવસની અંદર એમણે ૧૦૦ માઇલની પ્રગતિ કરી હતી. એમના હાથમાં ૫૬,૦૦૦ કેદીઓ પકડાયા હતા. રોસ્ટોવ તરફ જર્મન સામનાને તોડી રશિયનોએ કોટેલ્નીકોવો લીધું. રશિયનોએ કોકેસસ ઉપર પણ સૈન્યોની ભીંસ માંડી હતી. ત્યાં પણ જર્મનો પીછેહઠ કરી રહ્યા હતા. ભર શિયાળામાં જાદુનાં પૂતળાંની માફક મોટાં સૈન્યો પેદા કરી રશિયનો ચાર મોટા જંગો લડી રહ્યા હતા; જર્મન સૈન્યોને સાફ કરતા જતા હતા, જર્મન યુદ્ધકેન્દ્રોને જીતી લેતા હતા. રશિયન સૈન્યો ઘોડાપૂર વેગે આગળ વધતાં હતાં.

ડીસેંબર, જાન્યુઆરી, ફેબ્રુઆરીમાં જ્યારે ચારે તરફ બરફનો વરસાદ વરસતો હતો ત્યારે બરફના તોફાનોની વચ્ચે રશિયનો જર્મનોનો મુંઝવીને નાશ કરતા હતા.

રશિયનોની આ પ્રચંડ નાગચૂડમાં જર્મનોનું બે લાખ માણસોનું સૈન્ય સ્ટેલિનગ્રેડમાં ઘેરાયું હતું. બીજું દોઢ લાખનું સૈન્ય ડાનના વળાંક વચ્ચે ઘેરાઈ ગયું હતું. રશિયન આક્રમણો જોશદાર હતાં. એમની વ્યૂહરચના જર્મનોની વ્યૂહરચનાથી આબાદ સરસ નીકળી હતી. પરિણામે રશિયનોને અતિશય સફળતા મળી હતી. રશિયનોના ૧૯૪૧ – ૧૯૪૨ દરમ્યાનના યુદ્ધમાં મોટા પરાજયો થયા હતા. એમનાં ૩૦–૪૦ લાખનાં કેળવાયેલાં સૈન્યો, શસ્ત્રસામગ્રી બનાવવાનાં કારખાનાં, સેંકડો કોલસાની ખાણો, પોલાદનાં કારખાનાં, વીજળી પેદા કરવાનાં મોટાં મથકો, કરોડો ખેતરો, સેંકડો શહેરો, હજારો ગામડાં, રેલ્વેઓ, ઉદ્યોગ ક્ષેત્રો, વિમાની ગૃહો, હજારો વિમાનો, હજારો રણગાડીઓ નાશ પામ્યાં હતાં. પરંતુ મો. સ્ટેલિને અગમચેતી વાપરી માર્શલ બુડેનીના હાથ નીચે અર્ધા કરોડ સૈનિકોનાં મોટાં સૈન્યો કેળવીને તૈયાર કર્યાં હતાં. આ સર્વે મોટી તૈયારીઓ ચૂપકીદીથી એણે કરાવી હતી. એણે યુરલ પર્વતોમાં લોઢા અને કોલસાનાં મોટાં ક્ષેત્રો શોધાવ્યાં હતાં, ત્યાં નવા કારખાનાં હજારોની સંખ્યામાં ઊભાં કર્યાં હતાં. અગાઉ કરતાં બેવડાં વિમાનો, રણગાડીઓ અને દારૂગોળો તૈયાર કરાવ્યાં હતાં; પોતાની લડવાની પદ્ધતિમાં અને વ્યૂહરચનામાં મોટો ચમત્કારિક ફેરફાર કર્યો હતો. હવે પીછેહઠો તેમજ ઘેરાઇ જઇ શરણે આવવાની પ્રવૃત્તિઓ નહોતી.

જાન્યુઆરી ૧૯૪૩માં રશિયનોની આક્રમણશક્તિ પ્રફુલ્લિત બનતી હતી. એમણે ડોન નદી ઓળંગીને રોસ્ટોવ તરફ ધસારો કર્યો. કોકેસસમાં એમના સાણસા ભારે જોસથી પોતાના કાંટાની

[illegible]
જીતી લીધાં. રશિયનોએ મોટા ગોળ ચકાવા લઈ આસપાસના પ્રદેશમાં જર્મનોને ઘેરવા કે પીછેહઠ કરવા ફરજ પાડી. રશિયનોએ વેલિકીલુકીનો કબજો મેળવ્યો. આ પ્રખ્યાત શહેર સૈનિક દૃષ્ટિએ ઉપયોગી છે. એ લીધા પછી સ્મોલેન્સ્ક તરફ રશિયનો ઊતર્યા. પરંતુ જર્મનોએ સામનો કર્યો. રશિયનો નેવેલ લઇ શક્યા નહિ. તા. ૧૭ જાન્યુઆરીના મિલેરોવા લીધું. ત્યાંથી ડોનેઝ ઓળંગીને સૈન્યો આગળ ધસ્યાં. ખાર્કોવ ૬૫ માઇલ દૂર અને કુર્સ્ક ૪૦ માઇલ દૂર રહી ગયાં. રશિયાનાં અનેક સૈન્યો એકબીજાના સહકારથીઆગળ વધતાં હતાં.

ડોનના દક્ષિણ કાંઠે વધતા રશિયનોએ સાલસ્કનું ઉપયોગી મથક લીધું. બીજું ઉપયોગી મથક આર્માવીર પણ લીધું. જાન્યુઆરીની આખરમાં બે લાખનાં જર્મન સૈન્યો સ્ટેલિનગ્રેડમાં ઘેરાઈ ગયાં હતાં તે સાફ થઈ ગયાં. સ્ટેલિનગ્રેડ અજય, સ્થિર અને અડગ થઇને ઊભું રહ્યું. જાન્યુઆરીની આખરમાં માઇકોપનાં તેલનાં ક્ષેત્રો રશિયનોએ પાછાં જીતી લીધાં. વોરોશીલોવ્સ્કનું ધાન્યનું ક્ષેત્ર પણ રશિયનોના હાથમાં આવ્યું. ડૉનનો કિંમતી ધાન્ય પ્રદેશ પણ એમને મળ્યો.

ફેબ્રુઆરી ૧૯૪૩માં જર્મન સેનાધ્યક્ષ ફૉન લિસ્ટ પોતાનાં સૈન્યો સાથે વ્યવસ્થિત રીતે પીછેહઠ કરતો હતો. મીન્સ્ક–નોવોરોસિસ્કના ગામમાં ૭૦–૭૫ હજારનાં જર્મન સૈન્યો ઘેરાઇ ગયાં હતાં. રશિયનોએ બટાઇ લીધું. ઇન્ઝયુમ–બાર્વેન્કોવા, જ્યાંથી ૧૯૪૨નું જર્મન વસંત આક્રમણ હેર હિટલરે શરૂ કર્યું હતું તે પણ રશિયનો વટાવી ગયા. કુપાન્સ પણ એમણે ખોયું; કુર્સ્ક અને ઓરેલ વચ્ચેની રેલ્વે રશિયનોએ કાપી નાંખી. સ્ટેલિનગ્રેડમાં ૩ લાખ જર્મન સૈનિકોની આહૂતી અપાઈ હતી. જર્મનીએ તેનો ત્રણ દિવસ પૂર્ણ શોક પાળ્યો. તા. ૮ ફેબ્રુઆરીના રોજ રશિયનોએ

કુરસ્ક લીધું. બીજે દિવસે બેલ્ગોરોડ જીતાયું. કોકેસસમાં ક્રષ્નાડારનું પતન થયું. ફેબ્રુઆરીના ત્રીજા અઠવાડિયામાં ખાર્કોવ જેવું અતિ મહાન મથક રશિયનોએ જીતી લીધું. ક્રશ્નોગ્રાડ પણ રશિયનોના હાથમાં આવ્યું. પાવ્લોગ્રાડ લીધા પછી રશિયન કૂચ ચાલુ રહી. યુક્રેનના પાટનગર વોરોશીલોવ્ગ્રાડ પણ રશિયનોના હાથમાં આવી ગયું, પણ રશિયનો સ્ટેલિનો લઈ શક્યા નહિ. જર્મનોએ રોસ્ટોવનું મુખ્ય મથક છોડી દીધું, પણ ટગનરોગથી આગળ વધી શક્યા નહિ. નોવોરોસિસ્કનું પ્રખ્યાત બંદર લેવાના અનેક પ્રયત્નો પણ નિષ્ફળ ગયા. ચારે તરફ રણભૂમિઓ, કાદવકીચડ અને વહેતા પાણીથી ભરાઈ ગઈ હતી. જર્મનોએ રશિયનોને અટકાવી દીધા.

માર્ચ માસમાં ત્રણ રશિયન સૈન્યો સ્મોલેન્સ્ક ઉપર ધસ્યાં. એમણે રઝેવનું પ્રખ્યાત સ્થળ પણ લીધું. તા. ૧૨ મી માર્ચના રોજ વ્યાઝમા પણ પડ્યું. આ બંને સ્થળો ખંડેરો બન્યાં હતાં. સ્મોલેન્સ્કનું જર્મનોનું મહાન સૈનિક મથક લેવાના બધા રશિયન પ્રયાસો અને ભોગો નિષ્ફળ ગયા. ચાર ધસારાઓને થંભાવી રાખવામાં જર્મનો સફળ થયા છે. સ્મોલેન્સ્કથી દૂર ૪૦ માઈલના ચક્રાવામાં રશિયન સૈન્યો ફેલાયાં હતાં, પરંતુ જર્મનોએ એમને આગળ વધવા દીધા નહિ. જર્મનોનાં સ્મોલેન્સ્કની આસપાસનાં જબરદસ્ત બચાવનાં બાંધકામો રશિયનો ભેદી શક્યા નહિ. જંગલો અને ઊંડી ખાઈઓથી છવાયલા પ્રદેશો ઓળંગવા મુશ્કેલ બન્યા.

જર્મનોએ હવે વસંતનું આક્રમણ માર્ચની આખરમાં શરૂ કર્યું. પરંતુ એમને આગલા વરસોની પેઠે વિજય મળ્યો નહિ. લેનિનગ્રેડના અને મોસ્કોના બંને મોટા ઘેરાઓ રશિયનોએ શિયાળાના આક્રમણમાં છોડાવી દીધા હતા. રશિયનો શિયાળુ આક્રમણમાં જેમ સ્મોલેન્સ્ક જીતી શક્યા નહિ, તેમ ઓરેલનું મુખ્ય થાણું પણ લઈ શક્યા નહિ. જર્મનોએ વસંત આક્રમણમાં ક્રાસ્નોમેસ્ક અને ક્રામાટોરસ્ક પાછાં લીધાં. નાર્વેન્કોવો અને

લિસિચાન્સ્ક પણ લઈ લીધાં. એમણે આગળ વધીને ડૉનેઝના દક્ષિણ તરફના કાંઠાને પસાર કર્યો. જર્મનોને રેલ્વેની આ ટૂંકા ગાળામાં સારી સગવડ મળી એટલે એમણે રશિયનોને હટાવી ખાર્કોવનું મહાન મથક પાછું લીધું. તા. ૧૫મી માર્ચના રોજ ખાર્કોવ ફરી જર્મનોના હાથમાં ગયું. ખાર્કોવથી એમનું મહાન આક્રમણ આગળ ચાલ્યું. માર્ચની તા. ૨૨ માંએ બેલીગોરોડ પણ રશિયનોએ પાછું ખોયું.

એપ્રિલમાં એમણે ડોનેઝ ઓળંગવાનો ફરી પ્રયત્ન કર્યો. આખા એપ્રિલ માસ દરમ્યાન જર્મનોએ અનહદ મોટા પ્રયત્નો કર્યા; પરંતુ એમનાં સૈન્યોનો રશિયનોએ જ્યાં ત્યાં મોટો સામનો કર્યો. રશિયનોએ એમને ડોનેઝ ઓળંગવા દીધી નહિ. કોકેસસમાં ૫૦ માઈલની નાની પટીમાં જર્મનો નોવોરોસિસ્કના બંદરને પકડી ચોંટી બેઠા. રશિયનોએ એપ્રિલ અને મે માસમાં એ લેવાના પ્રયત્નો કર્યા પણ જર્મનોએ એમને સફળ થાવા દીધા નથી. જર્મનોએ વિમાનો દ્વારા સૈન્યો રક્ષણ માટે ઉતાર્યાં. કોકેસસમાં ફરી ધસવાનું અનુકૂળ ક્ષેત્ર ડોનેઝની પશ્ચિમ તરફનો પ્રદેશ હજી જર્મનોનાં હાથમાં છે. રશિયનોનું આ શિયાળુ આક્રમણ સાડાચાર માસ ચાલ્યું.

મે અને જૂન માસ દરમ્યાન જર્મનોએ ટ્યુનિસિયામાં આક્રમણના હથોડા સહન કર્યા છે, એટલે તેઓએ રશિયા ઉપરનું વસંત આક્રમણ શરૂ કર્યું નથી. બંને પક્ષોએ શાંતિથી તૈયારીઓ અને શસ્ત્રસામગ્રીઓ ભેગી કરવામાં સમય ગાળ્યો હતો. રશિયન મોરચાઓ ઉપર આ બે માસમાં બહુજ થોડાં યુધ્ધો થયાં છે.

તા. ૫મી જુલાઇ ૧૯૪૩ના રોજ જર્મન આક્રમણ ફરી રશિયા ઉપર શરૂ થયું હતું. દશ દિવસ સુધી અતિશય જોશમાં આવ્યા પછી એનું બળ ખૂટી ગયું. હેર હિટલરને સીસીલી પણ સંભાળવું

હતું. જર્મનોનું તા. ૫મી જુલાઈનું આક્રમણ મોળું પડ્યું એટલે રશિયનોનું આક્રમણ ઉનાળાના દિવસોમાંજ શરૂ થયું. પંદર દિવસ સુધી જર્મનોએ આ આક્રમણના બળને ઝીલી લીધું હતું. રશિયનોનાં હજારો વિમાનો અને રણગાડીઓનો નાશ કર્યાનો એમનો દાવો છે, પરંતુ છેવટે જર્મનોની હરોળ ભેદવામાં રશિયનોને ફત્તેહ મળી. રશિયનોએ ઓરેલ લીધું; બેલીગોરોડ પણ પાછું લીધું. રશિયન સૈન્યો તા. ૮મી ઓગસ્ટ ૧૯૪૩ના રોજ ખાર્કોવ પસાર કરીને આગળ વધ્યાં.



૭

# આફ્રિકાનો જંગ

આફ્રિકાના જંગમાં ખૂબ પલટા આવ્યા છે. ૧૯૪૦ના સપ્ટેંબરમાં ઇટેલિયન સરદાર ગ્રેઝીઆની સરહદ ઓળંગીને બ્રિટિશ સોમાલિલેન્ડ, સોલુમ, સીદીબરાની જીતી લઈ મર્સામાતૃ સુધી પહોંચી ગયો હતો: પણ ડીસેમ્બરમાં બ્રિટિશોએ લિબિયામાંથી પાછો કાઢીને દૂર સુધી હાંકી કાઢયો હતો. ૧૯૪૧ના માર્ચમાં માર્શલ રોમેલે જર્મન–ઇટલિયન ફોજોને ભેગી કરીને બ્રિટિશ–ફ્રેન્ચ સૈન્યોને સોલુમને પેલે પાર ધકેલી દીધાં. ફરી ૧૯૪૧ના નવેંબરમાં બ્રિટિશોના સેનાધ્યક્ષ ઓચિન્લેકે જર્મન–ઇટલિયન

સૈન્યોને અલઅઘૈલાની કિલ્લેબંધીમાં ફરી પાછા પહોંચાડ્યા હતા. જાન્યુઆરી ૧૯૪૨માં માર્શલ રોમેલે જબરદસ્ત તૈયારીઓ કરીને બ્રિટિશ–ફ્રેન્ચ–હિંદી સૈન્યોને સજ્જડ ફટકો મારીને બ્રિટિશોને ગઝાલા સુધી પીછેહઠ કરાવી તોબ્રુક પણ લઈ લીધું; ઇજિપ્તની સરહદમાં પ્રવેશ કરીને એલેક્ઝાન્ડ્રિયાથી માત્ર ૫૦ માઇલ દૂર રહ્યા. અલામીન સુધી રોમેલના દળોએ છાવણી નાંખી. ઇજિપ્ત, સુએઝની નહેર અને હિંદ સુધી રોમેલનો ભય પ્રવર્ત્યો હતો. તોબ્રુકનું પતન બે દિવસમાં થયું એ ભેદ હજી પણ ઉકેલાયો નથી. બ્રિટન માટે આ સમય અતિ વસમો અને ભયભરેલો હતો.

બ્રિટિશોએ શસ્ત્રસામગ્રીઓ ભેગી કરવા માંડી હતી. એમને અમેરિકા તરફથી શસ્ત્રસામગ્રીઓ, રણગાડીઓ અને વિમાનોની મોટી મદદ મળી. બ્રિટિશ આઠમી સેનાએ જનરલ મોન્ટગોમરીના વડપણ નીચે પોતાની વિજયકૂચ ૧૯૪૨ના નવેમ્બરમાં આરંભી. આ વિજયકૂચ અત્યંત મોટી અને વિશાળ હતી. એણે જર્મનો અને ઇટેલિયનોને પીછેહઠોની પરંપરા શીખવાડી દીધી. જર્મનો રશિયન યુદ્ધક્ષેત્રને મુખ્ય ગણતા હતા: ત્યાંજ એમની ૮૦ ટકા યુદ્ધસામગ્રી જતી હતી. ૧૯૪૨ના શિયાળામાં જર્મનોને રશિયનોએ ભારે માર માર્યો. આથી એ ધા ઉપર મલમપટ્ટી જર્મનીને કરવી પડી. આફ્રિકાના યુદ્ધ માટે જર્મનો મનુષ્યશક્તિ કે સાધનસામગ્રીઓ પૂરા પ્રમાણમાં મોકલી શક્યા નહિ. આફ્રિકાના મોરચામાં ક્યાંયે જર્મનો ટકી શક્યા નહિ. ભયંકર રણમાં, સખ્ત તાપમાં અને રેતીનાં તોફાનોમાં રોમેલે સેંકડો માઇલની પીછેહઠ અત્યંત વ્યવસ્થાપૂર્વક કરાવી હતી. બ્રિટિશ સૈન્યોને એણે ઠેકાણે ઠેકાણે અટકાવી અત્યંત સાવધાનીથી પોતાના સૈન્યને બચાવ્યું હતું.

આફ્રિકામાંથી રોમેલને પાછો ધકેલવામાં બ્રિટિશ અને અમેરિકન વિમાનોએ અગત્યનો ભાગ ભજવ્યો હતો: ત્યારથી

બ્રિટિશ–અમેરિકન વિમાનોની અને રણગાડીઓની સરસાઈ ચાલી આવે છે. આ આક્રમણની શરૂઆત અલામીન પાસે રોમેલ ખાઇઓ ખોદીને પડયો હતો ત્યાંથી થઇ હતી. બ્રિટિશ આઠમી સેના હવે તૈયાર થઇ ગઈ હતી. રોમેલ પાસે બાર–તેર ડિવિઝનો હતી: બ્રિટન પાસે ૧૦–૧૧ હતી પણ બ્રિટિશોને ચાલુ મદદ મળતી હતી. દશ દિવસની અંદર મોન્ટગોમરીનાં પાયદળ તથા તોપ–ખાનાએ જર્મન બચાવની કિલ્લેબંધીમાં મોટાં ગાબડાં પાડયાં. એ ગાબડાંને બ્રિટિશ રણગાડીઓએ આગળ વધીને વિસ્તાર્યાં; તેની સામે જર્મન રણગાડીઓનો ભયંકર સંગ્રામ થયો, તેમાં ૪૦૦–૫૦૦ જર્મન રણગાડીઓનો ખૂર્દો થયો; આથી રોમેલને પીછેહઠ કરવાની ફરજ પડી. મોન્ટગોમરીનાં બ્રિટિશ સૈન્યોએ એનો પીછો લીધો.

જર્મન દળો અલામીનથી પાછાં હઠતાં ૬૦ માઇલ દૂર ફુકા પાસે સ્થિર થઈ લડવા ઊભાં. રોમેલની પીછેહઠ સુવ્યવસ્થિત હતી. મજબૂત ટુકડીઓ એની પીઠનું રક્ષણ કરી મુખ્ય સૈન્યને આગળ જવાનો સમય આપતી હતી. પછી પોતે પણ લડતા લડતા ઓચિંતા તીવ્ર વેગથી હઠી જતા હતા. માત્ર બ્રિટિશ વિમાનોનું બોમ્બવર્ષણ એમને હેરાન કરતું હતું; પરંતુ એમની કૂચમાં અવ્યવસ્થા આણી શક્યું નહિ. રોમેલે પીછેહઠ કરતાં મોટી તોપોનો નાશ કર્યો હતો. એની પાછળ રણમેદાનની રેતીમાં ગાડાંઓ, મોટરલૉરીઓ, રણગાડીઓ અને બીજા બિનઉપયોગી બનેલા સામાનના અવશેષોના ઢગલા પડયા રહેતા હતા. બ્રિટિશ વિમાનો જર્મન બંદરો તોબ્રુકથી તે ઠેઠ નેપલ્સ સુધી ગોદીઓ, સ્ટીમરો અને વિમાનગૃહો ઉપર આક્રમણો કરતાં હતાં.

ફુકામાં રોમલ ટકી રહ્યો નહિ. એના ઉપર મોટું દબાણ ચાલુ હતું. લિબિયાના રણમાં એણે પ્રવેશ કર્યો. તા. ૮મી નવેંબર ૧૯૪૨ ના રોજ અમેરિકન સૈન્યો ફ્રેંચ–ઉત્તર આફ્રિકામાં ઊતર્યાં હતાં. તેઓ વધારે આગળ વધે તે પહેલાં જર્મનીનાં મોટાં વિમાનોએ

આલ્જિરિયા અને ટ્યુનિસના બંદરમાં જર્મન સૈન્યો ઉતાર્યાં હતાં. એમણે અલ્જિરિયાનો કબજો લઈ ત્યાં અમેરિકનો સામે મજબૂત સામનો કર્યો. જર્મનીના હાથમાં બે ત્રણ મુખ્ય બંદરો આવ્યાં હતાં; આથી ત્યાં સૈન્યો અને શસ્ત્રસામગ્રીઓ મોટા પ્રમાણમાં મૂકીને એ સ્થળે અમેરિકનોનો મજબૂત સામનો કર્યો હતો. આ તરફ રોમેલ પીછેહઠ કરતો કરતો પણ લડયાજ કરતો હતો. પીછેહઠ કરતો રોમેલ સેંકડો માઈલો વટાવીને ત્રિપોલીના ઈટેલિયન શહેરમાં આવી પહોંચ્યો.

તા. ૧૩મી નવેંબરના રોજ રોમેલ સોલુમ, બાર્ડિયા અને તોબ્રુક વટાવી પાછો હઠયો હતો. બેન્ગાઝી જેવા મુખ્ય મથક પાસે પણ એણે રક્ષણયુદ્ધ કરવાનું યોગ્ય ધાર્યું નહિ. તા. ૨૦ નવેંબરના બેન્ગાઝી છોડી તે પાછો હટતો ગયો. વરસાદ ધોધમાર વરસતો હતો તેથી એનો પીછો બરાબર બ્રિટિશ સૈન્યો પકડી શકતાં નહોતાં.

માર્શલ રોમેલ અલઅગૈલા પાસે મજબૂત રક્ષણહરોળ બનાવી હતી; અહીં એ ટકી રહ્યો. મોન્ટગોમરી તા. ૧૩ મી ડીસેંબરના રોજ એના ઉપર આક્રમણ કરવા તૈયાર થયો, પણ રોમેલે ત્યાં યુદ્ધ આપવાને બદલે પીછેહઠ કરવી શરૂ કરી. બ્રિટિશ સૈન્યની પુનર્રચના થઇ ગઇ હતી. એણે કિનારાના માર્ગે આગેકૂચ કરી. રોમેલે પીછેહઠ પાછી શરૂ કરી દીધી. એ જતો હતો તેમ રસ્તાઓ ઉપર સુરંગો બિછાવતો પાછો હટતો હતો. બ્રિટિશ સૈન્યો એ ઉપાડયા પછીજ આગેકૂચ કરી શકતું હતું. અલઅગૈલાથી ૫૦ માઈલ દૂર માટ્રાટિન ખાતે મોન્ટગોમરીએ ચકાવો લઈ જર્મન સૈન્ય ઉપર આક્રમણ કર્યું; પણ તેનો અર્ધો ભાગ ફાંસલામાં આવતાં બચી ગયો. છેવટે રોમેલ પોતાના સૈન્યનો મોટો ભાગ બચાવીને ટ્યુનિસિયામાં બીજાં જર્મન દળો સાથે મળી ગયો.

હેર હિટલરે રશિયન મોરચા ઉપરથી કેટલાંક વધારાનાં સૈન્યો દરિયા માર્ગે અને વિમાન માર્ગે બિઝર્ટામાં ઉતાર્યાં હતાં.

અમેરિકન–બ્રિટિશ સૈન્યોનો સામનો ટ્યુનિસિયામાં ઊતરેલાં જર્મન દળોએ કર્યો. બિઝર્ટાનું સરસ બંદર જર્મનોના હાથમાં આવી ગયું; આથી સીસીલી અને બિઝર્ટા વચ્ચેના ભૂમધ્ય સમુદ્રના રાજમાર્ગ ઉપર જર્મનીનાં વિમાનોએ પ્રભુત્વ જમાવી દીધું. નવેંબરની આખરમાં જર્મન અને અમેરિકનોનાં દળો વચ્ચે રણગાડીઓનું યુદ્ધ થયું. હવે અહીં હવાઇ યુદ્ધો ઘણાં વધી ગયાં હતાં. સાથીરાજ્યો (અમેરિકન—બ્રિટન)ને વધારે હવાઇ મદદ મળતાં એમણે આગળ વધવા માંડયું. એમણે તેબૂર્બા લીધું, પછી માતુર અને ક્રેદ્દાનો પણ લીધાં. જર્મન સૈન્ય સંખ્યામાં નાનું હતું પણ અતિશય ચીવટ અને વ્યૂહરચનાથી લડી એણે સાથીરાજ્યોનાં સૈન્યોને આગળ વધતાં રોકી દીધાં હતાં.

તા. ૨૩મી નવેંબર ૧૯૪૨ના રોજ ડાકરનું બંદર સાથી સૈન્યોની સાથે જોડાઇ ગયું. આ સરસ બંદર મિત્રરાજ્યોને મળ્યું હતું. ઓચિંતા હિટલરે ફ્રાન્સનું નૌકાધામ તુલા લઇ લીધું. આખરમાં ફ્રાન્સનાં ૩ જંગી યુદ્ધજહાજો, બે જંગી બેટલક્રૂઝરો, એક દરિયાઇ વિમાની જહાજ, ૨૫ વિનાશીકાઓ, ૨૬ સબમરિનોએ હેર હિટલરના હાથમાં જવા કરતાં આપઘાત કરવાનું વધારે પસંદ કર્યું અને સાગરમાં ડૂબી ગયાં. ફ્રાન્સના મહાન સાગરમનવારોના કાફલાનો અંત આવ્યો.

સાથી સૈન્યોને મોટી મદદ મળવાથી તેઓ હવે આગળ વધવા માટે યોજનાઓ રચવા માંડયાં. તેમાં યુદ્ધપ્રવૃત્તિઓ ૨૦-૨૫ દિવસ સુધી અટકી રહી, એટલામાં એડમિરલ ડાર્લાનું કોઇ યુવાને ખૂન કર્યું; તેનાં કારણો પ્રકાશમાં આવ્યાં નથી. અમેરિકન સૈન્યો, ફ્રેન્ચ સૈન્યો અને બ્રિટિશ આઠમું સૈન્ય આક્રમણ કરી રહ્યાં હતાં. આઠમા સૈન્યે જાનેવારી તા. ૧૨–૧૩ પછી આગેકૂચ શરૂ કરી: બ્રિટિશ આઠમા સૈન્યે ત્રિપોલી લીધું હતું. ઇટલિની હવે એક ઇંચ જમીન આફ્રિકામાં રહી નહિ.

ફેબ્રુઆરી ૧૯૪૩ માં જર્મનોએ પ્રતિઆક્રમણ શરૂ કર્યું: ફ્રેન્ચો અને અમેરિકનોને થોડી પીછેહઠ કરવાની ફરજ પાડી. ગાફસા એમણે ઝૂંટવી લીધું, પણ તા. ૧૫ માર્ચે ફરી અમેરિકનોએ ગાફસા લીધું. તા. ૧૯ મીએ અમેરિકનોએ અલગતાર લીધું. એમણે એપ્રિલમાં મકનાસી પણ લીધું. મિત્રરાજ્યોનાં પુષ્કળ સૈન્યો હવે આ સ્થળે ભેગાં થયાં હતાં. જર્મનો ભૂમધ્ય સમુદ્રમાંથી હવે મદદ મોકલી શકતા નહોતા. બ્રિટિશોના હાથમાં ડાકર અને બીજાં બંદરો આવતાં એડમિરલ સર કનિંગહામની મનવારોએ એમના વહાણવટાનો ઘાણ કાઢી નાંખ્યો. જર્મનોએ વિમાનો મારફતે મદદ મોકલવાનું શરૂ કર્યું. પરંતુ સાથી વિમાનોએ એ સૈન્યો અને સામગ્રી લાવતાં વિમાનોનો નાશ કર્યો. આથી જર્મનો પાસે દારૂગોળો ખૂટયો. બિઝર્ટા પડ્યું, અલ્જિરિયા પડ્યું, ટ્યુનિસ પણ પડ્યું. જર્મનોનો મુખ્ય સરદાર વોન આર્નિમ પકડાયો; સાથે દોઢ લાખનું જર્મન-ઇટેલિયન સૈન્ય પણ શરણે ગયું. આ જર્મની ઉપર મોટામાં મોટો ફટકો પડયો. એના અજીત સૈન્યનો પણ પરાભવ થઇ શકે છે એ રશિયનોએ સ્ટેલિનગ્રેડમાં સાબિત કર્યું. અમેરિકન-બ્રિટિશ સૈન્યોએ ટ્યુનિસિયામાં એ સાબિત કર્યું છે.



## ૮

# જર્મનીનાં વળતાં પાણી

જર્મનો માટે ૧૯૪૩ની સાલ નશીબવંતી નહોતી. સૌ સ્થળે તેઓના નશીબમાં પીછેહઠ અને પરાજયો હતા. આ સ્થિતિ મટાડવા માટે તેઓ ભગીરથ પ્રયત્નો કરે છે. જર્મનો પાસે હજી ૩૦ થી ૪૦ લાખનું કસાયલું સૈન્ય છે. એમની પાસે યુરોપના ૨૦–૨૫ દેશોનો કબજો છે; તેઓ વિમાનો અને રણ-ગાડીઓની પેદાશમાં પાછળ પડી ગયા છે. એમનાં ચાલુ મોટાં કારખાનાં ઉપર પણ બ્રિટિશ-અમેરિકન વિમાનો અગ્નિવર્ષણ કરી રહ્યાં છે. એમના સબમરિનના અડ્ડાઓ ઉપર પણ ભારે

જોરથી અગ્નિવર્ષણ ચાલુ છે. જર્મનીનાં શહેરો ઉપરાંત સાધનોનો મોટો નાશ થાય છે. ચારે તરફથી જર્મનોની મુંઝવણો વધતીજ જાય છે. તેમની સબમરિનોની સ્ટીમરો ડુબાડવાની શક્તિ પણ સહેજ શિથિલ થઇ છે. જર્મનોને રશિયામાંથી પણ છેલ્લા ૭ માસ થયાં ચારે તરફથી માર પડે છે. એનાં સૈન્યોને હજારો માઇલની પીછેહઠ કરવી પડી છે. યુદ્ધને ચોથું વરસ ચાલે છે. ત્રણ વરસ સુધી વિજયની પરંપરાઓ મેળવ્યા પછી જર્મન સૈન્યો અજીત હોવાની માન્યતા ચાલતી હતી. ચોથા વરસે ટ્યુનિસિયામાં એક લાખ જર્મનો શરણે આવ્યા: સ્ટેલિનગ્રેડમાં પણ મોટી સંખ્યામાં જર્મન સૈનિકો શરણે આવ્યા: એટલે જર્મનો અજીત છે એ શ્રદ્ધા નાશ પામતી જાય છે. જર્મન સૈનિકો શૂરા, મરણિયા, પોતાને હોમનારા, કળા અને વ્યુહ પ્રમાણે લડનારા છે: પણ અજીત નથી.

આફ્રિકામાંથી જર્મનોની પગદંડી બિલકુલ નીકળી ગઇ એટલે ભૂમધ્ય સમુદ્રનાં સેંકડો સારાં બંદરો સાથીરાજ્યોના હાથમાં આવ્યાં.

આફ્રિકન કિનારાનાં બંદરો ગુમાવ્યાથી ધરી રાજ્યોને ભારે નુકશાની ભોગવવી પડી છે. તેઓ ફ્રાન્સ, ઇટલી અને બેલ્જિયમના સબમરિનના અડ્ડાઓ અને વિમાની મથકોથી બોમ્બર વિમાનો મોકલી સાથી રાજ્યોના વહાણવટાને મોટું નુકશાન જરૂર કર્યું. પરંતુ સાથી રાજ્યોએ પણ સબમરિનો ઉપર ચાંપતી દેખરેખ રાખી.

સાથી રાજ્યોનો આફ્રિકામાં વિજય થયો એટલે એમને યુરોપમાં ક્યાં ઊતરવું તે પ્રશ્ન થઇ પડયો. જ્યાં બચાવનું કામ નબળું હોય ત્યાંજ નવો મોરચો કરી શકાય પરંતુ તે ચકાસીને કયે સ્થળે લાખો માણસોને સ્ટીમરો મારફતે ઉતારવા એ પ્રશ્ન હજુ નિર્ણિત થયો નહતો. પરંતુ આ નિર્ણય થાય તે પહેલાં

કાંઇ કરવું જોઇએ, એટલે સાથી રાજ્યો ઇટલીના બેટો લઈ લેવાના નિર્ણય ઉપર આવ્યાં. એના માટે પણ એમણે જબરદસ્ત તૈયારીઓ કરી. પ્રથમ પેન્ટેલેરિયા અને બીજા નાના બેટો સહેલાઇથી લઇ લીધા. પેન્ટેલેરિયાનું ઇટલિયન સૈનિકોએ સારી રીતે રક્ષણ કર્યું હતું પરંતુ પીવાનું પાણી ખૂટયું એટલે ઇટલિયન સૈન્ય શરણે આવ્યું. લેમ્પેડુસા ટાપુ પણ શરણે આવ્યો.

મિત્રસૈન્યોએ તે પછી સીસીલીના ટાપુ ઉપર આક્રમણ કર્યું. સીસીલીનો ટાપુ ઇટલીના પ્રદેશથી માત્ર ૫–૬ માઇલ દૂર છે; એમાં સારાં બંદરો છે. મેસિનાની સામુદ્રધુની અને ઇટલી વચ્ચે માત્ર ૨। માઇલનું અંતર છે.

મિત્રરાજ્યોએ પોતાની ફોજો બે હજાર સ્ટીમરોમાં પ્રથમ સીસીલીના દરિયા કાંઠે ઉતારેલ હતી. સવાલાખ સૈનિકો અને શસ્ત્રસામગ્રીઓ, વિમાનો તથા સાગરમનવારોના સંરક્ષણ નીચે તે ફોજો સીસીલીમાં ઊતરી પડી. જર્મનો લગભગ ૫૦ હજાર અને દોઢ લાખ ઇટલિયન સૈનિકો ત્યાં હોવાનો અડસટ્ટો હતો. ધીમે ધીમે સાથી સૈન્યો આગળ વધતાં ગયાં. એક પછી એક શહેરો એમના હાથમાં આવતાંજ ગયાં. ઉત્તર તરફથી અમેરિકન સાતમી ફોજ ધસી. એની પાસે વિમાની આક્રમણશક્તિ ખૂબ હતી. વચ્ચમાં કેનેડિયનોની ફોજ આક્રમણ કરતી હતી કિનારાના કેટાનીઆના વિભાગમાં આઠમી સેના લડી હતી. કેટાનીઆમાં જર્મનો જબરદસ્ત કિલ્લેબંધી કરી પડયા હતા. દસ–બાર દિવસના સખ્ત યુદ્ધ પછી આ બંદર આઠમી સેનાએ લીધું. અમેરિકન સેનાએ ઑગસ્ટમાં ટીકારા, ત્રપાની, સીફાળો વગેરે બંદરો લીધાં. કુલ ૧ લાખ સૈનિકો સાથી રાજ્યોએ પકડ્યા. આમાં મોટો ભાગ ઈટલિયનોનો હતો. જર્મનો પર્વતોમાં અત્યંત બળવાન કિલ્લેબંધી બનાવીને લડયા પરંતુ ઇટલીનો આ મુખ્ય ટાપુ મિત્ર સૈનાઓના કબ્જામાં આવ્યો.

સીસીલી પછી સાર્ડિનિયાનો બેટ સાથી રાજ્યોએ લઇ લીધો. સીસીલી જીતાતાંજ ઇટેલી ઉપર આક્રમણ થવાની ઘડિયો ગણાવા લાગી. પરંતુ આક્રમણ થાય તે પહેલાંજ ઇટેલીમાં ધરતીકંપ થયો. ઇટેલીમાં ૨૧ વરસ થયાં સર્વસત્તાધારી અને ફેસિસ્ટ પક્ષના વડા સીનોર મુસોલિનીને રાજકારણમાંથી નિવૃત્ત થવું પડયું.

સીનોર મુસોલિનીને રોમના મહાન વિજેતા જ્યુલિયસ સીઝરના પગલે ચાલી આફ્રિકામાં ચક્રવર્તિ રાજ્ય સ્થાપવું હતું. હવે એનાં બધાં સ્વપ્નાં નષ્ટ થયાં. ફેસિસ્ટ પક્ષ અને તેના અગ્રણી મુસોલિનીનું પતન થયું.

સૌની ધારણા હતી કે, ઇટેલી પણ ઝાઝો સમય ટકી શકશે નહિ. માર્શલ બેડોગ્લીઓ વડોપ્રધાન બન્યો, પરંતુ ઇટેલીમાં ખૂબ ગરબડ થઇ. ચારે તરફ હડતાળો પડી, એનું અર્થશાસ્ત્ર પણ વીખેરાઇને બગડતું ગયું. ઇટેલી ઉપર જર્મનોનો પણ મોટો કાબૂ એનાં સૈન્યોને લીધે હતો. હવે બીજી તરફ સાથી રાજ્યોની પણ પૂરી ભીંસ હ. બે પથ્થર વચ્ચે એ સપડાયું, પરંતુ એ લાંબુ ટકી શકે એવી આશાના સ્વરો કયાંયથી પણ સાંભળ્યા નહોતા. એનો વહિવટ જર્મની સંભાળે તે કદાચ શકય નથી. પરંતુ સાથી-રાજ્યોએ એનું શરણું વગર શરતે સ્વીકાર્યું હતું; તેઓની ઇચ્છા પાછળથી પૂરી થઇ. જો ઇટેલી શરણે ન આવે તો એના ઉપર જોશબંધ અગ્નિવર્ષણ ચાલુ રહેવાની ધમકી સાથીરાજ્યોએ આપી. ઇટેલીનું પતન થયું અને તે મિત્રરાજ્યોને શરણે આવ્યું.

રશિયાએ શિયાળુ આક્રમણમાં જર્મન સૈન્યોને પીછેહઠ કરાવીને ડૉન અને ડોનેઝની ખીણમાં હાંકી કાઢયા હતા. ખાર્કોવ સુધીનો પ્રદેશ એમણે જર્મનો પાસેથી ઝૂંટવી લીધો હતો. આની સામે હેર હિટલરનાં સૈન્યોએ તા. ૫ મી જુલાઇના રોજ પ્રતિ-આક્રમણ કરી રશિયન સૈન્યોને પાછાં હઠાવ્યાં હતાં. જર્મનોએ

બેલ્ગોરોડની બાજુએથી આક્રમણ શરૂ કર્યું હતું. લાલસેના ઉપરના જર્મન દબાણને હળવું બનાવવા માટે બ્રિટિશ–અમેરિકન સૈન્યોએ સીસીલીમાં ઊતરીને જર્મનોના બળને પોતા તરફ વાળવાનું શરૂ કર્યું હતું. મોસ્કો તરફ દોટ મૂકવાની જર્મન બાજી રશિયન સૈન્યોએ નિષ્ફળ બનાવી દીધી. જર્મનોએ મોટી તૈયારીઓ કરી રણભૂમિની સરહદ વિસ્તારી ૧૬૦૦ માઇલ લાંબી બનાવી હતી. લાલસેનાએ બરાબર સામનો કરી ભયંકર ઝનૂની યુદ્ધો ખેલ્યાં હતાં. આ યુદ્ધોમાં મનુષ્યશક્તિના સહકારમાં વિશેષ પ્રમાણમાં રણગાડીઓ અને વિમાનો ઉતારવાનો નવો વ્યૂહ બંને પ્રતિપક્ષીઓ તરફથી શરૂ કરવામાં આવ્યો હતો. રશિયન સૈન્યોમાં મોટી ફાચરો મારવામાં જર્મનો સફળ થયા હતા. પરંતુ જર્મન ફાચરોને વિસ્તૃત કરવાનો અવકાશ રશિયનોએ આપ્યો નહિ. ઑગસ્ટ દરમ્યાન એ જર્મન ફાચરોને તોડી નાંખવા અને ખલાસ કરવાના રશિયન પ્રયત્નો જોર પકડતા ગયા.

રશિયનોએ જુલાઇ–ઑગસ્ટ માસમાં પોતાનું આક્રમણ વિસ્તારવા માંડયું હતું. એમણે આ કામ માટે પચાસ લાખ સૈનિકો તૈયાર રાખ્યા હતા. રેલ્વે તથા લૉરીઓનો મોટો જમાવ કર્યો હતો. રશિયનોએ આ આક્રમણ માટે ભગીરથ તૈયારીઓ કરી હતી. જર્મનોને અને જગતને ઉનાળાના મહાન રશિયન આક્રમણનો કાંઇ ખ્યાલ નહોતો. સ્ટેલિને ૧૮ થી ૪૫ વરસના અર્ધો કરોડ રશિયન સૈનિકો સાઇબીરીઆમાં ભેગા કરી એમને યુદ્ધની તાલીમ આપી હતી. એના યુક્રેઇન પ્રાંતના લાખો ઘઉંનાં ખેતરો જર્મનોના હાથમાં પડયાં હતાં. સ્ટેલિને રશિયાના વિશાળ એશિયાઇ સામ્રાજ્યમાં અનાજના મોટા પાકો તૈયાર કરાવવા માટે વિશાળ ખેતીની યોજના અમલમાં મૂકી દીધી.

ડૉનનાં ખાણમાં પોલાદનાં કારખાનાં, લોઢાની ખીણો સર્વ જર્મન આક્રમણ દરમ્યાન નાશ પામ્યાં હતાં. સ્ટેલિને દશ લાખ

કારીગરોને યુરલ પર્વતમાં અને સાઇબીરીઆમાં વસાવીને ફરજાશે નવાં કારખાનાં, રણગાડીઓ, વિમાનો, તોપો અને બંદૂકો બનાવવાના અથાગ પ્રયત્નોથી ઊભા કરી દીધાં. સ્ટેલિનોનાં મોટાં રણગાડીઓનાં કારખાનાં નાશ પામ્યાં હતાં. ખાર્કોવનાં વિમાનોનાં કારખાનાં પણ નાશ પામ્યાં હતાં. સ્ટેલિને કોઇ મોટી આસુરી શક્તિને સંયુક્ત કરીને એનાથી પણ વધારે પેદાશ કરનાર કારખાનાં ઊભાં કર્યાં. નીપર ઉપરના વીજળીના મોટા કારખાનાના નાશ પછી એણે એવાં જ બીજાં શક્તિ મેળવ-વાનાં કારખાનાં ઊભાં કર્યાં.

તા. ૫ મી જુલાઇથી શરૂ થયેલું જર્મન આક્રમણ બેલીગોરોડ સુધી પહોંચ્યું. જર્મનોએ ખાર્કોવ ફરી રશિયનોના હાથમાંથી છીનવી લીધું. લાલસેનાએ આ જર્મન આક્રમણને તા. ૧૫ જુલાઈ સુધી મોળું પાડી દીધું. તા. ૧૫ જુલાઇથી એમણે આગેકૂચ કરી. ઑગસ્ટ માસમાં રશિયનોના બળનો વિકાસ થવા માંડ્યો. એમણે જર્મન સૈન્યો ઉપર ફટકા મારવા માંડયા. જર્મન સૈન્યોએ મારેલી ફાચરોનો નાશ કરવાનું કામ રશિયન સૈન્યોએ પ્રથમ શરૂ કર્યું. ઑગસ્ટ દરમ્યાન ઘણીખરી ફાચરોને એમણે સાફ કરી નાખી. ત્રણ બાજુએથી એમનાં સૈન્યો આગળ ધસવા માંડયાં.

ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં જર્મનોને સ્ટેલિનગ્રેડથી ૨૫૦ માઇલ લાંબો અને ૧૫૦ માઇલ પહોળો પ્રદેશ રશિયનોએ ખાલી કરવા ફરજ પાડી. કોકેસસમાં ૧૦૦ માઇલની કિનારાની પટીમાં જર્મનો ચીટકીને બેઠા હતા તે ખાલી કરાવી શકયા નહિ. નોવરોસિસ્કનું બંદર પણ રશિયનો અનહદ તોપમારો કર્યા છતાં પાછું લઇ શકયા નહિ. પરંતુ એમણે સપ્ટેંબરમાં આગેકૂચનું કામ ચાલુ રાખ્યું. રશિયનોના મોટા હથોડા હવે નોવરોસિસ્કને મૂકીને બીજી તરફ પડવા લાગ્યા. લાલસેનાએ ઓરેલનું અગત્યનું

જર્મનીનાં વધતાં પગલાં

જર્મનીએ જીતેલો અને જર્મન-અંકુશવાળો પ્રદેશ
જર્મનીએ જીતીને પછી ગુમાવેલો પ્રદેશ
જર્મનીના સંબંધી દેશો
તટસ્થ
જર્મની ૩જી સપ્ટેમ્બર-૩૯

૧. ઇટાલી } જર્મન અંકુશ
૨. ફિનલૅન્ડ } વાળા દેશો

જીતેલા દેશો →
૧ પોલૅન્ડ
૨ હૉલૅન્ડ
૩ બેલ્જીયમ
૪ લક્ઝમબર્ગ
૫ ફ્રાન્સ
૬ ડેન્માર્ક
૭ નૉર્વે
૮ સ્લાવકીયા
૯ યુગોસ્લાવીયા
૧૦ ગ્રીસ.ક્રીટ
૧૧ આલ્બેનીઆ
૧૨ લીથુઆનીઆ
૧૩ લેટવીઆ
૧૪ ઇસ્ટોનીઆ
૧૫ રશિયન પ્રદેશ યુક્રેન કોકેસસ વ.

૩ હંગેરી
૪ રૂમાનીઆ
૫ બલ્ગેરીઆ

આઇસલૅન્ડ
ગ્રેટ બ્રીટન
તટસ્થ આયર
લેનીનગ્રાડ
મોસ્કો
સ્ટેલીનગ્રાડ
ગ્રોઝની
સ્પેન
તૂર્કી
આફ્રિકા
ક્રીટ
ટંગી

મથક જર્મનોને ખાલી કરવાની ફરજ પાડી. બેલીગોરોડ પણ લીધું. આ યાદગાર વિજયો હતા. જર્મનોનાં પ્રખ્યાત પાન્ઝર સૈન્યોને રશિયનોએ શિકસ્તો આપીને પાછાં હઠાવી દીધાં. રશિયનોએ જર્મનીની વ્યૂહરચના પોતાની કરી લીધી. એમણે વધારે પ્રમાણમાં કારખાનાં ઊભાં કરીને વિમાનોમાં જર્મનો સાથે સરસાઈ મેળવી. વિમાનોના મોટા ઉત્પાદનની યોજના અમલમાં મૂકી બળવાન જર્મન સૈન્યોને મારી હઠાવવાની શક્તિ રશિયનોએ કેળવી હતી.

લાલસેનાના વિજયનું બીજું અગત્યનું રહસ્ય રણગાડીઓની મોટી તૈયારીઓ હતી. આવા વ્યાપક યુદ્ધમાં રશિયનોએ દરરોજ ૧૫૦ થી ૨૫૦ રણગાડીઓની નુકશાની પૂરી પાડવાની સગવડ કરી હતી. દરરોજ ૧૫૦ થી ૨૦૦ વિમાનોની નુકશાની પૂરી પાડવા માટે રશિયનોએ જંગી તૈયારીઓ કરી રાખી હતી. જર્મનોએ પ્રથમ આવા વિશાળ આક્રમણોની શરૂઆત કરી હતી, પરંતુ એમના આવા જબરદસ્ત ચાલુ અને જરાપણ અટક્યા વિનાનાં આક્રમણો બે માસથી વધારે મુદત સુધી ચલાવી શકતા નહોતા. પરંતુ રશિયનોએ વિશેષ શક્તિ બતાવી. આ ઉનાળુ આક્રમણને પાંચ માસ સુધી લંબાવ્યું. આખા જગતમાં એ અદ્વિતીય આક્રમણની વિશાળતાની, ઝનૂનમાં, શસ્ત્ર સામગ્રીઓના ખર્ચમાં મનુષ્યશક્તિના સંહારમાં હજી સુધી ક્યાંયે હરીફાઈ થઈ શકી નથી. હજારો માઈલનો પ્રદેશ રશિયનો આ આક્રમણને અંગે જીતી શક્યા છે. જર્મનોની વ્યૂહરચનાની પદ્ધતિ શત્રુ સૈન્યોને એક ઠેકાણે રોકી રાખી બીજે ઠેકાણે સાણસાના બે ફાંટા લંબાવીને આગળનાં સ્થળો જીતી લેવાની કળા પણ તેઓ જર્મનો પાસેથી શીખ્યા છે. જર્મનો એ કળામાં આગળ વધ્યા હતા. પણ રશિયન આયુધો જર્મનોથી પણ વધારે બળવાન માલૂમ પડ્યા.

જર્મન સૈન્યોએ પણ નવી યુદ્ધકળાનો વિકાસ કર્યો. અત્યારસુધી એમણે આક્રમણવ્યૂહમાં સરસાઈ મેળવી હતી,

પરંતુ હવે એમણે રક્ષણ વ્યૂહનીતિને શાસ્ત્રીય રીતે કેળવી છે. જર્મનોએ પીછેહઠમાં શત્રુઓના માર્ગમાં સેંકડો વિઘ્નો ઉપસ્થિત કરી પોતાનાં સૈન્યોને મોટે ભાગે સહિસલામત ખેંચી લેવાની સૈનિકનીતિને શાસ્ત્રીય રીતે સંપૂર્ણ બનાવવાની કોશિશ કરી. તેઓના સૈનિક સત્તાવાળાઓને જ્યારે લાગે છે કે, રશિયનોના મહાભારત આક્રમણ સામે એમની તૈયાર કરેલી મજબૂત કિલ્લેબંધીવાળું શહેર ટકી શકે તેમ નથી ત્યારે તેઓ પોતાની એક ડિવિઝન [૧૫ હજાર ચુનંદા સૈનિકો]ને સામનો કરવાનું કામ સોંપી પોતાનું ઘણુંખરું સૈન્ય એ સ્થળેથી પાછું ખેંચી લઇને બીજા પાછળના તૈયાર રાખેલ મોરચા ઉપર ગોઠવવા મોકલી દે છે. પર્વતો, જંગલો, ખાઇઓ, કબરવાળી જમીન જેવા અગમ્ય પ્રદેશના કુદરતી બચાવોના સરસ સૈનિકવ્યૂહ નીચે રક્ષણ કિલ્લેબંધી જર્મન એંજિનિયરો આગળ પાછળ તૈયાર કરી રાખે છે.

ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં રશિયનોનું એક સૈન્ય સ્મોલેન્સ્ક તરફ આગળ વધતું હતું; બીજુ મોટું સૈન્ય બ્રિયાન્સ્ક તરફ આગળ કૂચ કરતું હતું. ડૉનની ખીણમાં પણ સખ્ત આક્રમણો ચાલુ હતાં. અતિશય વિશાળ પ્રમાણમાં બંને તરફ યાંત્રિક યુદ્ધો થતાં હતાં. પરંતુ જર્મનો સાથે રશિયનોએ યાંત્રિકશક્તિ અને મનુષ્યશક્તિમાં સરસાઇ મેળવી હતી, આથી જર્મનોને ધીમી પણ ચોક્કસ પીછેહઠ કરવાની ફરજ પડતી હતી. હવે જર્મનોનાં સૈન્યો ટકી શકતાં નહોતાં. ચારે તરફથી એમના ઉપર માર પડતો હતો. જર્મનો એક જગ્યા ઉપર રશિયનોને અટકાવતા હતા, એટલામાં રશિયનોનાં બીજાં બે–ત્રણ નવાં સૈન્યો જુદી જુદી નવી દિશાઓમાં આક્રમણો શરૂ કરી જર્મનોને ઘેરવા માટે કોશિશ કરતાં હતાં. આવો ઘેરાવો દૃઢ થાય તે પહેલાં જર્મનોને એ કિલ્લેબંધી મૂકીને છટકી જવું પડતું હતું. સપ્ટેંબર માસ દરમ્યાન જર્મન સૈન્યો ડૉન નદીની ખીણમાં સપડાઈ ગયાં હતાં. પણ ચાલાકીથી છૂટાં થઈ મૂળ સૈન્ય સાથે મળી ગયાં. ઈંચે ઈંચ જમીન

માટે જર્મનોએ ઝનૂનથી લાલસેના સાથે યુદ્ધ કર્યું. લાલસેનાના વિજયો નક્કર હતા પણ અતિશય મોટા ભોગો માંગતા રહ્યા હતા.

સપ્ટેંબર–ઓક્ટોબર માસમાં ઉપરની રીતેજ જર્મનોની પીછેહઠ ચાલુ રહી હતી, પરંતુ ઓક્ટોબરમાં જર્મનોની શક્તિનો વિકાસ દેખાયો. તેઓ પીછેહઠ જોશથી કર્યે જતા નથી પણ સામાં પ્રતિઆક્રમણો કરે છે. રશિયનોનાં સૈન્યોને પોતાનું સ્વત્વ સંભાળતા પણ અત્યંત મુશ્કેલીમાં નાંખી દે છે; એમની આગેકૂચને અટકાવી દે છે; છતાં હજી વિજયકૂચ તો રશિયન સૈન્યોનીજ ચાલુ હતી. ઓક્ટોબર દરમ્યાન રશિયનોએ શરૂઆતમાં મોટા વિજયો મેળવ્યા હતા. હજારો ગામડાંઓ કસ્બાઓ, શહેરો અને કિલ્લેબંધીઓ એમણે જર્મનોના હાથમાંથી છોડાવી હતી. જર્મનો પીછેહઠ કરતા અતિશય મોટું નુકશાન કર્યે જાય છે. તેઓએ ધીખતીધરાની ભાંગફોડ અને બાળી નાંખવાની રીતનો અખત્યાર કર્યો છે. એમણે રશિયાની જમીન ખંડેર જેવી કરી નાંખી છે. શહેરો, ગામડાં અને કસ્બાઓના ઠેકાણે હવે નરદમ ભીંતડાંજ નજરે પડે છે. અર્ધા સપ્ટેંબરથી અર્ધા ઓક્ટોબર સુધી લાલ સેનાએ ભારે ઉપયોગી મથકો મેળવવાના મોટા વિજયો પ્રાપ્ત કર્યા છે. એમણે ખાર્કોવ, ટગનરોગ, ક્રિષ્નોગ્રાડ, સ્ટેલિનો, કોનોટાપ વિગેરે મુખ્ય શહેરોની કિલ્લેબંધીઓ ભારે પરાક્રમથી જીતી લીધી છે. જર્મનોને બ્રિયાન્સ્ક પણ ખાલી કરવું પડેલ છે; ગ્રેઝની પણ લીધું છે. રશિયન સૈન્યો ઉનાળુ આક્રમણમાં નીપર નદી તરફ પણ આગળ વધ્યાં. રશિયનોનાં ત્રણ સૈન્યો કીવ (યુક્રેઇન) તરફ ધસ્યાં હતાં. કીવને ઘેરો ઘાલ્યો હતો. નોવોરોસિસ્કનું બંદર છેલ્લા ત્રણ માસ થયાં રશિયનોના આક્રમણોને વિફળ કરી રહ્યું હતું. ભગીરથ પ્રયત્નો કરી સોવિયેટ સૈન્યોએ આ મોટું મથક અને બંદર પણ લઇ લીધું.

ઓક્ટોબર–નવેમ્બર દરમ્યાન રશિયનોની વિજયકૂચ જરા મોળી પડી નહિ. જર્મનોના પ્રતિઆક્રમણોનું જોર વધતું જ

ગયું; છતાં રશિયન સૈન્યો પણ નવી યુવાની પ્રાપ્ત કરે છે. એમનાં હજી નવાં નવાં સૈન્યો ફૂટી નીકળે છે, પણ જર્મન સામનો વધતો જાય છે. ઓકટોબરની મધ્યમાં આ પ્રદેશમાં ભારે જોશથી વરસાદ વરસવો શરૂ થયો. ચારે તરફ જમીન ખાબોચિયાં, કાદવ અને ચીકણી માટીથી ભરાઈ ગઈ, છતાં લાલસેનાઓ એવા ભયંકર સમયમાં પણ આગેકૂચ ચાલુ રાખી જર્મનોને જરાપણ વિરામ આપતા નથી. હેર હિટલરને પણ હવે ખાત્રી થઈ છે કે, રશિયા ઉપરનું એનું આક્રમણ એ એની હિમાલય જેવડી ભૂલ હતી. યુરોપના સામ્રાજ્ય ઉપરનું એનું ચોક્કસ આધિપત્ય આ ભૂલથી તદ્દન પાંગળું અને મોળું બની ગયું છે. જર્મન સૈન્યોને શરૂઆતની શિઘ્ર જીતો અને દર શિયાળામાં કરવી પડતી પીછેહઠ અને ઉનાળામાં મળતા વિજયોમાં ઓછામાં ઓછા પચાસ લાખ જર્મનોનો ભોગ આપવો પડયો હશે. કરોડો ટન સાધન સામગ્રીનો વિનાશ અને ધૂમાડો થયો હશે. રશિયા સાથેના યુદ્ધમાં જર્મનોને મહાભારત ભોગો આપવા પડયા છે; પરિણામ શૂન્ય આવ્યું છે.

ઑકટોબર–નવેમ્બરમાં રશિયાએ કેટલાક મોટા વિજયો મેળવી લીધા છે. એની તાકાત અખૂટ માલમ પડી છે. રશિયા એજ આ ૧૯૪૧–૪૩ ના મહાયુદ્ધની મોટામાં મોટી રણભૂમિ છે. જર્મનોની એંશીથી પંચાશી ટકા તાકાત આ યુદ્ધમાં ખર્ચાય છે. રશિયનોએ યુરોપને બચાવવામાં મુખ્ય ભાગ અને ભોગો આપ્યા છે તે નિ:સંશય છે. વિજયી જર્મન સૈન્યોને રશિયાના પરાક્રમોથી અને અવિરત શક્તિથી પરાભવો મળ્યા છે. આક્રમણકારી જર્મનોને પોતાના રક્ષણમાં રહેવું પડેલ છે. જર્મનો અજીતમાંથી સજીત બન્યા છે.

રશિયનોને આ યુદ્ધની શરૂઆતમાં મોટા પરાભવો મળ્યા તેનું તો તે સાટું વાળે છે, પરંતુ જે નુકશાન, ભંગાણ, અગ્નિપ્રલયો અને ગોળાઓના તાંડવોથી રશિયાને નુકશાન થયું છે તે

અનહદ મોટા પ્રમાણમાં થયું છે. રશિયાનો મોટો ૧૦૦૦ માઇલ લાંબો પ્રદેશ ખંડેરોથી ઊભરાઈ જાય છે. જર્મનો અને રશિયનોએ બંનેએ ધીખતીધરાની નીતિ લીધી હતી, એના પરિણામમાં ધન ધાન્ય, વસતિ, ફળદ્રુપ ખેતરો, કારખાનાં, રસ્તાઓ, રેલ્વેઓ, તાર, ટપાલ, વેપાર ઉદ્યોગ, ખાણો અને રમણિય બગીચાઓથી ભરેલો વિશાળ પ્રદેશ બિહામણી મરુભૂમિ જેવો બન્યો છે. સ્ટેલિનગ્રેડ સુધી ૧૦૦૦ માઇલ લાંબા પ્રદેશમાં જર્મન સૈન્યોએ પોતાનો સ્વસ્તિક વાવટો ઉડાડયો હતો. જેના પુનરુદ્ધાર માટે મોટા પ્રયત્નો અને ખર્ચા કર્યા હતા તેનાં હવે ફરી ખંડેરો બન્યાં છે. ૧૯૪૩ના નવેમ્બરની ૨૫મી તારીખ સુધી તો લગભગ ૭૫૦ માઇલ જેટલો પ્રદેશ રશિયનો ફરી જીતી શકયા છે. ૭ કરોડની વસતિમાંથી સાડાચાર કરોડની વસતિ ફરી લાલ વાવટા હેઠળ આવી છે. ડોનની ખીણમાંથી રશિયનોએ જર્મનોને પાછેહઠ કરાવી છે. ત્યાંના કોલસા અને પોલાદની મોટી ખાણો હાથ કરી છે.

યુક્રેઇનનો લગભગ ૮૦ ટકા પ્રદેશ રશિયનોની સેનાએ લઇ લીધો છે. કીવ, એની રાજ્યધાની પણ રશિયનોના હાથમાં આવ્યું છે. આઝોવના સમુદ્રમાં રશિયનોએ પોતાનો પ્રભાવ બેસાડયો છે. કાળા સમુદ્રમાં પણ રશિયનોએ સર્વ બંદરો પાછાં લઇ લીધાં છે. ગ્રોઝનીના તેલના કૂવા હવે રશિયનો માટે તેલ પૂરૂં પાડે છે. બાટુમના તેલના કૂવા લેવાની જર્મનોની સ્વપ્નસૃષ્ટિ ઉડી ગઇ છે. નીપર નદીના નીચેના ભાગમાંથી જર્મનોને હાંકી કાઢવાનું કામ રશિયન સૈન્યો કરે છે. ક્રિમિયાનાં પેરેકોપની સામુદ્રધુની ઉપરની નાની સાંકડી જમીન ઉપરથી રશિયન સૈન્યો એ પ્રદેશમાં ઘૂસ્યા છે; વ્હાઇટ રશિયાના મુખ્ય શહેર ગોમેલનો કબજો લીધો છે. ઝાપારોજ પણ રશિયનોએ લીધું છે. મેલીનોપલ પણ પડયું છે. રશિયન વિજયમાળા હજી સ્મિત કરતી એમના ગળામાં શોભે છે. બધી અગત્યની રેલ્વેઓ ઉપર રશિયનોનો કાબૂ થયો છે. માતૃભૂમિ માટે રશિયનો મોટા ભોગો આપતાજ જાય છે.

જર્મન સૈન્યો પણ પ્રાણપણે લડે છે. તેઓની યુદ્ધશક્તિ જરાપણ ક્ષીણ થઈ નથી. પાંચ માસના પરાભવો પછી પણ રશિયનો સામે જર્મનો એવીજ ઉગ્રતાથી લડે છે. ડૉનનો પ્રદેશ જર્મનોને ખાલી કરી જવો પડયો છે. નીપર નદીનો ઉપલો પ્રદેશ પણ એમણે ખાલી કર્યો છે. યુક્રેઈનમાં પણ એમની પગદંડી હવે નહીંમાત્ર રહી છે. રશિયનો ઠેઠ પોલાન્ડની સરહદથી પચાસેક માઈલ દૂર છે. એમને જર્મનો એક જગ્યાએ રોકી શકે છે, પરંતુ એમનાં નવાં નવાં સૈન્યો આગળ વધ્યેજ જાય છે. જર્મનોએ પણ જોર પકડવા માંડયું છે. એમણે પ્રતિઆક્રમણો બહુ જોશબંધ અને રશિયનોનાં સૈન્યોને હચમચાવી મૂકે તેવાં કરવા માંડયાં છે. પોલાન્ડની સરહદ તરફ ધસતા રશિયનોને એમણે જવાબી હુમલાઓથી અટકાવ્યા છે. જર્મનોએ ઝીટોમિરનું મુખ્ય મથક રશિયનોના હાથમાંથી લઇ લીધું છે. રશિયનોનો ત્યાં પરાભવ થયો અને તેમને પાછું હઠવું પડયું છે.

શિયાળો માથે આવી પહોંચ્યો છે. જર્મનો હવે અત્યંત બળાથી લડશે. પાંચ પાંચ માસો થયા ચાલુ લડાઈ લડતા રશિયનો પણ કદાચ થોડો વખત આરામ પણ લે એ અસંભવિત નથી. પરંતુ શિયાળામાં રશિયનોનું ખરૂં બળ વિકાસ પામે છે. જર્મનો માટે છેલ્લા બે શિયાળા ભયંકર ગયા હતા. ત્રીજામાં પણ એમને માથે આફતની સંભાવના અટકળી શકાય. પરંતુ બે હજાર માઈલના મોરચાને અટકાવી જર્મનોને એક હજાર માઇલનો બનાવ્યો છે. એમનો વાહનવ્યવહાર પણ ઘણો ટુંકાયો છે. એટલે જર્મનોએ આ પ્રદેશમાં કોઈ સ્થળે શિયાળા દરમ્યાન મજબૂત બચાવ કરવાનો ઇરાદો રાખ્યો હોય તો તે અસંભવિત નથી. હમણાં તો જગતની આંખો રશિયનો ઉપર જડાઈ છે. રશિયનો પોતાની જમીન ઉપરથી જર્મનોને હાંકી કાડવાને તદ્દન શક્તિમાન થાય છે કે કેમ એ જોવાનું છે. એમને માટે હજી પણ એ કપરૂં કામ છે.

૯

## ધરીમાં ભંગાણ

ઈટલીમાં ફેસિસ્ટ રાજ્યઅમલનો અંત આવ્યો. સીનોર મુસોલિનીને માર્શલ બેડોગ્લીઓએ પકડાવીને અગમ્ય પ્રદેશમાં કારાગ્રહમાં પૂર્યો. ઈટલીના રાજા વિકટર ઈમેન્યુઅલની એમાં સહાનુભુતિ અને સહકારીપણું હતું. સીનોર મુસોલિની ફેસિસ્ટ વિરોધી મંડળો અને વ્યક્તિઓને પકડી લેવા અને પ્રજાજનોમાંથી મોટાં સૈન્યો અને સાધનો યુદ્ધ માટે મેળવવા સમ્રાટ વિકટર ઈમેન્યુઅલ પાસે ગયો. સમ્રાટે એને એવી સત્તા આપવા ના પાડી. સીનોર મુસોલિની ત્યાંથી પાછો ફરતો હતો; ઓચિંતા એક બંધ

ગાડીમાં એને પકડીને પુરવામાં આવ્યો અને એક અગમ્ય બેટમાં એને લઇ જવામાં આવ્યો. માર્શલ બેડોગ્લીઓની સરકારે ઈટેલીનો કબજો રાજાને નામે લીધો. એણે બધાં મુખ્ય ફેસિસ્ટ નેતાઓને કારાગ્રહવાસી બનાવ્યા.

ઓગસ્ટ માસમાં સાથીરાજ્યોનાં સવા લાખનાં લશ્કરો પાંચ હજાર સ્ટીમરોમાં બેસીને સીસીલીના ટાપુ પર ઊતર્યાં હતાં. સાથી રાજ્યોએ ત્યાં મોટું સૈન્ય જમાવ્યું હતું. સીસીલીનાં મોટાં મોટાં શહેરો પડતાંજ ગયાં. પાલર્મો ગયું, કેટેનીઆ ગયું અને બીજાં પચીશેક મોટાં શહેરો પણ પડયાં. આખો એટના પર્વત (જ્વાળામુખી) લગભગ સાથીરાજ્યોના હાથમાં આવ્યો. બ્રિટિશ વિમાનો અને અમેરિકન મનવારોએ ગોળાઓની ઝડીઓ વરસાવી, છતાં જર્મનો પોતાનાં હથિયારો લઇને ઇટેલી અને સીસીલી વચ્ચે આવેલી સવા બે માઇલની ખાડી વહાણો મારફત ઓળંગી ગયાં. નુકશાન મોટું હતું પણ ગભરામણ નહોતી.

સીસીલી પડયું. એ પડયા પછી સાથી રાજ્યોનાં સૈન્યો ઇટેલીમાં ઊતર્યાં. ઇટેલીનો માંધાતા મુસોલિની રાજ્યસાસનપદેથી ચ્યૂત થયો. એના કુટુમ્બને પકડવામાં આવ્યું અને ફેસિસ્ટ પક્ષના હાથમાંથી સત્તા ચાલી ગઇ. ઇટેલી બહુ કફોડી સ્થિતિમાં આવી ગયું. એનાં આર્થિક તંત્રો બહુ નબળાં બની ગયાં. ઇટેલી બે સંકટો વચ્ચે ઘેરાયું. એના દેશમાં લાખો જર્મન સૈનિકો હતા, એટલે એ મિત્રરાજ્યોને શરણે આવે તો એને ભાંગી નાંખતાં જર્મનીને કાંઇ વાર લાગે નહિ. ઇટેલી જર્મનીને છોડવા માંગતું હતું પણ જર્મની ઇટેલીને છોડવા માગતું નહોતું. સાથીરાજ્યોએ ઇટેલીને શરણે આવવા કહ્યું, પણ તેણે શરણે આવવું યોગ્ય ધાર્યું નહિ; કારણ કે સાથીરાજ્યોની શરતો કડક હતી. સાથી-રાજ્યો ઇટેલીને જર્મની સામેના યુદ્ધનું મુખ્ય મથક બનાવવા માગતા હતા. આ સિવાય સર્વ સ્થળેથી ઇટેલિયન સૈન્યોને પાછાં

બોલાવી નિઃશસ્ત્ર કરવાનું કહ્યું. યુદ્ધનાં બધાં આંદોલનો બંધ કરી બધાં કારખાનાં, યુદ્ધસામગ્રીઓ બંધ કરવી, એવી શરત મૂકી. મનવારો અને શસ્ત્રસામગ્રીઓ પણ સાથીરાજ્યોને સોંપી દેવાનું કહ્યું. જર્મનીના મહાન અધિકારીઓ ઇટલી સાથે વાટાઘાટ કરવા ઇટલીમાં આવ્યા. માર્શલ બેડોગ્લીઓ સીનોર મુસોલિનીની જગ્યાએ વડાપ્રધાન તરીકે આવ્યો પણ એને ડગલે અને પગલે કાંટા મળ્યા; એને ટકવું મુશ્કેલ થયું. હડતાળો શરૂ થઈ ગઈ અને કેટલેક ઠેકાણે તોફાનો પણ થયાં. દરમ્યાન બ્રિટિશ વિમાનો ઇટેલિયન શહેરો નેપલ્સ, મીલાન, ટ્રીસ્ટે વગેરેને ભૂક્કો કરવા લાગ્યાં. ઇટલી પર અગ્નિ વરસી રહ્યો.

માર્શલ બેડોગ્લીઓ બહુજ સંકડામણમાં આવ્યો. આ ત્રણ વર્ષના યુદ્ધમાં ઇટલીએ પરાજયો જ સેવ્યા. ૧૯૪૦ના ઓગસ્ટમાં ઇટલી યુદ્ધમાં ભળ્યું તે પહેલાં એબીસીનીઆ જીતવામાં એને મોટો ખર્ચ થયો હતો. પછી તો આ યુદ્ધમાં ઇટલીને પરાજયોની પરંપરા મળી હતી. સંસ્થાનો પાછળ પણ મુસોલિની ગજા ઉપરાંત ખર્ચ કરતો હતો. આ સિવાય સ્પેનના બળવામાં જનરલ ફ્રાંકોને સહાય કરવા માટે પણ મુસોલિનીએ અનહદ પ્રમાણમાં ખર્ચ કર્યું હતું. ગ્રીસમાં ઇટેલિયન સૈન્યોને મોટો પરાજય મળ્યો હતો, ત્યારે જર્મન સૈન્યોએ એમને બચાવ્યાં હતાં. ઉત્તર આફ્રિકામાં પણ ઇટલિના બે પરાજયોને જર્મનોએ સંભાળી લઈ એમને બચાવ્યા. ત્રીજીવાર પીછેહઠ કરી મોટી નુકશાની સાથે સીસીલીમાં ભાગવું પડયું. સીસીલીમાં પણ ટકી શકયા નહિ.

આથી સમ્રાટ અને પ્રજામત બેઉ મુસોલિનીથી કાયર થયાં અને એની સત્તા છીનવાઇ ગઇ. ઇટલીના લગભગ ૭ થી સાત લાખ સૈનિકો કેદ પકડાયા; પાંચેક લાખ માર્યા ગયા કે ઘાયલ થયા. ઇટલી બહુ ગરીબ દેશ છે. એની ભૂમિમાં કોલસો, લોઢું કે તેલ નથી. યુદ્ધ માટેની મુખ્ય વસ્તુઓ બહારથી આયાત કરવી પડે છે.

ઇટેલીમાં મુસોલિનીના પતનના ખબરો આવ્યા. રાજા વિકટર ઇમેન્યુઅલ અને માર્શલ બેડોગ્લીઓએ મળીને ઇટેલીને ઓચિંતા સાથીરાજ્યોના સંઘમાં મેળવવાની કોશિશ કરી. સૈનિક ભાષામાં ઇટેલીએ બિનશરતે શરણે આવી પોતાનાં સર્વ સાધનો સાથી રાજ્યોના કબજામાં સોંપવાની શરતો કરી. ઈટલિયનો જર્મનોના સહકારી ફીટીને શત્રુ બન્યા. આ સ્થિતિથી જર્મનોનાં ઇટેલીમાંનાં બે લાખનાં મોટાં સૈન્યો ફસી પડવાની બીક પેદા થઈ. પરંતુ હિટલરે ભારે ચતુરાઈથી કામ લીધું. એણે ઉત્તર ઇટેલીનો કબજો મેળવવા આજ્ઞા કરી. ઈટલિયન સૈન્યો જર્મનો સાથે લડી શકે એવી શક્તિ ધરાવતાં નહોતાં. પરિણામમાં બે લાખ ઇટેલિયન સૈનિકોનાં શસ્ત્રો જર્મન સૈનિકોએ છીનવી લીધાં; ઇટેલીના પાયતખ્ત રોમનો કબજો જર્મનોએ લીધો. ઇટેલીનો સમ્રાટ રોમથી ભાગીને સીસીલી આવ્યો. આમ ઇટેલીનો સહકાર સાથીરાજ્યોને બહુ મદદગાર થઈ પડ્યો નહિ. જર્મનોએ પેડુઆ, મીલાન, ટ્રીસ્ટે વગેરે મુખ્ય શહેરો કબજે કર્યાં.

સાથીરાજ્યોએ દક્ષિણ ઇટેલીમાં મોટાં સૈન્યો ઉતાર્યાં; ત્રણ ચાર ઠેકાણે એમનાં સૈન્યો ઊતર્યાં અને આગળ વધ્યાં. દક્ષિણ ઇટેલીમાં ઘણાં શહેરો સાથીરાજ્યોએ લઈ લીધાં; બ્રિન્ડિસીનું પ્રખ્યાત બંદર પણ લીધું; ત્યાંથી ૭૦ માઈલ દૂર બારીનું બંદર પણ લીધું અને એલેનો બંદર ઉપર પાંચમું અમેરિકન સૈન્ય ઊતર્યું. અહિં પર્વતમાળામાં જર્મનોએ ભારે કિલ્લેબંધી કરી તોપોનાં ઝળાં ગોઠવ્યાં. એ તોપોના ભારે મારાથી પાંચમા અમેરિકન સૈન્યને થોડાં સ્થાનો મૂકવાં પડ્યાં. પરંતુ આઈઝેનહોવરે બીજાં સૈન્યો અને સૈન્ય સામગ્રીઓ મદદમાં મોકલી હોવાથી એ સૈન્ય ટકી રહ્યું. સાથી રાજ્યોનું દશેક લાખનું સૈન્ય ઈટેલીમાં ઊતરી ચૂક્યું હશે. જર્મનોનું પણ પાંચેક લાખનું સૈન્ય ત્યાં ભેગું મળ્યું અને મોટા જંગો ત્યાં ચાલુ થયા.

મુસોલિની ને કેટલાક ઇટેલિયનોને પકડી એકાંત સ્થળમાં કેદ રાખ્યા હતા. એના ફેસિસ્ટ મંડળના સઘળા અધિકારીઓને પકડી લીધા હતા. જર્મનોના વિમાની છત્રીસૈનિકોએ મુસોલિનીનો પત્તો લગાવીને એને છૂટો કર્યો. એ પોતાના કુટુંબ સાથે રોમમાં આવ્યો. રોમમાં એણે જર્મન આશ્રય નીચે ફેસિસ્ટ સરકાર સ્થાપી. પરંતુ ઇટેલીનું બળ વેરાન અને છીન્નભીન્ન થઇ ગયું.

મુસોલિનીને હેર હિટલરે બચાવીને પાછો એને ઇટલિનો વડો નીમ્યો. તે પોતાના ફેસિસ્ટ સૈનિકોનું સૈન્ય તૈયાર કરવા માંડયો. પરંતુ હવે એમાં વિશેષ દમ જેવું નહોતું. ઇટેલિના દરિયાઇ કાફલાનો મોટો ભાગ સાથીરાજ્યોને શરણે આવ્યો. મુસોલિનીએ પોતાના આશ્રિતોની મદદથી ઇટલિમાં સરકાર સ્થાપી. ભૂમધ્ય સમુદ્રનો કબજો સાથીરાજ્યો પાસે હોવાથી તેમને ભારે સગવડ થઈ પડી. ઇટેલિના યુદ્ધને બ્રિટિશો અને અમેરિકનોએ બીજો મોરચો ગણ્યો.

હેર હિટલરે ત્યારની પરિસ્થિતિ ઉપર ભાષણ કર્યું હતું એમાં યુરોપની આસપાસ જે લોખંડી દીવાલ જર્મન સૈન્યોએ ઊભી કરી હતી તે કદીપણ નહિ તૂટે એવી ખાત્રી આપી. "ઇટલિએ આપણને દગો દીધો, પરંતુ જર્મન સૈન્યોને એ સ્થિતિને અનુકૂળ બનાવી દીધાં છે, એથી આપણને નુકશાન થશે નહિ. અમે વસ્તુસ્થિતિને સંભાળી લીધી છે. મુસોલિની જર્મનીનો મિત્ર હતો. એણે સાથીરાજ્યો સામે વધારે સત્તા માંગી એટલે એનું પતન વિરોધી તત્વોએ કર્યું હતું. જર્મની ઉપર હવામાંથી આક્રમણો કરીને ત્રાસ વર્તાવી શકે છે, પણ આપણે યાંત્રિક અને અન્ય વ્યવસ્થાની તૈયારી શરૂ કરી દીધી છે. આથી આ ત્રાસ-જનક હુમલાઓને તોડી પાડી શકાશે નહિ, પણ આપણે ભયંકર બદલો પણ વાળી શકીશું. આ ભયંકર કસોટીમાંથી જે રાજ્ય પસાર થશે એને ઇશ્વર વિજયમાળા પહેરાવશે અને ૧૯૪૩ માંજ એ થશે."

ઇટેલિની રાજ્યદ્વારી પરિસ્થિતિ પણ કથળી છે. રાજા વિક્ટર ઇમેન્યુઅલે મુસોલિનીને કાઢી મૂકયા પછી રાજાએ માર્શલ

બેડોગ્લીઓ સાથે નાશી જઈને સીસીલીમાં ધામા નાખ્યા હતા; હવે નેપલ્સમાં છે. ઇટેલીના ફેસિસ્ટ પક્ષે મુસોલિનીના સહકારમાં પોતાના યુવાનોને રણભૂમિમાં મૂક્યા છે, જ્યારે બીજી તરફ રાજાનાં વફાદાર સૈન્યો સાથી સૈન્યોને મદદ આપે છે; ત્રીજી તરફે કાઉન્ટ સ્ફોર્નાનો પક્ષ પણ જોર પકડતો જાય છે. રાજાની ગાદીત્યાગ કરવાની અનેક અફવાઓ ઉડે છે. ઇટેલિના રાજા અને માર્શલ બેડોગ્લીઓ સાથીરાજ્યોને કિંમતી મદદ આપી શક્યા નથી; કારણ કે જર્મનીએ બગડેલી બાજી સુધારી લીધી છે. ઇટલિનો કબજો મેળવીને એણે એને ભયંકર કિલ્લેબંધીવાળો પ્રદેશ બનાવીને વસતિને પણ અનુકૂળ ફરજિયાત બનાવી છે. રોમ ખાતે પોપને પણ લાચાર બનાવી દીધો છે.

બંને શત્રુઓના મોટા ઘાવો ઇટેલિની પીઠ ઉપર પડવા લાગ્યા છે. શહેરોનાં ખંડેરો બને છે, ગામડાંઓની શોભા છીનવાઇ લેવાઇ છે. દરરોજ હજારો તોપોની સાઠમારી ચાલતી હોય ત્યાં વસતિને જીવતે નરક અનુભવવું પડે છે. ખાણો, કારખાનાં એક-બીજાની હદમાં બે ભાગમાં વહેંચાઈ ગયાં છે, એટલે એકબીજાનાં વિમાનો પરસ્પર બોમ્બગોળા ફેંકીને તેને ઉજ્જડ બનાવે છે. મુસોલિનીના ગર્વનું ખંડન થયું છે. ઈટેલિ હવે મહાન સામ્રાજ્ય બની શકે તેવી સ્થિતિમાં આવતું મુશ્કેલ છે. ઇટેલિ મનુષ્યશક્તિમાં ક્ષીણ થયું છે; એની રાજ્યદ્વારી પ્રતિષ્ઠા નાશ પામી છે, એનું અર્થતંત્ર ગુંચવાઇને અણઉકેલાય તેવું થયું છે.

ત્રણ માસ થયા છતાં ઈટેલિમાં પણ યુધ્ધો ચાલુ છે. રશિયાના પ્રમાણમાં સાથી રાજ્યોની પ્રગતિ અત્યંત ધીમી હતી. ઇટેલિ માત્ર ૮૦ માઇલ પહોળો મુલક છે. એની બેઉ બાજુએ ભૂમધ્ય અને એડ્રિયાટિક સમુદ્ર છે. આથી સાથી રાજ્યોને પોતાની મનવારોની મદદ પણ સારી મળતી હતી. સમુદ્રમાં મનવારો આગળ વધી અગત્યનાં જર્મન મથકો પર ગોળા ચલાવતી હતી.

સાથી રાજ્યોની ગતિ અટકાવવા જર્મનોએ વૉલ્ટુર્નો નદીને ઉત્તર કિનારે અતિ મજબૂત કિલ્લેબંધી કરી. એ કિલ્લેબંધીનું રક્ષણ કરવા માટે વિમાનો, રણગાડીઓ અને તોપોના મોરચાઓ ગોઠવ્યા. પરંતુ સાથીરાજ્યોએ અનહદ પ્રમાણમાં તોપોનો અને બોમ્બનો મારો ચાલુ કરી એ કિલ્લેબંધીમાં ભંગાણ પાડયું. તેઓ બે–ત્રણ ઠેકાણે વૉલ્ટુર્નો નદી ઊતરી ગયા. જર્મનોએ અતિ ધીમી પણ વ્યવસ્થિત પીછેહઠ કરી. એક તરફથી અમેરિકન પાંચમી સેના અને બીજી તરફથી બ્રિટિશ આઠમી સેનાએ જર્મન સૈન્યો પર હલ્લા કર્યા. વૉલ્ટુર્નો નદીની ઉત્તર બાજુએ પાંચમી સેના ઊતરી ગઈ. માર્શલ કેસરલીંગની જર્મન સેનાઓને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડયો; તેમને ઘેરવાના ઘણા પ્રયત્નો થયા પણ સાથી સેનાના ઝટકામાંથી જર્મન સેનાઓ આબાદ છટકી ગઇ. વીન્ચીસાટોકો અને કેપ્પોનાકો જેવાં અગત્યનાં મથકો સાથી રાજ્યોના હાથમાં હતાં.

નવેમ્બરમાં સાથી સૈન્યોએ ઇટેલિમાં ધીમી ગોકળ ગાયની જેવી, ડગલું અને પગલું આગળ વધતી કૂચ કરી છે. તેઓએ કેટલાંક અગત્યનાં શહેરો પણ લીધાં છે. જર્મનોએ સાગ્રો નદી ઉપરના બીજા કાંઠા ઉપર સરસ કિલ્લેબંધીઓ કરી છે. સાગ્રો નદીના ઉત્તર કિનારે એમણે મોટી તોપોના મોરચાઓ ગોઠવી એને વિમાની રક્ષણ આપ્યું છે. એ કિલ્લેબંધીમાં મશિનગનો પણ ગોઠવી છે. એમની મદદમાં કુદરત પણ આવી છે. વરસાદ મૂશળધારે ઇટેલિમાં વરસે છે, એટલે ચારે તરફ કીચડ કાદવ, પાણીનાં ભરેલાં ખાબોચિયાં અને સખ્ત ઠંડી પડે છે. આવા ભયંકર કુદરતી કોપના સમયમાં આગળ વધવું ઘણું મુશ્કેલ થઈ પડયું છે. પરંતુ સાથીરાજ્યોનાં સૈન્યોએ ભયંકર મોટી તોપો ગોઠવીને સાગ્રોની જર્મન કિલ્લેબંધી ઉપર ભયંકર તોપમારો ચલાવ્યો છે; આથી કિલ્લેબંધીમાં પડેલાં ગાબડાંમાં સાથી વિમાનોએ બોમ્બની ઝડીઓ વરસાવી છે. સાથી રાજ્યો પાસે તોપોની સામગ્રી પણ મોટી છે, છતાં આગેકૂચ કુદરતના રોષથી ઘણી ધીમી છે.

જર્મન તોપમારાની સામે એંજિનિયરોએ બોટોનો પુલ બાંધીને સાંગ્રો નદીના ઉત્તર કિનારે સૈન્ય મોકલી ફાચર મારી જર્મન કિલ્લેબંધીમાં બે માઇલ લગભગ પહોળી ફાચરને જનરલ મોન્ટગોમરી બહુજ ધીમાશથી વિકાસ કરે છે. જર્મન માર્શલ કેસરલીંગ આ ફાચરનો નાશ કરવા પ્રાણપણે મહેનત કરી રહ્યો છે. પણ ફાચર મજબૂત થતી જાય છે. સાંગ્રો નદીની કિલ્લેબંધી જીત્યા પછી સાથીરાજ્યોને માટે રોમનો રસ્તો ખૂલ્લો થશે. સાંગ્રોની પૂર્વે જનરલ મોન્ટગોમરીએ એટેલા શહેર કબજે કર્યું છે. આઠમા બ્રિટિશ સૈન્યે કેટલાંક મહત્વનાં થાણાં પણ કબજે કર્યાં છે. આમ ઇટેલીમાં ધીમો અને ગોકળગાયની ગતિનો જંગ ચાલી રહ્યો છે. અમેરિકન પાંચમા લશ્કરને જર્મનોએ કેટલીક જગ્યાએથી પાછું હઠાવ્યું હતું. પરંતુ વધારે મદદ મેળવી એ પણ કાચબો ચાલે તેમ ડગલું ડગલું આગળ વધે છે. જર્મનો સમય લંબાવે છે.



૧૦

# બીજા મોરચા સામે તૈયારી

**રશિયાના** મોટા બળયુક્ત સામનાથી જર્મનીની જંગી યુદ્ધશક્તિને આવરી શકાઇ છે. આ મહાયુદ્ધમાં જર્મનોના ભયંકર બળને રશિયાએજ મહાત કર્યું છે. સાથી રાજ્યોમાં બ્રિટનનું બચી જવું રશિયાને આભારી છે એમ જગત માનતું આવ્યું છે. યુરોપમાં પાંચ રાજ્યો હંગેરી, સ્લોવેકીઆ, બલ્ગેરિયા, રૂમાનીઆ, ઇટેલી એ જર્મનીનાં સહાયકો છે. સ્વિટ્ઝરલેન્ડ, સ્વીડન, પોર્ટુગલ અને તુર્કી એટલાં તટસ્થ રાજ્યો છે. સ્પેન તટસ્થ હોવા છતાં જર્મની તરફ સહાનુભુતિ બતાવે છે. બાકીનાં બાવીસ રાજ્યો જર્મનીએ જીતી

પોતાના લશ્કરી કાબૂ નીચે રાખ્યાં છે. યુરોપમાં જર્મનીએ પોતાની આસપાસ અનેક રાજ્યોરૂપી વાડો બાંધી જર્મનીને મધ્યમાં કેન્દ્રસ્થાને મૂક્યું છે. આ રાજ્યોનાં ઉદ્યોગોનાં કારખાનાંમાં જર્મની માટે શસ્ત્રસામગ્રીઓ બને છે. એમની રેલ્વેઓ જર્મનોનાં સૈન્યોને લઈ જાય છે. એમની અર્થનીતિ જર્મનીએ પોતાની અર્થનીતિ સાથે વણી લીધી છે. એમનાં બંદરો સુરંગોથી સુરક્ષિત કર્યાં છે. આ (૨૨) બાવીસ રાજ્યોના કિનારાઓ ઉપર મજબૂત કિલ્લેબંધીઓ કરી લાખો વિમાનવિરોધી તોપો અને મશિનગનો ગોઠવી દીધી છે. ખાણોનું ઉત્પાદન પણ જર્મનીના હાથમાં છે.

યુરોપમાં ભયંકર બચાવ કામો ઊભાં કરી પોલાદી ચોકઠું જર્મનીએ ગોઠવી દીધું છે. યુરોપનો આટલાન્ટિક તરફનો કિનારો ખાઇઓ, કિલ્લેબંધીઓ અને મજબૂત સૈન્યોથી જર્મનોએ સુરક્ષિત કર્યો છે. ડીપે અને બીજે સ્થળે સાથીરાજ્યોએ ફાચરો મારવા પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં એમને નિષ્ફળતા મળી હતી. યુરોપમાં જલદીથી બીજે બંદરે સૈન્યો અને શસ્ત્રસામગ્રીઓ ઉતારીને જર્મનો સામે બીજો મોરચો ઊભો કરવા રશિયા દબાણ કરી રહ્યું છે. પરંતુ જર્મનોએ બચાવની અતિશય ભયંકર મજબૂત વ્યવસ્થા રાખી છે. પણ હવે બીજો મોરચો થવાની તરતમાં શકયતા છે.

જર્મન નિષ્ણાતોએ કરેલી મોટી કિલ્લેબંધીઓ તોડવા હજારો વિમાનો, હજારો તોપો, હજારો રણગાડીઓ અને લાખો સૈનિકો દશ–બાર હજાર સ્ટીમરોની સગવડ કરી મોકલવાં જોઇએ. એમને મનવારોના મોટા કાફલા અને સેંકડો નાની ટોર્પિડો બોટોનું રક્ષણ આપવું જોઇએ. એમને હજારો વિમાનોનું રક્ષણ આપવું જોઇએ. એક વખત કોઈ બંદરે પગદંડી સ્થાપ્યા પછી ત્યાં ચાલુ સૈન્યો મૂકવાં જોઇએ. હજારો સ્ટીમરોના ચાલુ શસ્ત્ર-

સામગ્રી, તેલ, ખોરાકી, દવાઓ પહોંચાડવાના સાગરમાર્ગને સુરક્ષિત રાખવો જોઈએ. આ કામ અતિશય કઠિન છે; ભારે મોટા ભોગો માંગે છે. પરંતુ હવે સાથીરાજ્યોની તૈયારીઓ ખૂબ આગળ વધી છે. આ શિયાળા પછી યુરોપમાં બીજો મોરચો ઊભો કરવાની યોજના પાર પડે એવી વકી છે. હેર હિટલરે તો યુરોપની પોલાદી જર્મન કિલ્લેબંધીની વાડ તોડવા માટે સાથીરાજ્યોને આહ્વાહન આપ્યું છે. એણે ખૂબ વિશાળ પાયે જર્મનોના સૈનિક તંત્રને યુરોપના બચાવ માટે રોક્યું છે. સાથીરાજ્યો અતિશય મોટી તૈયારીઓ પછીજ આ કામ માથે ઉપાડશે.

બાલ્કનમાં યુરોપનાં પાંચે રાજ્યો જર્મનીના કબજામાં છે. આ રાજ્યોનાં બંદરો ખાતે બીજો મોરચો ઊભો કરવાની વિશેષ શક્યતાઓ અનુભવીઓ બતાવે છે. જ્યારે ભુમધ્ય સમુદ્રમાં આફ્રિકાના મોટા વિજયથી સાથીરાજ્યોનું વર્ચસ્વ સ્થપાયું ત્યારથીજ બાલ્કનનાં બંદરો ઉપર બીજો મોરચો સ્થપાવાની વાત બહાર આવી છે. બાલ્કનમાં જર્મનીએ શરૂઆતમાં મજબૂત કિલ્લેબંધીઓ કરી નહોતી. ભુમધ્ય સમુદ્રમાં એને પીછેહઠ કરવી પડી ત્યારથીજ જર્મનીને યુરોપનો ભુમધ્ય સમુદ્ર ઉપરનો કિનારો મજબૂત કિલ્લેબંધીઓથી સુરક્ષિત કરવાની વિશાળ ફરજ પડી હતી. એણે અતિશય મોટા ખર્ચે અને સાધનોના ઉપયોગ પછી આ કામ પૂરૂં કર્યું. યુરોપમાં બંને કિનારાઓને એણે સુરક્ષિત બનાવ્યા. બાલ્કનમાં પણ એણે એવી જાતની બચાવની વિશાળ યોજના અમલમાં મૂકવા માંડી છે. રૂમાનિયાના તેલના કૂવા દર વરસે ૩૦ લાખ ટન તેલ જર્મનીને હમણાં આપે છે. તે કૂવાઓનું પણ અતિશય મજબૂત રક્ષણ કરવામાં આવ્યું છે. અમેરિકનોએ કૂવાઓ ઉપર વિમાની આક્રમણ એક વખત કર્યું પણ તે મોંઘું પડયું હતું. બાલ્કનમાં બીજો મોરચો થવાની સંપૂર્ણ સંભાવના છે.

બાલ્કનમાં ગ્રીસની પ્રજા સાથીરાજ્યો પ્રત્યે ખૂબ સહાનુભુતિ ધરાવે છે. યુગોસ્લાવિયામાં તો ચાલુ બળવો જર્મની

વિરૂદ્ધ ઊભો થયો છે. નાનાં નાનાં યુધ્ધો જર્મન સન્યોને કરવાં પડે છે. આમાં ગ્રીસના સમુદ્રમાં કાફલાઓ મૂકીને જીતી લેવાને ક્રમ સાથીરાજ્યોના સૈન્ય નિપુણોએ ગોઠવ્યો હતો. શરૂઆતમાંજ હોડેકેનીઝના ટાપુઓનો કબજો સાથી સૈન્યોએ લઈ લીધો. બાલ્કન્સમાં ઠેકડો મારવા આ ટાપુઓ કિંમતી હતા. આ ટાપુઓ દ્વારા ગ્રીસમાં ઊતરવાની મિત્રરાજ્યોની યોજના હશે. એ ટાપુઓમાં ગ્રીક, ઇટેલિયન અને બ્રિટિશ સૈન્યો હતાં. ઓચિંતા જર્મનોએ જેવી રીતે છત્રી સેના મૂકીને મુસોલિનીને છોડાવ્યો હતો, તેવીજ રીતે તેમણે આ ટાપુઓમાં વિમાનોદ્વારા છત્રીસૈન્યો ઉતાર્યાં. એ છત્રીસૈન્યોને ગ્રીસમાંથી જર્મન વિમાનોએ ઊડીને સહકાર આપ્યો, એ સ્થળે મોટાં ખૂનખાર યુધ્ધો થયાં. બ્રિટિશ અને તેના સહકારી સૈન્યો હવાઈ સૈન્યના સહકાર વગર જર્મનો સાથે સામનો કરી શકયાં નહિ. બેલેરીઝ ટાપુઓ સાથી સૈન્યોને ખાલી કરી દેવા પડયા. સેમોરા ટાપુ પણ આ રીતે ખાલી કરી દેવો પડ્યો છે.

જર્મનીની ચારે તરફ યુરોપના દેશોની વાડ જર્મનીને મોટું નુકશાન કરતાં બચાવી શકેલ નથી. અમેરિકનોએ બ્રિટનમાં મોટા હવાઈ અડ્ડાઓ સ્થાપ્યા છે. નવી જાતના સુધરેલા અમેરિકન અને બ્રિટિશ લેન્કેસ્ટર જાતના બોમ્બર કિલ્લાઓ પોતાના રક્ષણના ઝડપી હરિકેન જાતનાં વિમાનોની સાથે આજે બાર માસ થયાં દરરોજ દિવસ અને રાત્રિના જર્મન શહેરો, કિલ્લેબંધીઓ, ગોદીઓ, વિમાની અડ્ડાઓ, રેલ્વે સ્ટેશનો, તેલની ટાંકીઓ, ગોદામો, દારૂગોળાના સંગ્રહગૃહો, સૈનિક છાવણીઓ વિમાની અડ્ડાઓ ઉપર બોમ્બગોળાઓની ઝડીઓ વરસાવે છે. આ બોમ્બર વિમાનોના ઝુમખાઓ જુદે જુદે સ્થળે જ્યાં પણ જર્મનોના બચાવનાં બાંધકામો હોય છે ત્યાં અગ્નિવર્ષણ કરે છે. ફ્રાન્સ, બેલ્જિયમ, નોર્વેના જર્મનીના તાબાનાં સૈનિકસ્થાનો ઉપર નિત્ય અગ્નિવર્ષણ ચાલુજ છે. આ અતિશય મોટા વિસ્તારમાં


○ બ્રિટીશ અને જર્મન બૉંબમારાની
હદમાં આવી જતો બન્નેનો પ્રદેશ
ગ્લા॰ = ગ્લાસગો
માન્॰ = માન્ચેસ્ટર
લી॰ = લીવરપુલ
બ॰ = બર્મીંગહામ
બ્રી॰ = બ્રીસ્ટલ
પ્લી॰ = પ્લીમાઉથ
સા॰ = સાઉધમ્પ્ટન
ગ્રેટ બ્રીટન
જર્મન કબ્જો
તટસ્થ દેશો
૫૦૦ માઈલ
૩૦૦ માઈલ
૧૦૦ માઈલ
એડિનબર્ગ
ન્યુકેસલ
હલ
લંડન
ડોવર
આયર
બેલફાસ્ટ
સ્ટોકહોમ
ગોટેનબર્ગ
હેલસીંકી
રીગા
વિલના
હામ્બર્ગ
બર્લીન
બ્રેસ્ટ
નોમાસ
આપોર્ટો
લીસ્બન
માડ્રીડ
બાર્સીલોના
તુલોન
બુડાપેસ્ટ

જર્મનીનાં ગાત્રો ઉપર ચાલુ, સતત અને નિત્ય મોટા પ્રહારો કરે છે. આથી જર્મન વિસ્તારમાં અનેક શહેરોમાં આ વિમાનોએ અગ્નિતાંડવ ઊભું કર્યું છે.

જર્મનીનાં મુખ્ય શહેરો બર્લિન, મ્યુનિક, હેમ્બર્ગ, ઇશિન અને બીજાં મુખ્ય મુખ્ય શહેરો ઉપર આ હવાઇ દૈત્યો પોતાના અગ્નિવર્ષણની અવિશ્રાંત ધારોને વરસાવ્યા કરે છે. આથી આમાંનાં ઘણાં શહેરોની વસતિને ખાલી કરાવવાની જર્મની ઉપર કડવી ફરજ પડી છે. જર્મનીએ બર્લિન શહેરને હુમલાઓથી બચાવવા માટે નવા બનાવટી બર્લિન શહેરની નકલ કરવાના પણ સમાચાર આવ્યા હતા. પરંતુ એ ઉપાય એમને માટે અસરકારક નિવડયો નથી. બ્રિટિશ-અમેરિકન વિમાનોને છસો માઇલ લાંબી કૂચ કરીને જર્મનીનાં શહેરો ઉપર આગના ભડકા ઉત્પન્ન કરવાનું ભયંકર કામ કરવું પડે છે. જર્મનીના અંદરના ભાગમાં પણ આ વિમાનો પહોંચે છે. બ્રિટિશ-અમેરિકન વિમાનોના આ વ્યૂહો અત્યંત મોટા હોય છે. આગળથી નકશા બનાવીને ધારેલે ઠેકાણે બોમ્બો વિમાનો આકાશમાંથી વરસાવે છે. આમાં ઘણી વખતે અતિશય ઊંચેથી બોમ્બો ફેંકવાથી વસતિના જાનમાલનું પણ મોટું નુકશાન થાય છે. બે જાતના બોમ્બગોળાઓ વપરાય છે. એક સ્ફોટક એટલે ફાટી નીકળે તેવા અને બીજા પેટ્રોલથી ભરેલા આગ સળગાવે તેવા હોય છે. એક પૌંડ (રતલ)ના વજનથી તે ૪૦૦૦ રતલના વજનના એક એક મોટા બોમ્બો ધરતીને ધડકાવતાં નીચે પડીને ઘરોને અને મહોલ્લાઓને ગંજીફાના ઘરોની પેઠે ઉડાવી દે છે.

આને માટે જર્મનોને ભારી તૈયારીઓ કરવી પડી છે. પોતાની શાસ્ત્રિય સુસંગત અને પરસ્પર સહકારી યોજનાઓ અમલમાં મૂકીને જર્મનોએ જર્મની ઉપરના આ ભયંકર ભયને ઘટાડવા ભગીરથ પ્રયત્નો કર્યા છે. એમણે ઓછામાં ઓછા પાંચ

હજાર વિમાનો રણભૂમિઓમાંથી ખેંચીને દેશના બચાવ માટે ગોઠવ્યાં છે. લાખો વિમાનવિરોધી તોપો જુદા જુદા અસંખ્ય મોરચાઓ ઉપર ગોઠવી છે. લગભગ દશેક લાખનું સૈન્ય પણ જર્મનોએ પોતાના સ્વદેશના રક્ષણ માટે ગોઠવી દીધું છે. પરિણામે સાથી વિમાનોનો અદ્‌ભુત સામનો જર્મન સૈનિક સત્તા-વાળાઓ કરે છે. સાથી વિમાનોની નુકશાની શરૂઆતમાં ઓછી હતી. જર્મનોનો જેમ સામનો વધતો ગયો તેમ એ વિમાની નુકશાની વધતી ચાલી. એક–બે વખત તો એ નુકશાની અતિશય ગંભીર હોવાના સમાચાર પણ આવ્યા હતા, પરંતુ સાથીરાજ્યોએ આ વિમાની કિલ્લાઓ સાથે મોટા પ્રમાણમાં રક્ષક શિકારી વિમાનો બચાવમાં મૂકી એમની ઓછી નુકશાની થાય તેવી અનેક ગોઠવણો કરી છે. નવી સુધરેલી જાતનાં વિમાનો આ કામમાં રાખ્યાં છે. લાખો વિમાનીઓને જર્મન પ્રતિઆક્રમણમાંથી બચાવની ખાસ તાલીમ અપાય છે. આ પ્રમાણે બંને પક્ષનો પાકો બંદોબસ્ત છતાં બંને પક્ષને મોટી નુકશાની સહન કરવી પડે છે.



## ૧૧

# જર્મનીની મનુષ્યશક્તિ

આ યુદ્ધમાં સર્વ પ્રજાઓના સમુહો કામ કરી રહ્યા છે. જગતની ૨ા અબજની વસતિમાં બે અબજની પ્રજાઓ સીધી કે આડકતરી રીતે આ મહાયુદ્ધમાં ભાગ લઈ રહી છે. તેમાં દરરોજ ઓછામાં ઓછો બે અબજ રૂપિયા, મહિને સાઠ અબજ રૂપિયા અને વાર્ષિક ૭૦૦ અબજ રૂપિયા ખર્ચ થાય છે. કાચી વસ્તુઓનું ઉત્પાદન ખૂબ વધી ગયું છે, પણ તેનો દરેક અંશ યુદ્ધ માટે વપરાય છે. દરેક કારખાનું, દરેક ગોદી, દરેક ખાણ, દરેક યંત્ર જે પ્રજાઓની સુખ સગવડ માટે વસ્તુઓ

તૈયાર કરતાં હતાં તે હવે યુદ્ધ માટે આગળ કરતાં ત્રણ-ચાર-ગણા વેગથી કામ કરે છે. દરેક આગગાડી, દરેક સ્ટીમર, દરેક વિમાન, દરેક મોટર, દરેક લૉરી હવે યુદ્ધ માટે જ કામ કરે છે. દરેક તાર ઑફિસ, દરેક પોસ્ટ ઑફિસ, દરેક દોરડાં વગરના તારો હવે યુદ્ધના કામમાં સહકાર આપી રહ્યાં છે. પ્રજાઓના લગભગ સર્વ યુવાનો તોપોના ખોરાક માટે ભરતી થાય છે. સ્ત્રીઓને પણ કારખાનાં, હૉસ્પિટલો, દુકાનો, મોટરો, રેલ્વેઓ ને યુદ્ધના ઉત્પાદનના કામમાં કામે લગાડવામાં આવી છે. અપંગ, અશક્ત વૃદ્ધોને પણ એમનાથી બની શકે તેટલું અને તેવું કામ સોંપવામાં આવ્યું છે. પ્રજાની દરેક મનુષ્યશક્તિને કામ સોંપાયું છે.

આવું મહાયુદ્ધ જગતમાં કોઇ વખત થયું જ નહોતું. આટલી આસુરી શક્તિઓ એક કારણે, એકજ ધ્યેય માટે અને સંહારના ભયજનક કાર્ય માટે કયારે પણ ભેગી થઈ નહોતી. જગતમાં ખેતીની વસ્તુઓ, ખનિજો, યંત્રસિદ્ધ વસ્તુઓની પેદાશ કયારે પણ આવડી મોટી થઇ નહોતી. આ સર્વે પેદાશનો એક જ ઉપયોગ એટલે પરસ્પર સંહારનો છે. આ યુદ્ધથી યુદ્ધ કરનારા-ઓનો સંહાર થાય છે. યુદ્ધ નહિ કરનારી પ્રજાનાં ઘરબાર, જાનવરો, બાગબગીચા અને સગાંવહાલાંઓનો મોટો નાશ થાય છે. જ્યારે રણગાડીઓની સેંકડો તોપો એક સાથે ચારે તરફ અગ્નિવર્ષણ કરે છે; જ્યારે હજારો વિમાનો એક સાથે હજારો ટનના બોમ્બ-ગોળા ફેંકે છે; જ્યારે "ધીખતી ધરાની" નીતિ અમલમાં મૂકીને ચારે તરફ સર્વસ્વ સળગાવી દેવામાં આવે છેઃ ઊભાં હજારો ખેતરો, લાખો ફળવૃક્ષો, જાનવરો, ઘરો સર્વનો નાશ કરાય છે ત્યારે પ્રજાની કેવી ભૂંડી દશા થાય તે વિચારવા જેવું છે. રોગચાળો જામે છે, દુકાળો પડે છે, ભયંકર ભૂખમરો થાય છે; હજારો પ્રજાજનોનાં શબો રખડે છે, ગંધાય છે, સડે છે, ત્યારે જ યુદ્ધદૈત્યોની કેવી અસર થાય છે તે જણાય છે. પાંચ વરસ થયાં રશિયામાં અને સાત વરસ થયાં ચીનમાં આવા ઉલ્કાપાતો ચાલુજ છે.

હવે જર્મની અને તેનાં પ્રતિપક્ષી રાજ્યોની મનુષ્યશક્તિ માટે આપણે છેલ્લામાં છેલ્લી ખબરો મુજબ વિચાર કરીએ. જર્મનો સાત કરોડ છે, પરંતુ યુરોપના બીજા ૨૫ કરોડ માણસોનો જર્મનો વત્તોઓછો ઉપયોગ કરી રહ્યાં છે. આમાં યુવાનોને તોપના મોઢાના ખોરાક માટે ખાસ જુદા રાખવામાં આવે છે. જર્મનોએ યુરોપમાં ભયંકર પોલાદી વાડ બાંધી છે. સાથી રાજ્યોને આ વાડ ભેદવી છે. આખા યુરોપનાં સર્વ સાધનો જર્મનીને વાપરવા મલ્યાં છે. એણે આખા યુરોપનાં ચલણો, હૂંડિયામણો, વેપાર ઉદ્યોગો, ખાણો, રેલ્વેઓ, ગોદીઓ, તારો, પોષ્ટ ઑફિસો, પોલિસખાતાં અને વિમાનોને પોતાની વચ્ચમાં મધ્ય સ્થળે રાખી ભારે ચાતુરીયુક્ત ગોઠવણી કરી લીધી છે. જર્મનીએ આખા યુરોપનાં સાધનોનો અનુકૂળ ઉપયોગ કર્યો છે. આ સાધનો મહાન અને વ્યાપક છે. યુરોપમાં જુદે જુદે સ્થળે, જર્મન અધિકારીઓના નેતૃત્વપણા નીચે આ સાધનો જર્મનીની સગવડે યુદ્ધ માટે વપરાય છે. સોનેટરી જર્મનોનાં સૈન્યોની સંખ્યા કુલ ૮૦,૦૦,૦૦૦ હોવાનું અમેરિકન જનરલ મેકર્નીએ સૈનિક કમિટી પાસે જુબાની આપતાં જણાવ્યું હતું. એના અભિપ્રાય મુજબ જર્મનોના કુલ ૧૨,૦૦,૦૦૦ સૈનિકો યુદ્ધ માટે ૧૯૩૯ના સપ્ટેમ્બરથી ૧૯૪૩ની શરૂઆત સુધી ભરતી કરવામાં આવ્યા છે. તે પછી પણ બીજા પંદરેક લાખ યુવકોને રણક્ષેત્રમાં ભાગ લેવા તૈયાર કરવામાં આવ્યા હોવાનો સંભવ છે. જર્મનોની આઠ કરોડની પ્રજામાંથી ફૂલ જેવા કુમળા નવયુવાનોને ચૂંટીને એમનાં હૃદયને યુદ્ધમાં પરોવવામાં આવ્યાં છે. પ્રજાનો પંદર ટકા વિભાગ તોપોના ખોરાક માટેના કામમાં રોકવામાં આવ્યો છે. અમેરિકન સૈન્યોના ભરતીખાતાના વાઈસ ચેરમેન મિ. ફાઉલર ડબલ્યુ હાર્પરે જણાવ્યું હતું કે, અમેરિકાને જો યુદ્ધ જીતવું હોય તો જર્મનીના પંદર ટકા યુવાનો જેમ યુદ્ધમાં ઊતર્યા છે તેમ આપણા પંદર ટકા યુવાનો જે લગભગ ૧,૯૦,૦૦,૦૦૦ થવા જશે તે સર્વનો યુદ્ધભૂમિમાં ઉતારવા પડશે.

નાઝી જર્મનીએ યુદ્ધ માટે અગાઉથી પાંચ-૭ વરસ પહેલાં અગમચેતી વાપરી પોતાના યુવાનોને તૈયાર કર્યાં હતા. એમને સખ્ત સૈનિક તાલીમ આપી હતી. એમને યંત્રો અને યાંત્રિક વાહનો પૂરાં પાડીને એમની સાથે યુવાનોને એમના ઉપયોગની સખ્ત તાલીમ પણ લાંબો સમય સુધી અપાઇ હતી. એ વિશાળ યુવાન સૈન્યોને જોઈતા પ્રમાણમાં શસ્ત્રસામગ્રીઓ પૂરી પડે તે માટે હજારો નવાં કારખાનાં પણ નાઝીઓએ તૈયાર કરી રાખ્યાં હતાં. નાઝીઓએ યુદ્ધની મોટી તૈયારીઓમાં કુલ જર્મન પ્રજાના દરેક ભાગને કામ આપી બેકારીનો નાશ કર્યો હતો. યુવાન સ્ત્રીઓને કારખાનાઓમાં મજૂરી કરવાની તાલીમ પણ આપી હતી.

આ મહાયુદ્ધ શરૂ થયું ત્યારે જર્મની પાસે માંડ દશ લાખ સૈનિકો હતા. સુલેહના સમયમાં આથી મોટી સંખ્યા નિભાવવી મુશ્કેલ છે. પરંતુ નાઝીઓએ ખૂબ અગમચેતી વાપરી હતી. એમણે આખી પ્રજાના યુવકોને અગાઉથી સરસ સૈનિક તાલીમ આપી રાખી હતી. યુદ્ધ ૧૯૩૯ના સપ્ટેંબરમાં શરૂ થયું એટલે આ યુવાનોને એમના ધંધાઓ મુકાવીને તરતજ ૫૦ લાખ યુવકોને સૈન્યમાં ભરતી કરવાની સગવડ સ્વયમેવ થઇ ગઇ. એમના માટે શસ્ત્રાસ્ત્રોનાં હજારો કારખાનાં યોજના મુજબ કામ કરવા માંડ્યાં. જર્મન પ્રજાના આબાલવૃદ્ધોની પાકી ગણત્રી અને એમની મનુષ્યશક્તિની યોજના અગાઉથી જ તૈયાર હતી. આટલી સ્ત્રીઓ અને માણસો ઉદ્યોગોમાં, આટલા ખાણોમાં અને આટલાં સૈનિકોમાં કામે લગાડવાં એ યોજના અમલમાં મૂકવામાં આવી. જ્યારે જરૂર પડે ત્યારે ઉદ્યોગો અને સૈન્યો વચ્ચે મનુષ્યશક્તિની વધઘટ કરવાની સગવડ પણ રાખવામાં આવી હતી. ઉદ્યોગો, વિમાની દળ, સબમરિનો, મનવારો અને સૈનિક અધિકારીઓ તરીકેની બેવડી-ત્રેવડી લાયકાતવાળા ઘણા યુવકોની સંપૂર્ણ ઓળખાણ જર્મન નેતાઓ પાસે હતી.

કયારેક યુદ્ધ માટે વધારે સૈનિકો જોઈતા હતા ત્યારે જર્મન નેતાઓ ઉદ્યોગો, ખાણો અને શાસનપદ્ધતિમાંથી તેમને ખેંચી યુદ્ધકાર્યમાં જોડતા હતા. સ્ત્રીઓને પણ વધારે ઉપયોગી બનાવવા એમને કારખાનાઓમાં યુવાનોની જગ્યા લેવા માટે કામે લગાડવામાં આવી. બેહાલ અને માત્ર દેખદેખ રાખી શકે એવા અપંગો અને શારીરિક ખામીવાળાઓને પણ એમને યોગ્ય કામ આપવામાં આવ્યું. 'જર્મનીમાં કોઈપણ મનુષ્યને નકામું બેસી રહેવાનું નથી, સૌને કાર્ય કરવાનું છે' એ સૂત્ર પ્રજાના હૃદયમાં ઠસાવવામાં આવ્યું. હોંશિયાર કારીગરો, અનુભવી અને તજજ્ઞ જેવા રસાયનિકો, યંત્રશાસ્ત્રીઓ અને વિદ્યુતશાસ્ત્રીઓ, રેલ્વેના નેતાઓ, ઉદ્યોગપતિઓ અને અતિ જોખમદાર નેતાઓને એમના નિયત કાર્યક્ષેત્રમાંથી ખસેડયા નહિ. યુદ્ધના પહેલા જ વરસમાં ૧૯૩૯ ના ડીસેમ્બરમાં પચાસ લાખ સૈનિકો જંગમાં ઉતારવામાં જર્મન નેતાઓ સફળ થયા. ૧૯૪૦ માં યુદ્ધોના મોટા વિજયો મેળવવામાં આવ્યા. પહેલા ૧૯૪૦ના શાંત શિયાળામાં જર્મન સૈન્યો ઘટાડીને ચાલીશ લાખ ઉપર લાવવામાં આવ્યા. ૧૫,૦૦૦ લાખ માણસોને યુદ્ધ ઉદ્યોગોમાં કામે વધારે પ્રમાણમાં મોકલ્યા. યુદ્ધ શસ્ત્રસામગ્રીઓનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો. ૧૯૪૦ના ઉનાળામાં સૈનિકોની જરૂર પડી એટલે ઉદ્યોગો માટે તાલીમ પામેલી યુવતીઓને કારખાનાંઓમાં ભરતી કરી યુવાનોને રણભૂમિ ઉપર મોકલી કુલ ૬૫ લાખ સૈનિકોને સુસજ્જ શસ્ત્રો સહિત યુદ્ધક્ષેત્રોમાં મોકલ્યા. મોટા વિજયો મેળવ્યા પછી ૧૯૪૧ના શિયાળામાં ફરી સૈન્યની સંખ્યા ઘટાડીને ૫૦,૦૦,૦૦૦ની કરી. વધારાનાં માણસોને શસ્ત્રો બનાવવાનાં કારખાનાઓમાં કામે લગાડયાં. યુદ્ધયોગ્ય ઉમરમાં એકાદ વરસનો ઘટાડો કરી અનેક નવા નવલોહિયા કિશોરોને યુદ્ધની તાલીમ આપવી શરૂ કરી દીધી. રશિયન યુદ્ધ પહેલાં ૫૦ લાખ સૈનિકોની જર્મનીને જરૂર પડી હતી.

હવે જર્મન સર્વાધ્યક્ષ હિટલરે અંધારામાં મોટો ઠેકડો માર્યો. એણે રશિયાનું આક્રમણ શરૂ કર્યું. રશિયામાં બે હજાર માઈલ લાંબી યુદ્ધભૂમિના મોરચાઓ ઉપર નવા નવા સૈન્યોની આવશ્યકતા વધવા લાગી. ૨૦૦૦ માઈલ લાંબા રસ્તાઓ, રેલ્વેઓ, મોટર-લૉરીઓ અને વિમાનોના અનેક માર્ગો દ્વારા રશિયામાં ચાલુ મોટાં સૈન્યો, શસ્ત્રસામગ્રીઓ મોકલવાની ફરજ પડી. નવાં નવાં હજારો શસ્ત્રસામગ્રીઓનાં કારખાનાં બેલ્જિયમ, ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયા, ઑસ્ટ્રિયામાં જર્મનોએ પોતાના અનુભવી એંજિનિયરોની દેખરેખ નીચે ઊભાં કર્યાં; આમાં યુરોપના બીજા દેશોના મજૂરોને જર્મન દેખરેખ નીચે કામે લગાડવામાં આવ્યા. મનુષ્યશક્તિની મોટી જરૂર પડી. આ જરૂરિયાત લગભગ ૩૦ લાખ માણસોની શરૂઆતમાં હતી. જર્મનોના દશ લાખ સૈનિકો યુરોપના જીતેલા દેશના રક્ષણ માટે રોકાયા હતા. આમ કુલ ૮૦,૦૦,૦૦૦ સૈનિકોનાં સૈન્યો ઊભાં કરવામાં આવ્યાં. જર્મનીએ ૧૯૧૮ ના ગતયુદ્ધમાં ૫૩ લાખ સૈનિકો યુદ્ધક્ષેત્રોમાં અને ૨૭,૦૦,૦૦૦ રીઝર્વ તરીકે જર્મનીમાં રાખ્યા હતા. રશિયન યુદ્ધની શરૂઆતમાં જર્મનીએ એટલાજ માણસો રોકયા હતા. પણ પાછળથી વધારે જરૂરિયાત પડતી ગઈ.

જર્મનીને હવે બીજી સૈનિક મદદો પણ મળી હતી. ઇટેલી હંગેરી, સ્પેન, સ્લોવેકિયા, રૂમાનિયા અને બલ્ગેરિયાનાં સૈન્યોની મોટી મદદ મળી. ફિન્લેન્ડ પણ જર્મનોનાં યુધ્ધો લડવા લાગ્યું. આમ કુલ ચૌદ કરોડની વસતિમાંથી જર્મનોને સૈનિકો અને કારીગરો મળ્યા. રશિયન યુધ્ધો માટે આ સર્વનો સહકાર જર્મનોએ યોગ્ય માર્ગે દોર્યો. પરદેશોથી ૨૧ લાખ હોંશિયાર કારીગરોની ભરતી કરીને જર્મનીનાં કારખાનાંમાં કામે લગાડવામાં આવ્યાં. આ સિવાય યુરોપનાં કારખાનાં, જર્મનીને જોઈતાં એંજિનો, રેલ્વેઓ, પુલો અને બીજી સામગ્રીઓ બનાવતા હતા. હમણાં (૧૯૪૨ની આખરમાં) ૩૦ લાખ પરદેશી કારીગરો

જર્મનોનાં કારખાનાંમાં કામ કરે છે. આખા યુરોપમાં જર્મન બેન્કની નોટોનું ચલણ ચાલે છે. જર્મનીનું અર્થશાસ્ત્ર અતિ વિશાળ બન્યું છે, પણ તે અત્યંત સાવધ અને વિચારવંત માર્ગોએજ ગમન કરે છે. આ સિવાય રસ્તાઓ બનાવવા અને રેલ્વે સડકો બનાવવી, ખેતી માટે જર્મનીમાં સાથીરાજ્યોનાં વિમાનોએ કરેલું નુકશાન સુધારવા માટે લગભગ ૩૦–૪૦ લાખ કેદીઓને કામે લગાડયા છે. આમાં પંદરેક લાખ ફ્રેંચો અને બાકીના રશિયનો છે. બેલ્જિયમ, ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયાના મોટા ઉદ્યોગોને જર્મનીએ શસ્ત્રસામગ્રીઓ બનાવવામાં ફેરવી નાંખવામાં આવ્યાં છે. કુલ ૨૦ કરોડ પ્રજાઓના પ્રદેશોના ઉદ્યોગોનો મોટો વિકાસ કરી એમને જર્મનોએ પોતાનાં દિગ્વિજયનાં કાર્યો માટે શસ્ત્રસામગ્રીઓ બનાવવાનાં સાધનોની વિસ્તિર્ણ યોજનાઓના સૂત્રોથી સાંધી લીધાં છે.

જર્મનીના સૈનિકોની સંખ્યા ૧,૨૦,૦૦,૦૦૦ સુધી પહોંચી છે. બીજી પ્રજાઓના યુવાન કારીગરોને ખેતી અને ઉદ્યોગો, રેલ્વે અને પોષ્ટ, તાર ટેલિફોનના કામોમાં મોટા પ્રમાણમાં રોકીને જર્મનો પોતાના યુવાનોને યુદ્ધના અગત્યના કામમાં રોકે છે. આ યુધ્ધમાં સીધી કે આડકત્રી રીતે જર્મનોની વિશાળ યોજનામાં ૨૦થી ૨૫ કરોડ યુરોપની પ્રજા સહકાર આપી રહી છે. એનો યોગ્ય ઉપયોગ કરી યુરોપના મનુષ્યોની ખોરાકી પોષાકી, શિક્ષણ, ખેતી અને બેકારી નિવારણના મોટા યંત્રને જર્મન નિષ્ણાતો યોગ્ય ગતિ આપી રહ્યા છે. આ કામ અતિશય મહાભારત છતાં જર્મનો પોતાની લાક્ષણિક વ્યવસ્થાશક્તિથી સુનિયમિત બનાવી શકયા છે. સૈન્યો માટે ખોરાકી, પોષાકી અને શસ્ત્રસરંજામોને મુખ્યપણે દૃષ્ટિ સમીપ રાખીને બાકીનાં સાધનોની જર્મની યોગ્ય રીતે વહેંચણી કરી આપે છે. પરદેશી કારીગરો ઉદ્યોગો ચલાવી જર્મન શસ્ત્રસામગ્રીઓ બનાવે છે, જ્યારે જર્મનો યુરોપના દેશોના રક્ષણ સાથે યુધ્ધો ચલાવી પણ રહ્યા છે. જર્મનોએ યુધ્ધના

વિકાસ સાથે સૈન્યો પણ મોટા પ્રમાણમાં વધાર્યાં છે, અને શસ્ત્ર-સામગ્રીઓ માટેનાં નવાં નવાં મોટાં કારખાનાં પણ ઊભાં કર્યાં છે.

મહાયુધ્ધમાં જર્મનીના ઓછામાં ઓછા અર્ધો કરોડ સૈનિકો માર્યા ગયા હશે, ઘાયલ થયા હશે અથવા કેદ પકડાયા હશે. આ સર્વ નુકશાની જર્મની પોતાના યુવાનોને ઉદ્યોગોમાંથી ખેંચીને નવા નવા તૈયાર થતા કિશોરોને તાલીમ આપીને પૂરી પાડે છે. રશિયન યુધ્ધક્ષેત્રોમાં ઘણી નુકશાની ચાલુ પૂરી પાડવાની રહે છે. ઇટેલિ ફરીને સાથીરાજ્યો સાથે જોડાયું તેમાં પણ એથી ત્રણ લાખ નવા સૈનિકોની જર્મનીને જરૂર પડી છે. આ સિવાય ભૂમધ્ય સમુદ્રના યુરોપના કિનારાના રક્ષણ માટે પણ પાંચેક લાખ સૈનિકો રાખવા પડે છે. જર્મની ઉપર સાથીરાજ્યોનાં વિમાનો રાત્રિ દિવસ આક્રમણ કરે છે એટલે એમની સામે શહેરોના બચાવ માટે દશેક લાખ સૈનિકો રાખવા પડતા હશે. આમ ચારે તરફ જર્મનોના સૈનિકોની માંગ વધતી જાય છે. જે જર્મની આક્રમણકારી હતું તે હવે રક્ષણ ઉપર આવી રહ્યું છે. હજી જર્મની પાસે મોટું કવાયતી સૈન્ય અને તેમને પૂરાં પડે એટલાં શસ્ત્રો છે. જર્મનો હિંમત હારે તેવો એમનો સ્વભાવ નથી, તેઓ ભયંકર લડવૈયાઓ છે. જર્મની તરત બેસી જશે એવી નબળાઇનાં કાંઇ ચિહ્નો મળતાં નથી. એનો બંદોબસ્ત કયાંયે પણ ઢીલો પડયો નથી.

જર્મનીના પ્રદેશો અને સ્વાધિન રાજ્યોમાં ખોરાકીની કયાંયે તંગી નથી. બાલ્કનનાં રાજ્યો હાથમાં આવ્યા પછી જર્મની યુરોપને "ભાવબંધી અને માલબંધીના નિયમો અમલમાં મૂકી ખોરાક પૂરો પાડવા શકિતમાન થયું છે. યુરોપનું અર્થશાસ્ત્ર એણે સુનિયંત્રિત બનાવી બેકારીને હાંકી કાઢી છે. સૌના માટે ખોરાકી, પોષાકી અને કામની વ્યવસ્થાનાં તંત્રો એણે ગોઠવી દીધાં છે. પોતાના યુદ્ધનાં મહાન ચક્રોને સંપૂર્ણ અવિરત ગતિમાં મૂકી દીધાં છે. જર્મનોનું મુખ્ય ધ્યાન યુધ્ધના યંત્રને ચલાવવાનું છે. તેઓ ઘણી

વખતે અત્યંત ક્રૂર પણ બને છે. પોતાના યુદ્ધના આદર્શને આડે આવનારના ઉપર એમનો જુલમ અસહ્ય છે. તેઓએ લાખો અને કરોડો લોકોને પોતાનાં ઘરો ત્યજીને સ્થળાંતરોમાં દૂર મોકલ્યા છે. એમની સૈનિક નિયમનવાળી આજ્ઞાઓ પોલાદી અને દયાના છાંટા વગરની હોય છે.

જર્મની પાસે પુષ્કળ મનુષ્યશક્તિ છે. એનો પરાજય મોટા ભોગો માંગી લે છે. જર્મનીનો ડગલે અને પગલે પરાજય કરી એને હઠાવતાં જ્યારે સાથી સૈન્યો બેલ્જિયમ, ફ્રાન્સ, હોલાન્ડ, ડેન્માર્ક, નોર્વે, ઝેકોસ્લોવેકિયા અને બાલ્કન રાજ્યોને મુક્તિ અપાવશે ત્યારે જ જર્મનીમાં એમનાં સૈન્યોનો દિગ્વિજય શક્ય છે; ત્યાં સુધી એમને ઇંચે ઇંચ જમીન માટે લડીને જર્મનીને હઠાવવાનું ભગીરથ કાર્ય છે. હમણાં તો જર્મનીની પીછેહઠના પ્રમાણમાં તો એને વર્ષો લાગશે, પણ સાથીરાજ્યોની તાકાત વધતી જાય છે. તેઓ ખૂબ બળનો વિકાસ કરે છે; એટલે જર્મનીનો પરાજય ૧૯૪૫ માં થાય એ સંભવિત છે. છતાં યુદ્ધમાં અનેક અકસ્માતો બને છે. એવા કોઈ અકસ્માતને લીધે તેનાં સૈન્યોને સરલ વિજય મળે તેવો સંભવ તદ્દન નથી એમ નથી. જર્મનીની તાકાત મર્યાદિત થઈ છે પણ હજી એને કોઈ રીતે મોટો મરણતુલ્ય આઘાત લાગ્યો નથી. એ સિવાય જર્મન પ્રજામાં પણ શાંતિપ્રિય, સુલેહ ચાહનારા, સાથીરાજ્યો તરફ સહાનુભુતિ ધરાવનારા ઘણાં છે. પરંતુ નાઝીઓએ એમને દબાવીને કારાગ્રહવાસી બનાવ્યાં છે, અથવા સખ્ત ચોકીપહેરા નીચે મૂકયા છે.

જર્મનીમાં આંતરવિગ્રહ થવાનો સંભવ કોઈ ધારે છે; પરંતુ તેની શકયતા હમણાં સંભવિત નથી. જર્મનીની પ્રજાનો મત નાઝીઓએ પોતાના લાક્ષણિક શિક્ષણ દ્વારા પોતાના આદર્શોમાં માનતો બનાવ્યો છે. નાઝી આદર્શ વિરૂદ્ધનો એક પણ અક્ષર ત્યાં ઉચ્ચારી શકાતો નથી. વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો, રેડિયો, નાટકો,

પ્રહસનો, લાયબ્રેરીઓ, સિનેમાઓ અને સભાઓનો માત્ર નાઝી સિદ્ધાન્તોના પ્રચાર માટેજ ઉપયોગ થાય છે. આખી પ્રજાનું માનસ નાઝીઓએ પોતાના વાતાવરણને અનુરૂપ બનાવ્યું છે. આ સિવાય શરૂઆતના મોટા વિજયોનો કેફ પણ જર્મનોને ઊતર્યો નથી. પોતાના પ્રદેશ કરતાં અનેકગણાં દેશો તથા તેમની પ્રજાઓ, જર્મનીના શાસન નીચે છે એવું અભિમાન જર્મનોના હૃદયોને ઉલ્હાસ આપે છે. ૧૯૧૮ માં જર્મનીમાં દુકાળ હતો એટલે જર્મનીને શરણે જવું પડયું; હમણાં એવો દુકાળ નથી, ઉલ્ટું ત્યાંનો પાક બહુ સારો હોવાના ખબરો આડકત્રી રીતે સાંભળ્યા છે.

જર્મની પાસે પુષ્કળ કોલસો છે. એ પોતે ૩૬ કરોડ ટન જેટલો કોલસો પેદા કરે છે. આ સિવાય ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયા, પોલાન્ડ, બેલ્જિયમમાંથી એને પુષ્કળ કોલસો મળે છે. એની કુલ પેદાશ પોણો અબજ ટન જેટલી હોવાનો સંભવ છે. કોલસો એ યુદ્ધનું આધુનિક યંત્રો બનાવવા માટે અગત્યનું સાધન છે. એ ન હોય તો યુદ્ધક્રિયા જરૂર શિથિલ થાય છે. કોલસા પછી લોઢું તેટલી જ અગત્યની ધાતુ છે. એ પણ જર્મની પાસે પુષ્કળ છે.



૧૨

# જર્મનીની સાધનશક્તિ

આ મહાયુદ્ધ કેટલું લાંબું ચાલશે તે અટકળવું અતિ મુશ્કેલ છે. એની બંધ થવાની મુદત કોઈ પણ અનુમાની શકે તેમ નથી. પરંતુ આ મહાયુદ્ધ બહુ લંબાશે એ માટે સૌ એકમત છે. એટલે હજી બે વરસ અથવા ત્રણ વરસ સુધી યુદ્ધ લંબાશે એવી ગણત્રી ઉપર ભવિષ્યની યોજનાઓ લંબાઈ છે. સાથીરાજ્યોની યોજના મુજબ પ્રથમ જર્મનીને સંપૂર્ણ હરાવવાનું છે. જર્મનીની શક્તિ અને બળ હજી અંકુશમાં આવ્યાં નથી. મિ. ચર્ચિલના જણાવવા મુજબ ૧૯૪૪ ની આખર

સુધીમાં જર્મનીનો પરાજય શકય બનશે. પરંતુ એ મુદતમાં પણ વધારો થાય એવાં ચિહ્નો દેખાય છે. જાપાન સામે હમણાં આક્રમણકારી પગલાં લેવાતાં નથી. જાપાનને આગળ વધતું અટકાવવા અને જ્યાં છે ત્યાંજ રોકી રાખવાની પોતાની યુદ્ધનીતિ ઉપર સાથીરાજ્યોએ મર્યાદા મૂકી છે. આથી યુદ્ધ ૧૯૪૬ સુધી પણ લંબાય તો નવાઈ પામવાનું નથી. પોતાનો છેવટનો વિજય મેળવવા માટે, સાથીરાજ્યો અને ધરીરાજ્યો લડાઇ ગમે તેટલી લંબાય તેને માટે દરકાર રાખે તેમ નથી.

જર્મની ધરી રાજ્યોમાં અવ્વલ દરજ્જો ભોગવે છે. જર્મનીના સરમુખત્યાર હેર હિટલરે જાહેર કર્યું છે કે, 'હું ગત યુદ્ધના કૈઝર વિલિયમ માફક હિંમત હારીશ નહિ. પરંતુ અંતિમ વિજય મળે તે સમય સુધી લડવાનો મારો દૃઢ નિશ્ચય છે.' જર્મનીએ મોટા ભોગો આપ્યા છે. હજી આથી પણ મોટા ભોગો જર્મની આપવા તૈયાર છે. જર્મની કહે છે કે, અમારી પાસેથી યુરોપમાંથી એક ઇંચ જમીન પણ પાછી ઝુંટવવી એ ઘણું મુશ્કેલ છે. એને પોતાના છેવટના વિજય માટે પાકો નિશ્ચય છે.

જર્મની હમણાં અંકુશમાં આવ્યાનું જણાય છે. એની મુખ્ય શક્તિ રશિયામાં વપરાય છે. જર્મનીની ૭૫ ટકા શક્તિ રશિયન યુધ્ધમોરચાઓ ઉપર વપરાય છે. રશિયન યુદ્ધમાં જર્મનીએ ઝંપલાવ્યું ન હોત તો એ આજ યુરોપનું મહાવિજેતા હોત, એ માટે હવે બધા યુધ્ધના અનુભવીઓ એકમત થયા છે. મિ. ચર્ચિલે પણ હમણાં જ જાહેર કર્યું છે કે, ફ્રાન્સના પરાભવ પછી જર્મનીએ બ્રિટન ઉપર આક્રમણ કર્યું હોત તો બ્રિટન પાસે તે સમયે સૈનિકો, તોપો, વિમાનો, રણગાડીઓ અને દારૂગોળો નહોતાં; રક્ષણની કાંઇ તૈયારીઓ પણ ન હોતી. એ સમયે જર્મની બ્રિટનને જીતી શકયું હોત પરંતુ તે સમયે બ્રિટનના સારા નશીબે જર્મનીએ રશિયાને છંછેડયું. રશિયાના


સોવિયેટ રશિયા
બ્રીટન
કેનેડા
યુનાઈટેડ સ્ટેટ્સ
એશિયા
જાપાન
ટ્રીનીડાડ
આફ્રિકા
દક્ષિણ અમેરિકા
બર્મા
ડચ ઈસ્ટ ઈન્ડીઝ
આૅસ્ટ્રેલીયા
દશ લાખ મેટ્રીક ટનમાં — ૧૯૩૯
૧. અમેરિકા ........ ૧૭૦
૨. રશિયા ........ ૩૧
૩. વેનીઝ્યુલા ........ ૩૦
૪ ઈરાન ........ ૧૩
૫. રૂમાનીઆ ........ ૭
૬. ડ.ઈ. ઈન્ડીઝ ........ ૫
૭. મેક્ષીકો ........ ૪
૮. ઈરાક ........ ૩
નાકાબંધી
મુખ્ય તેલ કેન્દ્રો
બ્રીટન, જર્મની, ઈટાલી, અને જાપાનના તેલ મેળવવાના માર્ગ
બંસી

છેલ્લા બે શિયાળાઓએ જર્મનીની મનુષ્યશક્તિ અને શસ્ત્રસામગ્રીઓનું મોટું બલિદાન લીધું છે.

જર્મની આ યુદ્ધ લંબાવશે. બંને પ્રતિપક્ષીઓ યુધ્ધના અંતિમ વિજય માટે સર્વસ્વ હોમી દેવા તૈયાર છે. બંનેએ મોટા ભોગો આપ્યા છે, બંને પાસે હજી મોટાં સાધનો છે; એ તરતમાં ખૂટે એમ પણ નથી. જર્મનીએ પોતાનાં સાધનોનો પુનરુદ્ધાર અને પુનર્વિકાસ શરૂ કર્યો છે.

પહેલું તો કારખાનાં માટે મજૂરો મોટી સંખ્યામાં પૂરા પાડવા જોઇએ. બીજું, યુધ્ધભૂમિમાં તોપોના મોઢામાં ખોરાક તરીકે કામ લાગે તેવા લાખો—કરોડો યુવાનોની જરૂર પૂરી પાડવી. ત્રીજું, કાચાં સાધનો જેવાં કે પેટ્રોલ, કોલસા, ખોરાકી અને પોષાકીનાં સાધનોનો વિકાસ કરવો. ચોથું યુધ્ધસામગ્રીઓનાં જર્મન અનુભવીઓના હાથ નીચે નવાં કારખાનાં ઊભાં કરવાં. આ ચારે સાધનોનો સંપૂર્ણ વિકાસ કરી યુદ્ધને લંબાવવાનો જર્મનીનો પાકો વિચાર છે.

આ સાધનોમાંથી યુવાનોને તાલીમ આપી સૈનિકો બનાવવાના કામમાં છ માસ લાગે છે. તાલીમ વગરના યુવાન સૈનિકો યુદ્ધમાં ઊભા રહી કે લડી શકે તેમ નથી. જર્મન અનુભવી અધિકારીઓના હાથ અને શિક્ષણ નીચે યુરોપના યુવકોને સખ્ત તાલીમ આપવાનું હિટલરે પોતાનાં આશ્રિત રાજ્યો પાસે મને કમને સ્વીકારાવ્યું છે. આ સિવાય જર્મન અનુભવી ભૂસ્તરશાસ્ત્રીઓ પાસેથી જુદાજુદા દેશોમાંથી પોલાદ, લોઢું, તેલ, કોલસા વગેરે મેળવવાની પણ જર્મનીએ ગોઠવણો કરી હશે. નવાં નવાં શસ્ત્રસામગ્રીઓનાં કારખાનાં પણ બાંધવા માટેની ગોઠવણો થઇ હશે. પોતાનાં આશ્રિત ૨૫ રાજ્યોની મનુષ્યશક્તિ અને ભૂમિમાંથી પૂરેપૂરો કસ ખેંચવાનો જર્મનીનો ઇરાદો છે. આ મહાયુદ્ધ પાછળ જર્મનીને હોમવાનો હેર હિટલરનો માત્ર વિચાર નથી; પરંતુ આખા યુરોપનાં ૨૫ રાજ્યોને પણ સાથે ફના કરવાનો વિચાર એનો લાગે છે.

મહાયુદ્ધના નેતાઓને. આ યુદ્ધમાં લાંબું ટકવા માટે મુખ્ય સાધનો (૧) કોલસો (૨) પેટ્રોલ (૩) પોલાદ (૪) ખોરાકી (૫) અર્થનીતિ (૬) મનુષ્યશક્તિ (૭) સમુદ્ર, જમીન અને આકાશના વિશાળ વ્યવહારમાર્ગો (૮) યુદ્ધસામગ્રીઓ બનાવવા માટે હોંશિયાર કારીગરો, એંજિનિયરો, રસાયણશાસ્ત્રીઓ, વિદ્યુત્-શાસ્ત્રીઓ અને વિજ્ઞાનીઓની મોટી દરકાર છે. હવે જો યુદ્ધ ત્રણ વર્ષ લંબાય તો જર્મની આ સર્વસાધનો પૂરાં પાડી શકશે કે કેમ તે મોટો અગત્યનો સવાલ ઊભો થાય છે. જર્મનીની શક્તિ આપણે તપાસીએ.

જર્મની પાસે પોતાની પ્રજા ૯ કરોડની છે; આમાંથી બાળકો, અપંગો, અતિ વૃદ્ધો અને સ્ત્રીઓ એવા અમુક અંશો કાઢી નાંખીએ તો જર્મનીની અઢી કરોડ વ્યક્તિઓ બાદ કરવી પડશે. બાકીનાં નીચે પ્રમાણે કામે લાગ્યાં છે:

૦॥। કરોડ જર્મનોના ખરા શક્તિશાળી યુવાનો સૈનિકે તરીકે રણભૂમિમાં, તાબાનાં રાજ્યોના રક્ષણ માટે સંરક્ષણ સૈન્ય તરીકે કામ કરે છે.

૦॥। કરોડ જર્મન યુવકો માર્યા ગયા, ઘાયલ થયા, અપંગ થયા અને નકામા બન્યા હશે.

૧ કરોડ મનુષ્યશક્તિ યુદ્ધના યોદ્ધાઓની સેવા, તેમને દરરોજ હજારો રણગાડીઓ, વિમાનો, દારૂગોળો અને યુદ્ધ ચલાવવા માટે જોઈતી ૪૦ હજાર વસ્તુઓ પૂરી પાડવામાં રોકાઈ છે. રેલ્વે, સ્ટીમરો, વિમાનો મારફતે એ ચીજો જંગી સંખ્યામાં દરરોજ હજારો માઇલો દૂર સુધી પહોંચાડવી પડે છે. દરરોજ નવાં નવાં શહેરોમાં યુદ્ધભૂમિ ઉપરથી તારો, ટપાલ, ખોરાકી, પોષાકી, એમને ઘડિયાળની નિયમિતતાથી પહોંચાડવી પડે છે. ડાક્ટરો, નર્સો, રસોઇયાઓ, કમ્પાઉન્ડરો, ખાણો ખોદનારાઓ એવાં એવાં અનેક જાતનાં યુદ્ધનાં કામમાં ૧ કરોડ જર્મનો રોકાયા છે.

૧ કરોડ જર્મનો ખેતીના કામમાં રોકાયા છે. ખોરાકીનો પ્રશ્ન ખૂબ અગત્યનો છે.

૦ાા કરોડ જર્મનો ૨ લાખ કારખાનાંમાં લડાઇને સામાના બનાવે છે. આ સાથે ૦ાા કરોડ બીજા દેશના કારીગરો કકરે છે.ામ

૦ાા કરોડ જર્મનો જમીનમાંથી ભૂસ્તરો કાઢે છે.

૦ાા કરોડ જર્મનો રાજવહિવટ, પરદેશખાતું, તાલીમ, અને શિક્ષણમાં રોકાયા છે.

૦ાા કરોડ જર્મનો વિમાનો, સબમરિનો, દરિયાઇ મનવારો અને પોલીસખાતુ વગેરેમાં રોકાયા છે.

૧ કરોડ જર્મનો દુકાનદારો, વેપારીઓ, ધોબી, હજામ શિક્ષકો, બેંકરો, હોટલ માલિકો અને પ્રજાની સેંકડો જરૂરિયાતો પૂરી પાડવાના કામમાં રોકાયા છે.

૦ાા કરોડ પરચુરણ કામોમાં રોકાયા છે જેમાં યુધ્ધની તાલીમ લેતા યુવકો ગણ્યા છે.

૨ાા કરોડ સ્ત્રીઓ, વૃધ્ધો, બાળકો અપંગો અને નકામી પ્રજા છે.

આ રીતે જર્મનોનો એક એક માણસ પોતાનાં સાધનો અને ઉત્પાદનશક્તિ સહિત આ યુદ્ધમાં ભાગ લઈ રહ્યો છે.

જર્મનોએ જે દેશો કબજે કરી મોટા વિજયો વીજળીવેગે મેળવ્યા છે તેમની મનુષ્યસંખ્યાનો કોઠો નીચે મુજબ છેઃ—

| દેશ | વિસ્તાર ચો. મા. | વસતિ |
|---|---|---|
| ૧ નોર્વે | ૧,૨૫,૦૦૦ | ૩૫ લાખ |
| ૨ ડેન્માર્ક | ૧૬,૫૬૬ | ૪૫ લાખ |
| ૩ હોલાન્ડ | ૧૩,૧૮૬ | ૭૫ લાખ |
| ૪ બેલ્જિયમ | ૧૧,૭૫૯ | ૮૫ લાખ |
| ૫ ફ્રાન્સ | ૨,૧૨,૬૫૯ | ૪ાા કરોડ |
| ૬ ઓસ્ટ્રિયા | ૩૨,૪૦૦ | ૭૦ લાખ |
| ૭ ઝેકોસ્લો-વેકિયા | ૫૪,૪૩૮ | ૧ાા કરોડ |
| ૮ પોલેન્ડ | ૧,૪૯,૦૪૨ | ૩ કરોડ |
| ૯ રૂમાનિયા | ૧,૨૨,૨૮૨ | ૨ કરોડ |
| ૧૦ બલ્ગેરિયા | ૪૨,૦૦૦ | ૬૦ લાખ |
| ૧૧ યુગોસ્લાવિઆ | ૯૫,૬૨૮ | ૧ા કરોડ |
| ૧૨ આલ્બેનીઆ | ૧૧,૦૦૦ | ૧૦ લાખ |

| દેશ | વિસ્તાર ચો. મા. | વસતિ |
|---|---|---|
| ૧૩ ગ્રીસ | ૪૫,૦૦૦ | ૮૦ લાખ |
| ૧૪ ઈટેલી | ૧,૧૭,૯૩૨ | ૪૧ કરોડ |
| ૧૫ હંગેરી | ૩૫,૧૬૪ | ૮૫ લાખ |
| ૧૬ સ્વીડન | ૧,૭૩,૦૩૫ | ૬૫ લાખ |
| ૧૭ રશિયા | ૨,૦૦,૦૦૦ | ૩ કરોડ |
| ૧૮ યુક્રેન | ૪૯,૮૧,૦૦૦ | ૫ કરોડ |
| ૧૯ લિથુઆનિયા | ૫૯,૬૯૩ | ૫૫ લાખ |
| ૨૦ લેટવીઆ | ૫૯,૬૩૩ | ૨૦ લાખ |
| ૨૧ સ્પેન | ૧,૯૪,૭૮૪ | ૨॥ કરોડ |
| ૨૨ ઈસ્ટોનિયા | ૨૩,૧૬૦ | ૨૨ લાખ |
| ૨૩ ફિન્લેન્ડ | ૧,૨૫,૬૯૯ | ૨૦ લાખ |

આ રીતે જર્મની પાસે કુલ મનુષ્યશક્તિ લગભગ ૨૫ કરોડ છે. પરંતુ આ જીતાયલા દેશોમાંથી સૈનિકો મળવા એને મુશ્કેલ છે. આ દેશોમાંથી ઇટેલી, રૂમાનિયા, ફિન્લેન્ડ, હંગેરી અને બલ્ગેરિયાના સૈનિકોએ જર્મનીનાં યુધ્ધો લડવામાં સાથ આપ્યો છે. જર્મની પાસે હમણાં લગભગ ૫૦ લાખ સૈનિકો તાલીમ લઈ રહ્યા હોવાનું અનુમાન છે.

જર્મનીએ પોતાનાં અને પારકાં રાજ્યોમાં અર્થશાસ્ત્રની યોજના એટલી વિશાળ રાખી છે કે વ્યક્તિગત રાજ્યનો એક દાખલો અપાય નહિ. સૌ રાજ્યોનાં સાધનોનો સમગ્રપણે વિચાર કરાય છે. રૂમાનિયા પાસેથી જર્મની તેલ, અને અનાજ મેળવે છે. સ્વીડન પાસેથી કોલસો મેળવે છે. બેલ્જિયમ અને ફ્રાન્સ પાસેથી કોલસો અને પોલાદ મેળવે છે, એક દેશ પાસેથી બે-ત્રણ વસ્તુઓનો મેળવીને પોતાને જોઇતી વસ્તુઓ રાખીને બાકીની બીજા દેશોને આપે છે. પોતે સૈનિક શસ્ત્રસામગ્રીઓ બનાવવામાં રોકાયલું હોવા છતાં જર્મની પોતાની પ્રજા માટે અને બીજાં રાજ્યોની આર્થિક તુલા સમભાવે ગોઠવવા માટે પાકી વસ્તુઓ અમુક પ્રમાણમાં તૈયાર કરી આ ૨૫ રાજ્યોની અર્થશાસ્ત્રને નિયંત્રણમાં રાખે છે. ખેતીની પેદાશ પણ તે રાજ્યની પ્રજાની જરૂરિયાત જોગી રાખીને બાકીની પોતે ખરીદી સૈનિકો અને બીજાં રાજ્યોની પ્રજા વચ્ચે યોગ્ય વહેંચણી કરી આપે છે. સૌ નાનાં મોટાં રાજ્યોમાં ભાવબંધીઓ અને અંકુશો છે. સૌ વસ્તુઓની પેદાશ અને વ્યયનું શાસ્ત્રીય આર્થિક પદ્ધતિએ

નિયંત્રણ થાય છે. સૌ રાજ્યોની દરેકે દરેક વ્યક્તિને કામ મળે એવી વ્યવસ્થા જર્મની રાખે છે.

આ આધુનિક યુદ્ધને માટે કોલસાની મુખ્ય જરૂર છે. કોલસો એ એક અમૂલ્ય પદાર્થ છે. જાદૂગર જર્મનોએ કોલસાને જગતમાં સૌથી ઉપયોગી પદાર્થ બનાવી દીધો છે. પેટ્રોલ કોલસામાંથી નીકળે, ડામર કોલસામાંથી મળે, અનેક જાતના રંગબેરંગી રંગો કોલસામાંથી જર્મનો પેદા કરી જાણે, જાતજાતની દવાઓ પણ કોલસામાંથી તેઓ ઉત્પન્ન કરે, જાતજાતના ગ્યાસો, કોક અને સેંકડો જાતના પદાર્થો તેઓ કોલસામાંથી બનાવે છે. એની રાખનો પણ ઉપયોગ કરે છે. આ યુદ્ધ માટે એનો ઉપયોગ ખૂબ વિસ્તૃત છે. જર્મનો કે એમના પ્રતિપક્ષીઓ કોલસા વગર આ યુદ્ધ લડી શકે નહિ, એ ચોકખી દિવા જેવી વાત છે.

જગતની કુલ કોલસાની પેદાશ ૧।। અબજ ટન હમણાં આશરે છે. તેમાંથી જર્મનીને ૫૧।।। કરોડ ટન એટલે ⅓ ભાગ મળે છે. આ મહાયુદ્ધમાં એને આ પેદાશ જોઇએ તેટલી છે; એમાં તંગી પડે એમ નથી. એને આગળ જતાં મનુષ્યશક્તિની તંગી પડશે એવી બીક કદાચ રાખી શકાય, પરંતુ કોલસાની તંગી નહિ પડે. જર્મની હલકા કોલસામાંથી યંત્રોમાં પીલીને પેટ્રોલ બનાવે છે. જર્મનીની પેદાશનો કુલ કોલસો ૫૨ કરોડ ટન યુધ્ધનાં કામો માટે વપરાય છે.

**પેટ્રોલ તેલ**—મોટરો, વિમાનો, રણગાડીઓ, મોટર સાઇકલો આ સર્વે પેટ્રોલથી ચાલે છે. પેટ્રોલ એ પણ આ મહાયુધ્ધનો અગત્યનો પદાર્થ છે. આ યુદ્ધમાં વિમાનો અને રણગાડીઓ વિજયની મુખ્ય ચાવીઓ છે. હવે તો મોટાં માલવાહક વિમાનોનો ઉપયોગ સૈન્યો અને સાધનસામગ્રીઓ પહોંચાડવા માટે મોટા પ્રમાણમાં કરાય છે. પેટ્રોલ વગર એ અસંભવિત બનશે. સબમરિનોને પણ પેટ્રોલ જોઇએ છીએ. ઘણીખરી સાગરમનવારો પણ પેટ્રોલથી જ ચાલે છે. યુધ્ધ જીતવા માટે કોલસા જેટલુંજ પેટ્રોલિયમ અગત્યનું છે. જેમ કોલસાનો અમેરિકા રાજા છે, તેમ પેટ્રોલિયમનો પણ અમેરિકા રાજા છે. જર્મની પાસેનાં સાધનો પણ મોટાં હોવા છતાં યુદ્ધનો પેટ્રોલનો

ખર્ચો બહુ મોટો હોવાથી એ આ બાબતમાં કદાચ તંગી અનુભવે એવી શંકા અનુભવીની છે. પરંતુ જર્મનીનાં યુદ્ધક્ષેત્રોનો વિસ્તાર ખૂબ સંકોચાયો છે. હવે ઉત્તર આફ્રિકામાં એને લડવાનું નથી. રશિયામાં પણ મોરચો ટુંકાવ્યો છે, આથી એનો પેટ્રોલનો ઉપયોગ ઘણો ઘટશે. જર્મની પાસે પેટ્રોલનાં સાધનોમાં મુખ્ય રૂમાનિયાનો પ્રદેશ છે. એમાંથી ૧૯૩૬ માં રૂમાનિયાને ૭૬ લાખ ટન તેલ મળ્યું હતું. જર્મની હમણાં રૂમાનિયાના તેલના કૂવાઓમાંથી ૧ કરોડ ટન તેલ કાઢતું હશે. બાકી ૨૫ લાખ ટન તેલ જર્મની કોલસાને યંત્રોથી પીલીને બનાવતું હોવાનો સંભવ છે. આમ જગતની પેટ્રોલિયમની પેદાશ કુલ સાધારણ વખતમાં ૨૦॥ કરોડ ટન હતી, તેમાં હમણાં યુદ્ધ વખતે કદાચ ૨૫ કરોડ ટન હશે. જર્મનીને પેટ્રોલની તાણ પડવાની વકી છે. તેમાં પણ રૂમાનિયાના તેલના કૂવાઓ ઉપર જો વિમાની બોમ્બમારો સતત ચાલે તો એની તકલીફો વધી જશે.

**વિદ્યુતશક્તિ**—કોલસા, પેટ્રોલ પછી ત્રીજી અગત્યની વસ્તુ જલવિદ્યુતશક્તિ છે. કારખાનાંઓ, રેલ્વે આ શક્તિથી ચાલે છે. યુધ્ધનો સામાન બનાવવા માટેનાં કારખાનાં, ખાણો આ જલવિદ્યુતશક્તિથી ચાલે છે. યુરોપનાં કેટલાંક રાજ્યો પાસે નદી ઝરાઓની સગવડ નહિ હોવાથી કોલસામાંથી વિદ્યુતશક્તિ મેળવે છે. અમેરિકા આ જલવિદ્યુશક્તિ માટે પહેલે નંબરે છે; જ્યારે જર્મનીનો બીજો નંબર છે. જર્મનીએ ૧૯૩૬ માં ૩૪,૫૦,૦૦,૦૦,૦૦૦ કીલોવાર વિદ્યુતશક્તિ પેદા કરી હતી. યુરોપનાં એના તાબાનાં બીજાં રાજ્યો પણ જોઇએ તે પ્રમાણમાં વિદ્યુતશક્તિ પેદા કરે છે. જર્મનીની આ શક્તિ તોડવા માટે બ્રિટિશ અને અમેરિકન વિમાનોએ સાહસ ખેડીને તેના મોહને અને એડર નામના બે મોટા વીજળિક શક્તિ પેદા કરનારા જળબંધ ધોધ અને કારખાનાંનો નાશ કર્યો છે.

**પાકું લોઢું**:-(pig iron)—લોઢું એ સર્વ શસ્ત્રો, યંત્રો, રેલ્વે, સ્ટીમરો, મોટરો બનાવવા માટેની મુખ્ય વસ્તુ છે. એમાં પણ તોપો બનાવવા માટે, બંદુકો, મશિનગનો, ગોળા, બોમ્બો, ટોર્પિડો બનાવવા માટે લોઢાની જરૂર પડે છે. મુખ્ય દેશો પોતાને લોઢાને માટે સ્વતંત્ર રહેવા સારૂ અનેક શોધખોળો કરી લોઢું

મેળવે છે. જર્મની લોઢાની બાબતમાં વધારે ભાગ્યશાળી છે. એની જમીનમાંથી પુષ્કળ લોઢાની ધાતુઓ નીકળે છે. એનું પડોશી સ્વીડન પણ એને પુષ્કળ લોઢાની ધાતુ આપે છે.

**પોલાદ**—લોઢાની સાથે કાટ અને ચાક મિલાવી પોલાદ બનાવે છે; એના વગર યુધ્ધ થઇ શકે નહિ. બધાં હથિયારો પોલાદનાં બને છે. જર્મની પાસે પણ પોલાદનો મોટો જથ્થો રહે છે. નીચે પ્રમાણે એની પેદાશ છે:

| દેશ | ૧૯૩૪ | ૧૯૩૫ | હમણાં આશરે |
|---|---|---|---|
| બેલ્જિયમ | ૩૦ લાખ ટન | ૩૦ લાખ ટન | ૩૦ લાખ ટન |
| ઝેકોસ્લોવેકીઆ | ૧૦ લાખ ટન | ૧૨ લાખ ટન | ૧૫ લાખ ટન |
| ફ્રાન્સ | ૬૨ લાખ ટન | ૬૨ લાખ ટન | ૬૫ લાખ ટન |
| જર્મની | ૧ કરોડ ૩૭ લાખ ટન | ૧ કરોડ ૬૨ લાખ ટન | ૨ કરોડ ટન |
| ઇટેલી | ૨૦ લાખ ટન | ૨૨ લાખ ટન | ૨૫ લાખ ટન |
| લક્ષંબર્ગ | ૨૦ લાખ ટન | ૧૯ લાખ ટન | ૨૦ લાખ ટન |
| સ્વીડન | ૯ લાખ ટન | ૯ લાખ ટન | ૧૦ લાખ ટન |

જગતમાં કુલ ૧૦ કરોડ ટન પોલાદ પેદા થતું હતું. હમણાં ૧૨ કરોડ ટન લગભગ હશે; તેમાં જર્મનીને ૩ા થી ૩ાા કરોડ ટન પોલાદ મળે છે.

**સોનું**—યુદ્ધના અર્થશાસ્ત્ર માટે સોનાનો ઉપયોગ મુખ્ય છે. જર્મની બીજાં રાજ્યો સાથે વેપારી કરારો કરીને વસ્તુઓની અદલબદલ બંને ચલણો વચ્ચેનો હૂંડિયામણનો ભાવ બાંધીને કરે છે. એને સોનાની જરૂર પડતી નથી. પરંતુ સોનાના સિક્કા ઉપર કિંમતનો આખો પાયો હોય છે, છતાં લેવડદેવડ તો માત્ર વસ્તુઓનીજ થાય છે. જર્મની પાસે સોનું નથી. ઇટેલી પાસે પણ નજીવું છે. જગતના સોનાના સંગ્રહનો ૭૫ ટકા ભાગ અમેરિકા પાસે છે. જર્મની, ઇટેલી અને એના તાબાના દેશોમાંથી થોડું પણ સોનું મળતું નથી. જગતની સોનાની પેદાશ ૩ કરોડ ઔંસની થાય છે, તેમાંથી જરાપણ જર્મન સામ્રાજ્યમાંથી મળતું નથી.

**ચાંદી**—એનો ઉપયોગ યંત્રોની બનાવટ માટે થોડો થાય છે. જર્મનીમાં કુલ ચાંદીની પેદાશ ૫૯ લાખ ઔંસની થાય છે. આખા જગતની પેદાશ ૨૦ કરોડ ઔંસની લગભગ છે. તેમાં ૬૫ થી ૭૦ ટકાનો સંગ્રહ અમેરિકા પાસે છે.

**તાંબુ**—એ ધાતુનો તારો માટે ઉપયોગ થાય છે. જર્મનીના સામ્રાજ્યમાં તાંબાની પેદાશ નથી, એટલે જર્મની બનાવટી ધાતુ રસાયણના જોરથી તૈયાર કરી તેનો ઉપયોગ કરે છે. જગતમાં કુલ ૧૩ાા લાખ ટન તાંબુ પેદા થાય છે.

**સીસું**—જગતમાં કુલ ૧૧ાા લાખ ટન પેદા થાય છે. એનો ઉપયોગ યુદ્ધનાં શસ્ત્રો માટે કરાય છે. જર્મની ૧ લાખ ૧૦ હજાર ટન સીસું પેદા કરે છે.

**ટિન (કલાઇ)**—એ અગત્યની ધાતુ જર્મન સામ્રાજ્યમાં થતી નથી. યુદ્ધના કામમાં એનો ઉપયોગ છે. જર્મની રસાયણોના બળથી તેની બનાવટ તૈયાર કરે છે.

**કાંસુ**—જગત ૧૨ લાખ ટન પેદા કરે છે. જર્મની ૧,૧૨,૦૦૦ ટન પોતાના દેશમાંથી અને ૭૮,૦૦૦ ટન પોલેન્ડમાંથી મેળવે છે. બેલ્જિયમમાંથી ૧ાા લાખ ટન મેળવે છે.

**એલ્યુમિનિયમ**—આ ધાતુનો પણ યુદ્ધની સામગ્રી તરીકે, તેમાં પણ વિમાનોમાં પુષ્કળ ઉપયોગ થાય છે. જગતમાં કુલ ૨ાા લાખ ટન એલ્યુમિનિયમની પેદાશ થાય છે. જર્મની તેમાં ૫૬,૦૦૦ ટન બનાવતું હતું; હમણાં ૬૦,૦૦૦ ટન બનાવે છે. ફ્રાન્સમાં ૨૦–૨૫ હજાર ટન પેદા થાય છે, તે પણ જર્મનીને મળે છે. સ્વિટ્ઝરલૅન્ડમાં ૧૮,૦૦૦ ટનનું ઉત્પન્ન જર્મનીને કામ લાગે છે.

**રેડિયમ**—જગતમાં ૯૦ ગ્રામ પેદા થાય છે. તેમાંથી ઝૅકોસ્લોવેકીઆમાં થોડું ઉત્પન્ન થાય છે. હીરા અને પ્લેટીનમની ઊંચી ધાતુઓ અને ઝવેરાત જર્મનીને મળતાં નથી.

**સિમેન્ટ**—આ ખૂબ ઉપયોગી પદાર્થ છે. હમણાં જર્મની ભુમધ્ય સમુદ્રના યુરોપના કિનારા ઉપર મોટી કિલ્લેબંધીઓ ૧૦૦૦ માઇલના લાંબા કાંઠા ઉપર કરે છે, એને માટે કરોડો ટન સિમેન્ટની જરૂર એને પડે છે. રાત્રિ દિવસ કામ ચાલે છે. જર્મની ૬૦ લાખ ટન અને બીજાં તાબાનાં રાજ્યો બીજા ૬૦ લાખ ટન સિમેન્ટ બનાવતાં હતાં. હમણાં ૨ાા કરોડ ટનથી ઓછું બનાવતાં નથી.



જર્મનીની આત્મકથા:



હેર હીટલર

જર્મનીનો સ્વપ્નદ્રષ્ટા

જર્મનીની આત્મકથા

ખંડ ત્રીજો.

# હિટલરનું જર્મની



લેખક:

શ્રી. પુષ્કરરાવ સાકરલાલ દેસાઈ


ઉત્તર અમેરિકા
દક્ષિણ અમેરિકા
યુરોપ
એશિયા
આફ્રિકા
ઑસ્ટ્રેલિયા
જર્મની

## ૧

# હેર હિટલર

હેર હિટલર ! જર્મનીને માટે આ નામનો કેટલો બધો જાદૂ છે !...એડૉલ્ફ હિટલર, જર્મનીનો એ સ્વપ્નદ્રષ્ટા, જર્મન સર-સુખત્યાર, નાઝીવાદ અને આર્યત્વનો ઝંડાધારી હિટલર, આજે તો જર્મન પ્રજાનો કોઈ આરાધ્યદેવ થઈ પડયો છે. આવતીકાલ તો કોઇ જાણતું નથી, પરંતુ આજે એ હિટલરે જર્મન પ્રજાના હ્રદય ઉપર વર્ચસ્વ જમાવેલું છે.

નેપોલિયન અને શાર્લમેનના જેવો સામ્રાજ્યનો એ સ્વપ્ન-દ્રષ્ટા છે. સીઝર અને સિકંદર જેવી તેની મહત્વાકાંક્ષા છે. હેનિબાલ

અને તૈમૂર જેવી તેની ઘાતકી લશ્કરી લીલા છે. આજના લોખંડી પુરૂષોમાં હિટલરનું સ્થાન પહેલી પંક્તિમાં જ છે.

ગયા મહાયુદ્ધમાં કૈઝર વિલ્હેમ અને બીજાની ભૂલોનો ભોગ બનીને પરાજિત, બેહાલ અને અસ્તવ્યસ્ત બનેલા જર્મનીને ફરી સજીવન કરવાનો તેણે સંકલ્પ કર્યો. જર્મન પ્રજાની અસ્મિતા ટકાવી રાખવાનો તેણે ભગીરથ પ્રયાસ આદર્યો અને તેણે જર્મન પ્રજાને પશુવાદના નવા સિદ્ધાંતો સમજાવ્યા. પ્રશિયન લશ્કરવાદ અને નાઝી જડવાદના મિશ્રણમાંથી વર્તમાન જર્મની પેદા થયું અને આજે એ હિટલરની પ્રાદેશિક ભૂખમાંથી આખીયે દુનિયામાં લોહી, આંસુ અને પ્રસ્વેદની સરિતાઓ વહી રહી છે. હિટલર ભલે પરાક્રમી અને બહાદુર હોય, પરંતુ આજે આખી દુનિયા ઉપર જે આફત, જે વેદના, જે યાતનાઓ ઉમટી રહી છે તે માટે તે એકજ માણસ જવાબદાર છે. લાખો યાહૂદીઓ અને પરાજિત થયેલી પૉલ પ્રજા અને જીતાયેલા રશિયન મુલ્કોમાં ચાલેલી લાખોની સામુદાયિક કત્લથી તેના હાથ ખરડાયલા છે. કોવેન્ટરી, બેલ્ગ્રેડ, વોર્સો અને સ્ટેલિનગ્રેડ જેવાં આલિશાન સમૃદ્ધ નગરોને ભસ્મના ઢગલાના રૂપમાં ફેરવી નાંખનાર એ જ હિટલર છે. પરંતુ યુદ્ધના સંહારની વાત તો બાજુએ રહી પણ આજે દુનિયામાં યુદ્ધમાં નહિ જોડાયેલા તટસ્થ દેશો અને બીજાં પરાધીન રાષ્ટ્રોમાં જે દુઃખ, ભય અને સંકટોની પરંપરા જાગી છે અને જગતના સમગ્ર સંસ્કારજીવનની કેડીઓ જે છિન્નભિન્ન થઈ રહી છે; સંસ્કૃતિનો જે વિધ્વંશ થઈ રહ્યો છે તે સર્વની કારમી જવાબદારી આ એકજ માણસની છે. તેની ઘોર રક્તપિપાસા અને નિરંકુશ મહત્વાકાંક્ષાએ સમગ્ર દુનિયાને માથે આપત્તિનાં ઘોર વાદળ સર્જ્યાં છે. આજે એ હિટલરે જગતની મહાપ્રજાઓ અને નિર્દોષ નાની પ્રજાઓના શાંત, સ્વસ્થ જીવનને કારમા વિનાશના પંઝામાં ધકેલી દીધાં છે; તે માટે વર્તમાન દુનિયા તેને ક્ષમા નહિ આપી શકે- ભાવિ પ્રજા પણ તે માફ નહિ કરી શકે.

યુદ્ધો તો દુનિયામાં થાય છે અને થશે. પરંતુ દુનિયાને ડારનારો આ હિટલર, જેને આજે જર્મનો ઇશ્વરી અવતાર માફક પૂજે છે, તેણે પોતાની લડતને જર્મન પ્રજાની લડત તરીકે ઓળખાવીને આટલો ઊંચો દરજ્જો સંપાદન કર્યો છે. તે પોતાનાં ઝનૂની ભાષણોથી જર્મન પ્રજામાં આવેશ જાગ્રત કરી શકે છે અને પોતાની મહત્વાકાંક્ષા પાર પાડવા માટે ગમે તેવા વિકટ તેમજ અઘોર માર્ગ પણ સ્વીકારે છે; આમ છતાં કયે સમયે ફટકો લગાવવો તે કામમાં તે ખૂબજ નિપુણ છે.

જોન ઑફ આર્કની સાથે તે પોતાની તુલના કરે છે અને જાણે કે ઇશ્વરી પ્રેરણા અને સંકેતથી તેનો જર્મનીના ઉદ્ધાર માટે જન્મ થયો હોય તેવો તે દાવો કરે છે. બીજી પ્રજાઓ પ્રત્યે જર્મન પ્રજાની ધિક્કારવૃત્તિ ઉશ્કેરીને તે જર્મનીના તારણહાર તરીકે જર્મનોમાં પ્રતિષ્ઠા પામ્યો છે. અને આજે પણ આપણે તેના આગવર્ષિતા ભાષણમાં ચર્ચિલ, બેનેસ અને સ્ટેલિન વિગેરે પ્રત્યે છલોછલ ધિક્કારના શબ્દો સાંભળીએ છીએ અને જર્મનોની આ ધિક્કારવૃત્તિ સતેજ કરીને જ આજે તે જર્મનોનો એકમાત્ર આગેવાન—સરનશિન—ફ્યુરર બની શકયો છે. જર્મન પ્રજાએ માન્યું કે આ અપૂર્વ તાકાતવાળો માણસ આપણને ગયા વિશ્વયુદ્ધની નામોશીમાંથી ઉગારશે અને દુનિયામાં જર્મનીની—બૃહદ્ જર્મનીની સ્થાપના કરશે. જર્મન પ્રજાએ હિટલરનો ગ્રંથ 'મેઈન કેમ્ફ—મ્હારી લડત' બરાબર વાંચ્યો, વિચાર્યો અને માન્યું કે, 'આ પુરૂષ જ જર્મનીને સશક્ત અને સમૃદ્ધ બનાવશે; યુરોપ ઉપર જર્મનોનું વર્ચસ્વ જમાવશે.' જર્મનોએ તેના એક એક બોલ માટે લાખ લાખ માથાં અર્પણ કરવાની તત્પરતા દેખાડી.

નેપોલિયનની માફક હિટલર પણ આખા યુરોપનો ધણી થવા માંગે છે. આજે તેણે યુરોપના ઘણાખરા દેશો હાથ પણ કર્યા; પરંતુ આજના યુદ્ધ પછી તેને કબજે એ મુલ્કો રહેશે કે કેમ તે કોઈ જાણતું નથી. ૧૯૩૯ના સપ્ટેમ્બરની પહેલી તારીખે




## નેપોલિયન

જેનો આદર્શ હિટલરે નજર સમક્ષ રાખ્યો છે.

પૉલેન્ડની વીર પ્રજાનો સર્વનાશ કરવા ચંગીઝખાનની માફક હિટલરનાં જંગી ધાડાંઓ ધસી ગયાં. તે દહાડે હિટલરની જે તાકાત હતી, તે તાકાત આજે કદાચ તૂટી નથી ગઈ તો ઓસરી તો ગઇ છે. નેપોલિયનની માફક હિટલરે પણ મોસ્કો પર આક્રમણ કર્યું ત્યારથી તેની દુર્દશાનાં પગરણ મંડાયાં છે. અને આવતીકાલ જો કે આપણે જાણતા નથી, પરંતુ આવતી કાલે કોઈ વૉટર્લૂ સરજાશે તો હિટલરના મનોરથો અને કલ્પનાની ઇમારતો જમીનદોસ્ત થશે. એ વાત તો હવે પુરવાર કરવી પડે તેમ નથી કે, ૧૯૩૯નો હિટલર ૧૯૪૩માં રહ્યો નથી. આજે જર્મની વિશ્વયુદ્ધના અટપટા વમળમાં અટવાઈ પડ્યું છે; રોમ–બર્લિન–ટોકિયો ધરીનાં ત્રણ સ્તંભો પૈકી મુસોલિનીનું તો પતન થયું છે–જાપાનની જર્મની પ્રત્યે ખાસ પ્રીતિ નથી એટલે એ ત્રિપક્ષી ધરીનો રથ ફક્ત એકજ પૈડા ઉપર આગળ ધપી રહ્યો છે, અને ગમે તે ક્ષણે એ રથ ઉંધો વળવાનાં ચિહ્નો આજે દેખાઈ રહ્યાં છે.

ઑસ્ટ્રિયાનો એક પેઇન્ટર, ગયા મહાયુદ્ધનો એક સામાન્ય સિપાહી હિટલર, આજે તો જર્મનોનો આરાધ્યદેવ બની રહ્યો છે; પણ જે દહાડે જર્મન પ્રજાની આંખો ઊઘડશે અને હિટલરે સિંચેલો ધિક્કારવૃત્તિનાં પૂર શમી જશે તે દહાડે યુદ્ધના ગમે તે મોરચાઓ પર નાઝીઓનો સ્વસ્તિક આગળ વધતો હશે તો પણ હિટલરનું આપોઆપ પતન થવાનું છે. હિટલરનો પરાજય વિશ્વયુદ્ધને મોરચે થવાની જેટલી સંભાવના છે તેટલીજ અગર તો તેથી વધુ બર્લિનના ગૃહમોરચે થવાની સંભાવના આજે જાગૃત થઈ છે; કેમકે જર્મન પ્રજા અને જર્મન લશ્કરના નૈતિકબળના પાયા ડગમગી રહ્યા છે.



૨

## પરાજયનો દંડ

તા. ૧૧મી નવેમ્બર ૧૯૧૯નો દિવસ જર્મનીના ઈતિહાસમાં કાળા અક્ષરે નોંધાઈ ચૂક્યો હતો. માજી કૈઝર વિલ્હેમ બીજાના અવિચારી સાહસનાં માઠાં પરિણામ રૂપે તે દિવસે વર્સેલ્સ ખાતે જર્મનીએ યુદ્ધવિરામની શરતોનો સ્વીકાર કર્યો. વર્સેલ્સના એ કરારોથી જર્મન પ્રજાની પારાવાર પાયમાલી થઈ. પરંતુ યુરોપ અને સમગ્ર વિશ્વના હિતની દૃષ્ટિએ જર્મની અને ખાસ કરીને પ્રશિયાના લશ્કરવાદને દાબી દેવા માટે મિત્રરાજ્યો માટે એ પગલું અનિવાર્ય હતું. અલબત્ત, વર્સેલ્સના કરારો સંપૂર્ણ ન્યાયી હતા

અગર તો જર્મનીને તે કરારોથી થયેલ શિક્ષા વધારાપડતી આકરી નહતી તેમ કોઈ પણ કહેતું નથી. પરંતુ જર્મન લશ્કરવાદ યુરોપ માટે એટલો ભયજનક હતો કે એ લશ્કરવાદને રૂંધી નાંખવા સિવાય મિત્રરાજ્યોને બીજો કોઇ માર્ગ ન દેખાયો. વર્સેલ્સના કરારો એ જર્મન પ્રજા પાસેથી ફક્ત પરાજયના બદલા રૂપ હોત તો તે સામે ખાસ વિરોધનું કારણ નહતું; કેમકે પરાજિત પ્રજાએ તો પોતાના મુલ્કો ગુમાવવાજ પડે પરંતુ જર્મનીએ યુદ્ધ કરવાનો જે ગુનો કર્યો તેની શિક્ષા રૂપે તેણે જે મહાન વિનાશ વર્તાવ્યો તેના અમુક પ્રમાણમાં વૈરરૂપે અને તેનો લશ્કરવાદ ભવિષ્યમાં ફરીવાર સંહારો ન સર્જે તે આશયથી વર્સેલ્સના કરારો ઘડાયા અને જર્મનીને અનિવાર્ય સંજોગોમાં એ સ્વીકારી લેવા પડયા. પરંતુ એ કરારોનો જે જખમ જર્મન પ્રજાના હૃદય ઉપર પડયો તે ખૂબજ કાતિલ નિવડયો; અને લાચાર, અસહાય બનેલી જર્મન પ્રજા પોતાને માટે કોઈ અનુકૂળ ઘડીની વાટ જોઈ રહી.

વર્સેલ્સના કરારનું જો સૌથી અનિષ્ટ પરિણામ કંઈ હોય તો તે પ્રજાસંઘની સ્થાપના. પ્રજાસંઘનો આદર્શ ઘણો ઉચ્ચ હતો પરંતુ એ આદર્શનું પાલન કરવામાં પ્રજાસંઘ નિષ્ફળ નીવડયો; કેમકે એક તો તેની પાસે પોતાના નિર્ણયોનો ફરજિયાત અમલ કરાવવાની કોઇ તાકાત ન હતી, તેમજ ઘણીવાર તો એક યા બીજા સત્તાશીલ રાજ્યની શેહ અગર લાગવગ નીચે દબાઇને પ્રજાસંઘ તટસ્થતા ગુમાવી બેસતો હતો, એટલુંજ નહિ, પણ કેટલીકવાર તો પોતાના અમુક નિર્ણયથી અમુક રાજ્યને માઠું લાગે તેવો સંભવ હોય તો તે બાબત ઉપર પોતાનો અભિપ્રાય પણ તે વ્યક્ત કરી શકતો નહતો. એટલે પ્રજાસંઘ એ એક નિર્માલ્ય, નિષ્ક્રિય અને આંતરિક ખટપટોના અખાડારૂપ સંસ્થા નીવડી અને પરિણામે વિશ્વશાંતિનો તેનો જે આદર્શ હતો તે તો બાજુએ રહી ગયો. અને જુદાં જુદાં રાજ્યો વચ્ચેના પરસ્પરના વધતા જતા અવિશ્વાસ અને પોતપોતાની સત્તા વિસ્તૃત બનાવવાની લોભવૃત્તિમાંથી બીજા

વિશ્વયુદ્ધનાં બીજ વવાઈ ચૂકયાં. અને બધાંજ રાજ્યો વચ્ચે નાના યા મોટા પ્રમાણમાં શસ્ત્રસજાવટની સ્પર્ધા શરૂ થઈ અને દરેક રાજ્ય પોતાના મહેસુલનો મોટો ભાગ લશ્કરી ખર્ચ કરવામાં રોકાઇ ગયું.

વર્સેલ્સના કરાર પછી ૨૧ વર્ષે બીજું વિશ્વયુદ્ધ ફાટી નિકળ્યું. આ ૨૧ વર્ષ દર્મ્યાન બ્રિટન, ફ્રાન્સ, ઇટેલી, જાપાન વિગેરે રાજ્યોએ લડાયક તૈયારીઓ ચાલુ રાખી હતી. પરંતુ ૧૯૧૯ પછી બેહાલ બનેલું જર્મની, જેનાં બધાંજ લડાયક સાધનો મિત્રરાજ્યોએ હાથ કર્યાં હતાં, તે એટલી કારમી કંગાલિયતમાં ગરક થઇ ગયું હતું કે તેની સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને રાજકીય પુનર્રચનાના કાર્યમાં જ જર્મન સત્તાધિશો ગુંચાઈ ગયા હતા. ૧૯૩૩ માં હિટલર સત્તામાં આવ્યો તે પહેલાં, એટલે કે વર્સેલ્સ કરાર પછીના ૧૩–૧૪ વર્ષના ગાળા દર્મ્યાન, જર્મનીની સ્થિતિ એવી હતી કે દર ચાર–છ મહિને સરકારો બદલાતી. તેનો પરદેશો સાથેનો વેપાર ધંધો પડી ભાંગ્યો હતો. તેની ઔદ્યોગિક તાકાત તૂટી પડી હતી. તેનું સમાજતંત્ર, અર્થતંત્ર, રાજતંત્ર ખૂબ જ ગુંચવાઇ ગયું હતું. પ્રજા હતાશ બની હતી. પ્રજામાં તીવ્ર વેદના અને વિષાદની લાગણી છવાઇ રહી હતી. માજી કૈઝરના ગુનાનો દંડ જર્મન પ્રજાને ભોગવવો પડયો; તેનાં હથિયારો છીનવાઈ ગયાં; તેનાં સૈન્યો મર્યાદિત બન્યાં અને અબજો માર્કની ખંડણી તે પ્રજાને માથે આવી પડી. આ સ્થિતિમાંથી કેમ ઉગરવું એજ જર્મન પ્રજાને અત્યંત મુંઝવનારો પ્રશ્ન હતો. જર્મન પ્રજાની આ કારમી નિરાધારી વચ્ચે હિટલરે એ પ્રજાનો ઉદ્ધાર કરવાનું બીડું ઝડપ્યું. હિન્ડનબર્ગે પ્રથમ તો હિટલરની વાતોમાં વિશ્વાસ ન મૂકયો, તેમજ હિટલરને દૂર જ રાખવાનું વ્યાજબી ધાર્યું; પણ હિટલરે વિકસાવેલા નાઝીવાદની પ્રતિષ્ઠા જર્મનીમાં એટલા પ્રમાણમાં વધતી ગઇ કે આખરે ૧૯૩૩ માં ઘણી બહુમતીથી જર્મન પ્રજાએ હિટલરને ચૂંટી કાઢયો, અને હિટલરના હાથમાં જર્મનીનું સુકાન આવ્યું.

અને તે પછીનાં વર્ષોમાં જર્મની એક લશ્કરી છાવણીના રૂપમાં ફેરવાઈ ગયું. ૭ વર્ષ સુધી હિટલરે જર્મનીની પ્રત્યેક પ્રવૃત્તિઓ લશ્કરી વિકાસ પાછળ ગાળી. તેના ઉદ્યોગો, તેના ઉદ્યોગપતિઓ તેના સાથીઓ સર્વે નવા વિશ્વયુદ્ધ માટેની તૈયારીઓમાં લાગી ગયાં. તેમની આ તૈયારીઓની બ્રિટન તથા બીજાં રાષ્ટ્રોને ખબર પડી હતી, પરંતુ તે તૈયારીઓ આટલી બધી વિપૂલ છે એમ કોઈ ધારતું નહતું.

હિટલર મહત્વાકાંક્ષી છે. શાર્લમેન, સીઝર અને નેપોલિયન એ તેને મનથી આદર્શ પુરૂષો છે. તેણે સૌથી પ્રથમ આર્ય પ્રજાઓને નામે ઝંડો ફરકાવ્યો. નોર્ડિક આર્યનોનેજ દુનિયા ઉપર વર્ચસ્વ ભોગવવાનો હક્ક છે એ સિદ્ધાંત તેણે વ્હેતો મૂકયો અને રાષ્ટ્રિય સમાજવાદ–નાઝીવાદના ઝંડાપર સ્થાપેલો સ્વસ્તિક આર્યત્વના પ્રતિકરૂપે પ્રચલિત થયો.



3

# 'મેઇન કેમ્ફ'

હિટલરના જીવનમાં મુત્સદ્દીગીરી અને લશ્કરવાદ બંનેનો સંગમ થયો છે; કેમકે જ્યારે તે સત્તા ઉપર આવ્યો ત્યારે જર્મની અસ્તવ્યસ્ત હતું અને તેની આસપાસ મિત્રરાજ્યોની એક પ્રકારની સતત ચોકી પણ રહેતી હતી. આ ચોકીની વચ્ચે જર્મનીનું પુનર્વિધાન કરવાનું હતું એટલુંજ નહિ પણ યુરોપની મહાન સત્તાઓ વચ્ચે જર્મનીની પુનઃસ્થાપના કર્યા પછી જર્મનીનાં ગયેલાં સંસ્થાનો પાછાં મેળવવાનાં હતાં. એટલે હિટલરે પોતાની કારકિર્દીનો આરંભ કેવળ આંતરિક પુનર્રચનાથી શરૂ કર્યો, અને

તે માટે બીજા દેશો સાથે મીઠા સંબંધો જાળવી રાખીને પોતાનું કાર્ય આગળ ધપાવવાનું હતું: અને તે પછી. જર્મનીના વિશ્વવ્યાપી વર્ચસ્વની સ્થાપના કરવાની હતી. આ માટે મુત્સદ્દીગીરીથી કામ લીધા વિના છૂટકો નહતો. જર્મનીની લશ્કરી સજાવટ ગુપ્તપણે આગળ વધી શકે તે માટે હિટલરે ખૂબજ મુત્સદ્દીગીરીથી બીજાં રાષ્ટ્રો સાથે મૈત્રિની રચના કરી. હિટલરની આ મુત્સદ્દીગીરી મોટે ભાગે બિસ્માર્કના અનુકરણરૂપ હતી. બિસ્માર્ક માફક હિટલરે પણ સંયુક્ત જર્મનીની રચના કરી. પરંતુ તે માટે તેણે જર્મન પ્રજાની અંદર અંદર યુદ્ધોનો આશ્રય કદી લીધો નહિ. નાઝીવાદ એ એક ક્રાંતિકારી ચળવળ છે. થર્ડ રીશ—બૃહદ્ જર્મની એટલે જર્મનીનું પુનરુત્થાન. આ બૃહદ્ જર્મનીની નાઝી આગેવાનોએ રચના કરી અને તેની યોજના હિટલરે પોતાના "મેઇન કેમ્ફ" નામના ગ્રંથમાં આલેખી છે. આજે એ ગ્રંથને જર્મનો કોઇ ધાર્મિક ગ્રંથ જેટલો આદર આપે છે; કેમકે નાઝી જર્મનીનો જન્મ, વિકાસ અને તેના અંતિમ ધ્યેય સર્વની યોજના એ ગ્રંથમાં કરેલ છે. એ ગ્રંથદ્વારા હિટલરે પોતાના વર્તમાન અને ભાવિ મનોરથો પ્રદર્શિત કર્યા છે; અને માજી કૈઝરે કેવા પ્રકારની ભૂલોથી યુદ્ધ ગુમાવ્યું અને પોતે બૃહદ્ જર્મની અને જર્મન સલ્તનતનું કયું સ્વપ્ન સેવે છે તેનું વિવરણ તેણે એ ગ્રંથમાં કરેલું છે. અને જર્મન પ્રજાને તે રીતે એટલે સુધી અંધશ્રદ્ધામાં ગરક કરી છે કે, જર્મન પ્રજાની બહુમતિ આજે તો એમજ માને છે કે, જર્મનીનો જો ઉદ્ધાર કરવોજ હોય તો 'મેઇન કેમ્ફ'માં દર્શાવેલા માર્ગેજ થવાનો છે.

આ પુસ્તક હિટલરના આત્મદર્શનરૂપ છે. જગતના થોડાજ કર્મવીરોએ પોતાના કાર્યોને પ્રેરનાર સિદ્ધાંતો અને આશયોની જાહેરાત અગાઉથી અને એડૉલ્ફ હિટલરના જેટલી સ્પષ્ટતાથી કરી હશે. એક સામુદાયિક આંદોલનની રચના છેક તળીએથી માંડીને કરવામાં એને પોતાના અનુયાયીઓ સાથે અસામાન્ય પ્રમાણમાં સ્પષ્ટભાષી થવું પડયું હતું.

'મેઇન કેમ્ફ' એ પુસ્તક બે ભાગમાં વ્હેંચાયલું છે. સને ૧૯૨૩ના મ્યુનિચના બળવામાં ભાગ લેવા માટે હિટલર ગીરફતાર થયો, તે પછી ૧૯૨૪માં તેણે જેલમાં એ પહેલો ભાગ લખ્યો હતો, અને બીજો ભાગ તેણે જેલમાંથી છૂટયા પછી લખ્યો હતો જે ૧૯૨૬માં પૂરો થયો હતો.

આ આખાયે પુસ્તકમાં નોર્ડિક એટલે ઉત્તરની આર્યજાતોની મહત્તાની પ્રશંસા છે; અને તેમનું લોહી વિશુદ્ધ રહે તે માટે, વર્ણ-શંકરતા દૂર કરવા માટે આખી દુનિયા પર નોર્ડિક આર્યોનું (જેમાં જર્મનોનો સમાવેશ થાય છે) દુનિયા ઉપર વર્ચસ્વ સ્થાપવાની તેણે પોતાની મહત્વાકાંક્ષા જાહેર કરી છે. અને તે માટે તે એમ જણાવે છે કે, યુરોપમાં વસતિ સ્લાવ જાતિઓને ગુલામ બનાવવી અને યહૂદીઓનો નાશ કરવો. તે જણાવે છે કે ઉચ્ચ વર્ગના નોર્ડિકો એટલે કે જર્મનો માટે '**લીબન સ્રાઉમ**' અર્થાત્ કે વસાહત માટેની વિશાળ જગ્યા હોવી જોઇએ અને જર્મનોએ તે જગ્યા મેળવી લેવી જોઇએ. જર્મનો માટેની વસાહતની જગ્યા વધે અને તેમનો વિસ્તાર વધે તેમાંજ સમગ્ર માનવજાતિનું કલ્યાણ રહેલું છે.

હિટલરના આ પુસ્તકની અસર જર્મન પ્રજા ઉપર ખૂબજ થઇ; કેમકે યુદ્ધ પછીના જર્મનીની બેહાલ દશામાં જર્મનોને લાગ્યું કે પોતાનો ઉદ્ધાર હિટલરે સૂચવેલા માર્ગે જ થવાનો છે. હતાશ અને બેહાલ બનેલી પ્રજાને હિટલરે આ પુસ્તક દ્વારા નવીન આશાનો સંદેશો આપ્યો—નવી કાર્યદિશા દેખાડી અને જર્મનીના પુનરુત્થાનની તેણે આ રીતે ભૂમિકા રચી. તેણે જર્મન પ્રજામાં નવો જીવનઝરો પ્રગટાવ્યો. જર્મનોની અસ્મિતા વધુ તીવ્ર બની અને જર્મનો એમજ માનતા થઇ ગયા કે, દુનિયાની બધી પ્રજાઓમાં જર્મન પ્રજા શ્રેષ્ઠ છે; એ પ્રજાને કુદરતે ઐશ્વર્યની બક્ષિશ કરેલી છે. બિસ્માર્ક પહેલાં જર્મનીમાં એક રાષ્ટ્ર જેવું ન હતું. અને બિસ્માર્કે પણ મહાપ્રયાસે પોણા ભાગના જર્મનીને સંગઠિત કર્યું હતું. પણ હિટલરે આખરે નાઝીવાદનો ઝંડો ફરકાવીને આખીયે જર્મન પ્રજામાં એકતાની નવી ભાવના જન્માવી.

૪

## 'લીબન સ્રાઉમ'

[ મુલ્ક વિસ્તાર યોજના ]

'મેઈન કેમ્ફ'ના ભાગ ૧ લાના પ્રકરણ ૪ માં અને ભાગ ૨ જાના પ્રકરણ ૧૩ તથા ૧૪ માં 'લીબન સ્રાઉમ' એટલે 'જર્મન લોકોના વસવાટ વિસ્તારના પ્રશ્ન'ની ચર્ચા કરવામાં આવી છે. આજના વિશ્વયુદ્ધનાં બીજ આ '**લીબન સ્રાઉમ**' માંથી વવાયાં હોવાથી હિટલરની એ વસવાટના વિકાસની યોજના શું છે તે જાણવાની જરૂર છે. હિટલર કહે છે કે, કોઈ પણ લોકસમુહને તંદુરસ્ત રીતે જીવવું હોય તો તેને રહેવા માટે પુરતા વિસ્તારવાળું

[illegible] પણ ઝડપી વધારો થવો જોઈએ. આથી મહાન નોર્ડિક પ્રજાને ભવિષ્યમાં ફાલવા ફૂલવા માટે વધારાની પુષ્કળ જગા મળવી જોઈએ. હિટલરની ગણત્રી પ્રમાણે જર્મનોની સંખ્યા આજે ૮ કરોડની છે. અને તેમાં દર વર્ષે ૯ લાખનો વધારો થતો જાય છે. આ હિસાબે જો ભૂખ અને દુ:ખના આગામી ભયનું નિવારણ કરવાના માર્ગો શોધી કાઢવામાં ન આવે તો જર્મન પ્રજાને માથે આફત ઊતર્યાં વિના રહે નહિ. આથી હિટલરે આ સમશ્યાના ઊકેલ માટે ૪ રસ્તા દેખાડ્યા છે:

(૧) સંતતિનિયમનથી જન્મોના પ્રમાણની મર્યાદા બાંધવી.

(૨) આંતરિક વસાહતની યોજના, એટલે કે જમીનના નાના ટુકડાઓ ધારણ કરનારાઓના સમાજરૂપે જર્મન પ્રજાની વ્યવસ્થા કરવાની નીતિ.

(૩) દેશની હાલની સરહદો ઓળંગીને તેનાથી આગળ વધવું અને નવો પ્રદેશ હાથ કરવો કે જેથી વધુ સંખ્યામાં જર્મનોને નિર્વાહનો અવકાશ મળે.

(૪) નિકાશ માટે તૈયાર માલનાં કારખાનાંઓ વધારવાં, કે જેથી પરદેશો સાથેના વેપાર વડે વધારે સંખ્યામાં જર્મનો આજીવિકા પ્રાપ્ત કરી શકે.

આ ચાર માર્ગો પૈકી જર્મનોએ માર્ગ (૩) અને (૪) ને વધુ પ્રમાણમાં સ્વીકાર્યા છે. ૧૮૭૦ અને ૧૯૧૪ વચ્ચેના જર્મન સત્તાધિશોએ માર્ગ (૪) એટલે કે નિકાશ માટે ઉદ્યોગો વધારવાની રાજનીતિ સ્વીકારી હતી. પરંતુ હિટલરે માર્ગ (૩) એટલે કે વધારે વિસ્તારો કબજે કરી તેની ખેતીની પેદાશમાંથી, વધતી જતી જર્મન વસતિને માટે નિર્વાહનું સાધન અને વસવાટનું ક્ષેત્ર મેળવી લેવું, એ માર્ગ અખત્યાર કર્યો. અને તેમાંથી જ તેની

મુલ્કો સર કરવાની ભૂખ જાગી. આ મુલ્કવિસ્તારની યોજનાને પરિણામે જ હિટલરે લશ્કરવાદને પોષ્યો, વિકસાવ્યો અને તેમાંથી વર્તમાન યુદ્ધ પેદા થયું.

'લીબન સ્રાઉમ' એટલે ક્ષેત્રવિસ્તારના સંબંધમાં હિટલર એમ માને છે કે, રશિયા અગર અમેરિકા જેવા વિશાળ વિસ્તારમાં પથરાયેલા દેશોને પોતાની વિશાળતામાંથી પોતાના બચાવની શક્તિ મળી રહે છે. દુનિયામાં જો જર્મનીએ પોતાનો પ્રભાવ પાડવો હોય તો તેણે પોતાનું કદ અમુક પ્રમાણમાં તો વધારવુંજ જોઇએ, નહિ તો તેનો નાશ થાય. હિટલરનો આશય રશિયા, અમેરિકા, બ્રિટિશ સામ્રાજ્ય, ચીન અને ફ્રેન્ચ સામ્રાજ્યના જેવું જ કોઇ બૃહદ્ જર્મની રચાવું જોઇએ, અને બૃહદ્ જર્મનીના સર્જન નિશ્ચયથી જ તેણે પોતાની કારકિર્દીનો આરંભ કર્યો.

ગયા મહાયુદ્ધમાં જે સંસ્થાનો જર્મનીએ ગુમાવ્યાં હતાં તે પાછાં મેળવવાની તો હિટલરની ઇચ્છા હતી, પરંતુ એ સંસ્થાનોની આબોહવા ગોરા જર્મનોને માફક આવે તેવી નથી; ત્યાં તો ફક્ત લાખો કાળા અને રંગીન પ્રજાજનો મજૂરો તરીકે કામ કરવાને મળી શકે; તેમને લશ્કરોમાં કામે લગાડી શકાય અને એ મુલ્કોની કુદરતી પેદાશો જર્મનીને સમૃદ્ધ બનાવવા માટે કામે લગાડી શકાય. પરંતુ જર્મન પ્રજાને વસવા માટે તો યુરોપનોજ કોઇ પ્રદેશ મળવો જોઇએ અને તે પણ જર્મનીની સરહદ નજીકનો હોય તો સારૂં એમ વિચારીને હિટલરે જર્મનીની પડોશમાં મધ્યયુરોપ અને પૂર્વ યુરોપના વિશાળ ફળદ્રુપ પ્રદેશો હાથ કરીને "બૃહદ્ જર્મની" રચવાની યોજના કરી. આ પ્રદેશો એવા છે કે, જ્યાં ખુશ્કી માર્ગે જઈ શકાય, લશ્કર વડે જીતીને તાબે રાખી શકાય અને જર્મની સાથે તેમને ભેળવી દઇને એક સળંગ સલ્તનત રચી શકાય.

પરંતુ આ મુલ્કો કેવી રીતે હાથ કરી શકાય? હિટલર કહે છે કે, 'જર્મન ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, જર્મની આજસુધી પ્રથમ તલવારના બળથી મુલ્ક જીતે છે અને તે પછી જર્મન હળ તે પ્રદેશ પર ફરી વળે છે. તેજ પ્રમાણે જબરદસ્તીથી બીજા મુલ્કો જર્મનીએ પચાવી લેવા જોઈએ.'

હિટલર કહે છે કે, 'જર્મનો તો પ્રભુનાં લાડિલાં સંતાનો છે. પરમાત્માના જર્મન પ્રજા ઉપર આશીર્વાદ અને કૃપાદષ્ટિ છે.' તેણે તો સ્પષ્ટપણે કહેલું કે, રશિયા પણ જર્મનીનો શિકાર થવાનું. એ તો કહે છે કે, દુનિયાનાં બધાંજ રાષ્ટ્રોએ બળજબરી અને જબરદસ્તીથી મુલ્કો હાથ કર્યા છે તો પછી જર્મની શા માટે તેમ ન કરે? તે કહે છે કે, 'પરમાત્માએજ જર્મનીને આ અમુલખ તક આપી છે અને તેણે પોતાની પૂર્વ તરફ આવેલા મુલ્કો ખાલસા કરી લેવા જોઈએ. આ ખાલસાગીરી ફક્ત યુરોપિયન વિગ્રહ વડેજ શક્ય છે, અને તે વિગ્રહ માટેની તૈયારી અર્થે તેણે પૂરઝડપથી તાબડતોબ હથિયારો સજવાનું શરૂ કરી દેવું જોઇએ. પોતાનાં હથિયાર અગર સશસ્ત્ર સેનાઓ ઉપર તહનામાના કરારો વડે મૂકવામાં આવેલી મર્યાદાઓનો તેમજ વર્સેલ્સના કરારોના પ્રતિબંધોનો નાશ કરીને જર્મનીએ મૂક્ત થવું જોઇએ.'



૫

## નાઝીવાદનો મર્મ

અને તેણે આ દિશામાં ઝડપી પગલાં શરૂ કરી દીધાં. સત્તા ઉપર આવ્યા પછી તેણે તુરતજ નવેસરથી શસ્ત્રસજાવટ, હાઈનલેન્ડમાં ફરીથી લશ્કરી સરંજામની સજાવટ, ઑસ્ટ્રિયાને જર્મનીમાં સમાવી દેવાની યોજના, ઝેકોસ્લોવેકિયા ગળી જવાની તરકિબ અને તે પછી પૉલેન્ડ તથા રૂમાનિયા પચાવી પાડવાનાં પગલાં એક મહાન યોજનાના સળંગ વિભાગ રૂપે તેણે લીધાં છે. તેની આખીએ યોજના બર્લિનથી બગદાદ સુધીનો સળંગ વિસ્તાર કબજે કરવાની હતી, અને આ યોજનાના અમલ માટે

તેણે ક્રમે ક્રમે મુલ્કો હાથ કરવા માંડયા, પરંતુ ઝેકોસ્લોવેકિયા હાથ કર્યું તે વખતે તેને એમ લાગતું હતું કે, ફ્રાન્સ અને ઝેકોસ્લોવેકિયા વચ્ચે કરારો હોવાથી કદાચ યુરોપી વિગ્રહ ફાટી નિકળશે. અને ખરી રીતે તો ૧૯૩૮ના ઑગસ્ટ અથવા સપ્ટેમ્બર માસમાંજ લડાઈ ફાટી નિકળવાની ગણત્રી હતી. પરંતુ ચેમ્બરલેને મુત્સદ્દીગીરી દેખાડીને મ્યુનિચનું કરારનામું કર્યું અને એ રીતે તુરત રખાતો યુદ્ધનો ભય દૂર થયો.

ઝેકોસ્લોવેકિયા ઉપર અંકુશ રાખવાની અને મન ચાહે ત્યારે તેને ખાલસા કરવાની સત્તા હિટલરને મ્યુનિચના કરારોથી મળી. હિટલર પ્રથમ એવી વાતો કરતો હતો કે, ઝેકોસ્લોવેકિયામાં ફક્ત સુડેટનલેન્ડનો પ્રદેશ મળે તો બસ; પણ તે પછી તેણે બોહેમિયા અને મોરેવિયા પણ જીતી લીધાં. પરંતુ આ નાનકડા પ્રદેશો હાથ કરીને તેની ભૂખ ભાંગે તેમ નહતી. તેનો ઈરાદો તો **બર્લિનથી બગદાદ અને રાઈનથી યુરલ સુધીના મુલ્કો** હાથ કરવાનો હતો. એટલે તેણે બોહેમિયા અને મોરેવિયાનો પ્રદેશ નિવાસક્ષેત્ર (લીબન્સ રાઉમ)ના વિસ્તારની યોજનાના વિભાગરૂપે નહિ પણ અગત્યના યુદ્ધમથક તરીકે તે વિસ્તાર હાથ લીધો હતો. અને એ રીતે તેણે પૉલેન્ડ તથા રશિયા ઉપરના ભાવી આક્રમણની ભૂમિકા તૈયાર કરી મૂકી.

હિટલર પોતાના "મેઈન કેમ્ફ" પુસ્તકમાં એક સ્થળે પૂછે છે કે, "અત્યારના જર્મન પ્રદેશના ઘણાખરા ભાગનું સંપાદન કેવી રીતે થવા પામ્યું હતું?" અને તેના જવાબમાં તે પોતેજ જણાવે છે કે, "જર્મન તલવાર વડે અને તેને પગલે ગયેલા જર્મન હળ વડે." જબરદસ્તીથી બીજા દેશોને પચાવી પાડવાની પોતાની નીતિ છે એવું તડ અને ફડ કહી દેતાં તેને જરાપણ સંકોચ થયો નથી.

હિટલર પોતે ગામડામાં ઉછરેલો ગ્રામ્યજન છે. પોતાના વતન ઑસ્ટ્રિયામાં તેને પાટનગર વિએના ખાતે શ્રમજીવીઓના




રિબેનટ્રોપ

જે હિટલરની મુત્સદ્દીગીરીનો મોરચો સંભાળે છે.

જીવનનો વિપુલ અનુભવ થયો છે અને તેથી તેને શહેરી જીવન પ્રત્યે ભારે ધિક્કાર છે. તે માને છે કે મોટાં શહેરો અને કારખાનાંઓ મનુષ્યભક્ષક છે અને ગામડાનાં ખેતરો અને હુન્નરો મનુષ્યસર્જક છે. યુદ્ધની સામગ્રીઓ પૂરી પાડવા માટે જરૂરી હોય તેવાં કારખાનાંઓ ઉપરાંત શહેર અને ગામડાં વચ્ચે પરસ્પર લેવડ-દેવડનો સહકાર ચાલુ રાખવા પુરતાંજ કારખાનાંઓ હોવાં જોઈએ એવો તેનો અભિપ્રાય છે. તે એમ માને છે કે, ગામડાંઓ અને શહેરો વચ્ચે સહકાર માટે સ્થપાયલાં કારખાનાંઓ એકબીજાની જરૂરિયાત પૂરી પાડવા પુરતાંજ હોવાં જોઇએ અને એ રીતે જર્મનોએ પોતાનાં જ હળ અને પોતાનાં જ કારખાનાંઓની પેદાશ પોતાની પ્રજા પુરતી થાય તેટલા પ્રમાણમાં મર્યાદિત રાખવાની કોશિષ કરવી જોઇએ, એટલે કે હિટલરની "બૃહદ્ જર્મની"ની કલ્પના એ એક ગ્રામ્યવિચારસરણીને અનુસરીને કરાયલી છે.

હિટલરની પારકા મુલકો જપ્ત કરવાની રીતિનીતિનો પ્રચાર હિટલરે પોતાના 'મેઇન કેમ્ફ' ગ્રંથમાં ભારોભાર કર્યો છે. તે કહે છે કેઃ—

**"આપણી જમીનને આપણા નિર્વાહનું સાધન અને આપણી સત્તાગ્રહણની કાર્યનીતિની "ધરી" સમજીને નેશનલ સોશ્યાલિસ્ટ (નાઝી) હિલચાલે આપણી વસ્તિની સંખ્યા તથા આપણા જમીનના વિસ્તાર વચ્ચે રહેલા પ્રમાણના અભાવને દૂર કરવાની કોશીષ કરવી જોઇએ, અને તેટલા જ પ્રયત્નપૂર્વક આપણા ભૂતકાળના ઉજળા ઇતિહાસ તથા અત્યારની આપણી ભવિષ્યવિહોણી અને સત્વહીન સ્થિતિ વચ્ચેના વિરોધાભાસને ટાળવાની મહેનત પણ કરવી જોઈએ. આ બધું કરવા સાથે એ વાત આપણા ખ્યાલમાં સતત રહેવી જોઇએ કે, ધરતી ઉપરની સર્વ-શ્રેષ્ઠ માનવજાતિ (એટલે કે જર્મનો)ના સંરક્ષકો**

તરીકે આપણે માથે તે પ્રમાણેની ભારે જવાબદારી છે, અને જેટલા પ્રમાણમાં એ [નાઝી] હિલચાલ જર્મન લોકોને જાતિભાન કરાવવાની કાળજી લેશે તેટલા પ્રમાણમાં તે પોતાની જવાબદારી અદા કરી શકશે."

હિટલરે અનેકવાર કહ્યું છે કે, "જર્મન પ્રજાનું અસ્તિત્વ ટકી રહે તે માટે જર્મન રાજસત્તાએ પ્રબંધ કરવોજ જોઇએ, એટલે કે જર્મન પ્રજાની તંદુરસ્તી, નિર્વાહ અને કુદરતી સંરક્ષણ થાય તેવી રીતે વિકાશનો, દેશની જમીનના વિસ્તાર અને કસ સાથેનો સુમેળ સ્થાપવાના હરેક પ્રયાસો આપણે કરવા જોઇએ."

આ 'નાઝી' વાદનો મૂળભૂત સિદ્ધાંત છે, હિટલરનો રાષ્ટ્રિય સમાજવાદ–નેશનલ સોશ્યાલિસ્ટ (નાઝીવાદ) પારકા મુલ્કને પચાવી પાડવાના અને કેવળ જર્મન પ્રજા જ દુનિયા ઉપર સૌથી શ્રેષ્ઠ અને જીવવા માટે સૌથી વધુ અધિકારી છે એ સિદ્ધાંત ઉપર રચાયલો છે.

હિટલર તો સાદ મારી કહે છે કે, "રાજ્યોની સીમા માણસ બાંધે છે અને માણસ તેને ફેરવી પણ શકે છે."



૬

# સત્તાનાં સૂત્રો

હિટલરનું આખુંયે તત્વજ્ઞાન "સત્તા એજ સત્ય છે" એ સિદ્ધાંત ઉપર રચાયું છે. અને તેણે જ્યારથી જર્મનીની લગામ હાથ ધરી ત્યારથી તે આજ સુધી તેણે પોતાની 'સત્તાનાં' સૂત્રો આગળ ધર્યાં છે અને એ 'સત્તાની ભૂખ'ને આધીન થઇને–તેણે શરૂઆતમાં આટલો ઉલ્કાપાત મચાવ્યો છે. નીચે પડેલાને લાત કેમ ન મારવી? જો લાત મારવી જ ન હોય તો તમે તેને નીચે શા માટે પાડયો? એજ હિટલરનું તત્વજ્ઞાન છે. દરેક અનુકૂળ પ્રસંગનો બને તેટલો કસ કાઢવો એ તેનું ધ્યેય છે. તે કહે છે કે,

'દુનિયામાં જે જે યુદ્ધો થયાં છે તે Balance of power એટલે કે સત્તાની સમતુલા ટકાવી રાખવા માટે જ થયાં છે. આથી જો દુનિયામાંથી યુદ્ધને હાંકી કાઢવું હોય તો પણ સત્તાની સમતુલાને સદાને માટે તોડી પાડવી જોઇએ, અને તે માટે તેણે ભાવી જર્મન સામ્રાજ્ય–બૃહદ્ જર્મનીની જે કલ્પના કરી છે તે મુજબ દુનિયામાં જર્મનીનું સર્વોપરિ ચક્રવર્તિત્વ સ્થાપિત થાય અને દુનિયામાંથી "સત્તાની સમતુલા"ની સ્થિતિનો સદંતર નાશ થઇ જાય અને તેને પરિણામે જર્મનીનું લડાયકબળ બેહદ વધી જાય, અને દુનિયાની કોઈ પણ રાજસત્તા એ બૃહદ્ જર્મની સામે ટકી શકે નહિ.'

હિટલરનાં સત્તાનાં સૂત્રો જ્યારે પ્રચલિત થયાં ત્યારે યુરોપના કેટલાક રાજપુરૂષો અને ખાસ કરીને બ્રિટિશ રાજપુરૂષો પૈકીના કેટલાક એમ માનતા હતા કે, જર્મની ભલે જમીન ઉપર વર્ચસ્વ ભોગવે પણ દરિયાઈ સત્તા તો બ્રિટન અને અમેરિકાના હાથમાંજ રહેવાની છે. પરંતુ હવે આ માન્યતા કેટલી ભયભરેલી હતી તે બરાબર સમજાઈ ગયું છે. નૌકા કાફલાઓ તો પોલાદના બને છે, તેમજ તે બાંધવા માંડયા પછી ઝડપથી વધારી પણ શકાય છે. હિટલર આજે યુરોપખંડનો એક અભેદ્ય કિલ્લો રચી રહ્યો છે અને એ જમીન ઉપરના વર્ચસ્વને કારણે આજે તેની પાસે પુષ્કળ જમીન છે જેમાંથી તે અનાજ નિપજાવી શકે છે. એ જમીનમાંથી પુષ્કળ પ્રમાણમાં કોલસો અને લોખંડ પણ મળી આવે છે તેમજ યુરોપમાંથી મજૂરી કરનારા માણસો પણ મોટી સંખ્યામાં મળી આવે તેમ છે. આ સ્થિતિમાં જો હિટલરનું વર્ચસ્વ યુરોપ ઉપર કાયમજ રહે તો તે પ્રચંડ નૌકાકાફલાઓ તૈયાર કરી શકે અને પરિણામે એક નાનકડા ટાપુ–બ્રિટનનું દરિયાઇ વર્ચસ્વ આપોઆપ ઊડી જાય અને પરિણામે બ્રિટિશ સામ્રાજ્ય પણ ભુંસાઇ જવાનો ભય પેદા થાય. ગયા મહાયુદ્ધમાં જર્મનીએ જે સંસ્થાનો ગુમાવ્યાં હતાં તે હાથ કરવા માટે બ્રિટન સાથે નહિ ઝઘડવાનો હિટલરે

શરૂઆતમાં જર્મનોને આદેશ આપ્યો હતો અને સાથે સાથે જણાવ્યું હતું કે, "સત્તા" હાથમાં આવે તે પછી જ સંસ્થાનો મેળવવાના પ્રયાસો કરવા.

હિટલરનો સિદ્ધાંત એવો છે કે, કોઈ જેમ વધારે નમતું આપે તેમ તેને વધારે નિચોવવો. તે કહે છે કે, 'બાહોશ વિજેતાએ હંમેશાં જીતાયલા લોકો પાસે પોતાનું ધાર્યું કટકે કટકે કરાવવું; કેમકે પ્રજા જો આપમરજીથી તાબે થાય તો તેનું ચારિત્ર્યબળ આપોઆપ નાશ પામી જાય. આથી તાબેદાર પ્રજાઓ પર ગમે તેટલી જબરજસ્તી ચલાવવામાં આવે તો પણ તેઓ આખરી લડત લડવા માટે તત્પર થઈ શકે નહિ.

હિટલર કહે છે કે, 'સુલેહશાંતિ સમજુતીથી નહિ પરંતુ ફક્ત હથિયારની જીતના ધોરણ ઉપર જ ટકી શકે છે. આથી શાંતિ સ્થાપવા માટે પ્રથમ લડાઇ લડવી જ જોઇએ.' તે કહે છે કે, **"આ નિરંતર કલહમય સંસારમાં જે કોઈ લડી લેવા તૈયાર નથી તે જીવવાને લાયક નથી."**



## ૭

# બર્લિનથી બગદાદ

જર્મનીએ જગત ઉપર એકાંતરિત ચક્રવર્તિ સત્તા સ્થાપિત કરવી જોઇએ એવા હિટલરનો સંકલ્પ હતો. હિટલર કહે છે કે, "આજે યુરોપખંડમાં ૮ કરોડ જર્મનો છે. પરંતુ એકાદ સૈકામાં તેમની વસતિ ૨૫ કરોડ જેટલી થઇ જશે. આથી જર્મનો માટે અત્યારે છે તે કરતાં માથા દીઠ બમણી જગ્યાનો પ્રબંધ તો આજેજ કરવો પડશે. અને ૧૦૦ વર્ષ પછી જયારે જર્મનોની વસતિ ત્રણ-ગણી થાય ત્યારે તેમને માટે પ્રથમ વિશ્વયુદ્ધ પછી રહેલી જર્મન ભૂમિ કરતાં ઓછામાં ઓછી ૭ ગણી ધરતી તો જર્મનીએ મેળવી

લેવી જોઈએ. અને જો યુદ્ધ પછી કોઈ સ્લાવ લોકો જીવતા રહ્યા હોય તો તેમને વસવા માટે પણ વધારાની જમીન જોઈશે."

આ હિસાબે હિટલરની જર્મન સામ્રાજ્યની કલ્પના ઘણી વિશાળ છે, અને ફક્ત યુક્રેન સુધી જ નહિ પણ તેથી આગળ વધવાનો તેનો ઈરાદો જણાય છે.

હિટલરે આજે વિશ્વયુદ્ધની જે ચિનગારી જગાવી છે તેની પાછળ આ જીવનક્ષેત્ર વિસ્તારવાની જ યોજના છે. પૂર્વ અને મધ્ય યુરોપ આખું હાથ કરવાનો તેનો ઇરાદો હતો અને તેથી પણ આગળ વધીને તેને બર્લિનથી બગદાદ સુધીનો વિશાળ પ્રદેશ હાથ કરવો હતો. આ યુદ્ધમાં બાલ્કન રાજ્યો આવી જાય, પૉલેન્ડનાં મેદાનો આવી જાય, યુક્રેનના ધાન્ય ભંડારો આવી જાય, રૂમાનિયા અને કૉકેસસના તેલ વિસ્તારો પણ આવી જાય.

હિટલરે અનેકવાર જણાવ્યું હતું કે, બ્રિટન અને ઈટલી એ બે જર્મનોના મિત્રો છે; જ્યારે ફ્રાન્સ અને રશિયા જર્મનીના દુશ્મનો છે. હિટલરને તો યુરોપ ઉપર વર્ચસ્વ સ્થાપવું હતું અને બ્રિટન જો અલગ રહે તો જ એ વર્ચસ્વ સ્થાપી શકાય; એટલે બ્રિટનને તે વારંવાર કહેતો કે, 'અમારે બ્રિટિશ સામ્રાજ્ય જોઈતું નથી; અમારે ટાંગાનીકા, યુગાન્ડા અને કામેરૂનનાં સંસ્થાનો પણ પાછાં જોઈતાં નથી.' એટલું જ નહિ પણ તેણે તો ૧૯૩૮માં કરેલા મ્યુનિચના કરારો વખતે એમ પણ કહેલું કે, 'સુડેટન પ્રદેશ મળી ગએલો હોવાથી હવે જર્મનોને યુરોપમાં પણ બીજો મુલક જોઇતો નથી.' પરંતુ આ બધી તેની ભ્રામક વાતો હતી એ તુરત જ બહાર પડી ગયું, અને તેણે યુરોપ ઉપર વર્ચસ્વ જમાવવા માટે યુદ્ધ શરૂ કર્યું.

હિટલર એક વાત જાણતો હતો કે, ૧૯૧૪માં માજી કૈઝરે બ્રિટનને યુદ્ધમાં સંડોવવાની જે ભૂલ કરી તે ભૂલ પોતે કરવી

જોઈએ નહિ; જો કે મ્યુનિચના કરારો પછી બ્રિટનને તે જર્મનીનું દુશ્મન માનવા લાગ્યો હતો, છતાં બ્રિટન સાથે અથડામણમાં આવવાની તેની ખાસ મરજી નહતી. અને તે એમ માનતો હતો કે યુરોપમાં પોતે ગમે તે કરે તે સામે બ્રિટને વાંધો લેવો જોઈએ નહિ. બ્રિટન સાથે દોસ્તી ટકાવી રાખી પ્રથમ પોતાના મુખ્ય દુશ્મન ફ્રાન્સનો ઘાટ ઘડવાનો તેનો ઈરાદો હતો. જો કે મ્યુનિચના કરારો વખતે ફ્રાન્સે જે નિર્માલ્યતા દેખાડી હતી તેથી ફ્રાન્સનો હિટલરને ખાસ ભય ન હતો. છતાં પણ ફ્રેન્ચોનો જૂનો ઇતિહાસ તે જાણતો હતો અને સેંકડો વર્ષની ફ્રાન્સ સાથેની અદાવત પણ તે ભૂલ્યો ન હતો. એટલે તેની વ્યૂહરચનામાં પ્રથમ ફ્રાન્સને પરાજિત કરવાની યોજના હતી, અને ફ્રાન્સ ઉપર આક્રમણને માટે તેણે ડેન્માર્ક, હોલેન્ડ અને બેલ્જિયમ ઉપર પણ આક્રમણ કરવાનું મુનાશીબ ધાર્યું હતું. અને તા. ૬ ઠી ડીસેમ્બર ૧૯૩૮ ના રોજ જર્મન વિદેશમંત્રી રિબેનટ્રોપે પેરીસ ખાતે ફ્રાન્સ સાથે મિત્રતાના જે કરારો કર્યા તે ફ્રાન્સને અલગ પાડી નાંખવાના હેતુથી જ કરવામાં આવ્યા હતા.

હિટલર જાણતો હતો કે, બ્રિટનને અલગ રાખવાનું કાર્ય મુશ્કેલ છે. ખાસ કરીને ચેમ્બરલેન અને હેલિફેકસની મુલાકાતો અને મ્યુનિચના કરાર થયા પછી બ્રિટનની તટસ્થતા સબંધી હિટલરને શંકા પેઠી હતી અને તેથી પણ તે જાણતો હતો કે બેલ્જિયમ અને હોલેન્ડ વિગેરે હાથ કર્યા પછી બ્રિટન ઉપર સીધો ભય ઊભો થશે, અને જરૂર પડતાં બ્રિટન ઉપર ચડાઇ પણ થઈ શકશે.

ઉપર આપણે જોઈ ગયા તેમ હિટલરની યોજના જર્મનીની સરહદ પૂર્વ તરફ વધારવાની અને દક્ષિણ-પૂર્વમાં જર્મન વસાહતો ઊભી કરવાની હતી. હિટલરની પ્હેલાંથીજ પ્રશિયન લશ્કરવાદીઓ લગભગ ૨૦મી સદીના આરંભકાળથીજ બર્લિનથી બગદાદ સુધી

સળંગ જર્મન વર્ચસ્વ સ્થાપવાની મહત્વાકાંક્ષા સેવતા હતા અને એ યોજના તો એટલે સુધી આગળ વધી હતી કે જર્મનોએ ઈરાન મારફત હિંદ ઉપર પણ આક્રમણ કરી હિંદ ઉપર વર્ચસ્વ સ્થાપવું. અને ગયા મહાયુદ્ધમાં આ યોજનાને લક્ષીનેજ મધ્ય-પૂર્વમાં જંગ ખેલાયો હતો. અને જો આ વખતે પણ મિત્રરાજ્યો સાવધ ન હોત તો હિટલરની ફોજો ઈરાન સુધી ધસી આવવાનો મનસુબો રાખતી હતી.

આ બર્લિનથી બગદાદ સુધીની યોજના પાર પાડવા માટેની પૂર્વ તૈયારીઓ હિટલરે ૧૯૩૮ સુધીમાં કરી નાંખી હતી. તેની યોજના ચાર વિભાગમાં વ્હેંચાઈ હતી:—

૧. પૂર્વ યુરોપ ઉપર વર્ચસ્વ સ્થાપવા માટે ઝેકોસ્લોવેકિયા અને પૉલેન્ડને પોતાના અંકુશ નીચે લાવીને રશિયા પર ચઢાઈ કરવી, અને તે માટે તેણે યુરોપની સંસ્કૃતિ પર સામ્યવાદના ઝઝૂમતા ભયનું બ્હાનું આગળ ધરીને પૂર્વ તૈયારીઓ કરી મૂકી.

૨. દક્ષિણ-પૂર્વ યુરોપમાં જર્મન વસાહતની સ્થાપના માટે તેણે પ્રથમ ઓસ્ટ્રિયા હાથ કરીને ડાન્યુબ નદી પર વર્ચસ્વ જમાવ્યું, તેમજ હંગેરીને પણ પોતાની લાગવગ નીચે લીધું.

૩. ફ્રાન્સ પર વર્ચસ્વ જમાવી બ્રિટનને કાયમને માટે ડારવા માટે તેણે યુદ્ધની શરૂઆત પહેલાંથીજ હોલેન્ડ, ડેન્માર્ક અને બેલ્જિયમ પર દબાણ લાવી જર્મન મહત્વાકાંક્ષાની ટીકાઓ નહિ કરવાની કડક તાકીદ કરી દીધો હતી. ફ્રાન્સ સામેના આક્રમણની આ પૂર્વ તૈયારી હતી. ફ્રાન્સની મેજીનો લાઈનની કિલ્લેબંધી તોડવાનું મુશ્કેલ હોવાથી ઉત્તર-પશ્ચિમ યુરોપનાં નાનાં રાજ્યો પર તેણે જરૂર પડતાં આક્રમણ કરવાનો નિર્ણય કર્યો હતો.

૪. બર્લિનથી બગદાદ સુધીની લાઈન હાથ કરવા માટે પ્રથમ બાલ્કન રાજ્યો, ગ્રીસ, ક્રિટ વિગેરે હાથ કરી તુર્કી જો




વૉન પેપન

જર્મનીનો મહા ખટપટી મુત્સદ્દી

મદદગાર નિવડે તો તેમ અને ન નિવડે તો ઈજીપ્ત અગર સીરિયાને માર્ગે ઈરાક, ઇરાન થઇને હિંદ સુધી આગળ ધસી આવવાની તેની મહત્વાકાંક્ષા હતી.

અને આ સમગ્ર યોજનાઓ પાર પાડવા માટે, તેના પ્રચાર-મંત્રી ગોએલ્સે પ્રચારથી, છૂપી પોલિસ ગેસ્ટાપોના વડા હિમલરની જાસૂસી યોજનાથી, જર્મન વિદેશમંત્રી રિબનટ્રોપ અને મુત્સદ્દી વૉન પેપનની કુટિલ રાજખટપટથી તેમજ જર્મન સેનાપતિઓ, હવાઇ સેનાપતિ ગોરિંગ, ખુશ્કી સેનાપતિ કાઇટલ, રોમેલ વગેરેની સલાહ મુજબ પ્રચંડ શસ્ત્રસજાવટ અને લશ્કરી વ્યૂહરચનાઓની તેણે રચના કરી નાખી હતી.



## ૮

# કૂચનો આરંભ

મુત્સદ્દીગીરી, ધાકધમકી, રાજખટપટ, પ્રચાર અને સૈન્ય સજાવટથી હિટલરે પોતાની વિશાળ મહત્વાકાંક્ષાની પૂર્વભૂમિકા રચી. યુરોપમાં યુદ્ધ અનિવાર્ય છે એમ તે માનતો હતો છતાં જ્યાંસુધી ધાકધમકીથી પોતાનું કાર્ય પાર પડી જાય ત્યાં સુધી યુદ્ધનો આરંભ ન થવા દેવો એવો તેનો ઇરાદો હતો. તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૩૯ ના રોજ તેણે યુરોપ ઉપર આક્રમણ કર્યું. તે પહેલાં તેણે હાઇનલેન્ડ, ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા અને મેમલ ધાકધમકીથી જ હાથ કર્યાં હતાં. યુરોપનાં મહારાજ્યો પણ સત્તાની

સમતુલનાને હરકત ન આવે ત્યાં સુધી યુદ્ધની આપત્તિ ઊભી કરવા રાજી ન હતાં. અને તેથી જ હિટલરે આ પ્રદેશો હાથ કર્યા ત્યાં સુધી તેમણે તેને બહુ છંછેડયો નહિ. ૧૯૩૮ ના સપ્ટેમ્બર માસમાં ચેમ્બરલેને જાતે હિટલરની મુલાકાત લીધી અને ઐતિહાસિક મ્યુનિચ કરારો થયા. રાજકીય દૃષ્ટિએ, વ્યવહારની દૃષ્ટિએ અને નૈતિક દૃષ્ટિએ મ્યુનિચના કરારોએ વર્સેલ્સના કરારો નાબૂદ કર્યા અને ફરીવાર સને ૧૯૧૪ પહેલાં જે સ્થિતિ હતી તેજ સ્થિતિ ઊભી થઇ. મ્યુનિચના કરારોએ આ રીતે ઘડિયાળનો કાંટો અવળો ફેરવ્યો. લોકાર્નોના કરારો તો હિટલરે કયારનાએ તોડયા હતા. અને ર્‌હાઇનલેન્ડથી તે ઝેકોસ્લોવેકિયાના મુલકો કબજે કરવામાં આવ્યા, ત્યાંસુધીની આક્રમણકારી રાજનીતિથી આખરે મ્યુનિચ ખાતે વર્સેલ્સના તહનામાનું દફન થયું.

વર્સેલ્સના કરારોથી ઓસ્ટ્રો–જર્મન મૈત્રી અને બર્લિન–બગદાદ રેલ્વે લાઇન અંકુશમાં લાવવાની જે જર્મન મહત્વાકાંક્ષાઓ કબ્રસ્તાનમાં દફનાઇ ગઇ હતી તેને હિટલરે રોમ–બર્લિન ધરીથી સજીવન કરી. અને ધરી રાજ્યોની સંયુક્ત મુત્સદ્દીગીરી અને કુટિલ નીતિથી "બ્લેક મેઇલિંગ" એટલે કે ધાકધમકી અને કાળી રમતોથી તેણે યુરોપ પર ફેસિસ્ટ શાસનનો ઝંડો ફરકાવવાની વિશાળ યોજનાઓ ઘડી. ઇટેલીનો સરમુખત્યાર મુસોલિની, એક વખતે જે હિટલરનો શિક્ષાગુરૂ હતો તે હિટલરનો સાથી અને ચેલો બન્યો. મુસોલિની ૧૯૩૫ માં હબ્સીનિયા ગળી ગયો હતો અને તેના વિજયમદમાંથી ભૂતકાલિન રોમન સલ્તનત સ્થાપવાનું તેનું સ્વપ્ન જન્મ પામ્યું હતું. આફ્રિકામાં ઇટેલીની સલ્તનત વિસ્તારવાની તેની કામના હતી. હિટલરને જોઇતું હતું યુરોપનું વર્ચસ્વ.

બન્નેએ નિર્ણય કર્યો કે, એકબીજાએ પોતપોતાનીજ ઇચ્છા પાર પાડવા લૂંટ ચલાવવી અને એક જણ લૂંટે ત્યારે બીજો ક્યાં




ચેંબરલેન

જેની પાસે હિટલરે વર્સેલ્સના તહનામાનું દફન કરાવ્યું.

તો અલગ રહે કે લૂંટમાં મદદગાર થાય. તે જ પ્રમાણે દૂરપૂર્વમાં "બૃહદ્ એશિયા"ની યોજના સર્જનાર જાપાનને પણ વિશાળ એશિયાઈ પ્રદેશો પર વર્ચસ્વ સ્થાપવું હતું અને પેસિફિકની મહારાણી બનવું હતું. સાગર ઉપરના વર્ચસ્વમાં તેની સામે જો કોઈ અંતરાયરૂપ હોય તો તે બ્રિટન અને અમેરિકા હતાં. એટલે રોમ–બર્લિન ધરીનો ઉપયોગ બ્રિટન અને અમેરિકાના વર્ચસ્વનો નાશ કરવામાં ઉપયોગી થઇ પડશે એ ઈરાદે જાપાન પણ એ રોમ–બર્લિન ધરીમાં પ્રથમ પરોક્ષરૂપે અને પછી પ્રત્યક્ષરૂપે સામેલ થઈ ગયું.

આમ સને ૧૯૩૯ પહેલાં વિશ્વયુદ્ધની ભૂમિકા રચાઇ ચૂકી હતી. સને ૧૯૩૮માં યુરોપી મહારાજ્યોની લડાયક તાકાતનો અંદાજ નીચે મુજબ હતો:—

જર્મની પાસે ૩૦૦૦ વિમાનો હતાં અને ૨,૦૯,૦૦૦ હવાઈ સૈનિકો અને વિમાનીઓ વગેરે હતાં. જ્યારે બ્રિટન પાસે ૧૮૦૦ વિમાનો અને ૧ લાખનું હવાઇદળ હતું. જર્મની પાસે ૫૪ ટુકડીઓનું સ્થાયી લશ્કર અને ૧૦૦ ટુકડીઓ સૈન્યભરતીથી ઊભી કરેલી હતી. ફ્રાન્સનું સ્થાયી લશ્કર ૩૦ ટુકડીઓનું બનેલું હતું અને તેણે ૬૦ ટુકડીઓની ભરતી કરી હતી. ઇટલી પાસે ૨૦ ટુકડીઓનું સ્થાયી લશ્કર ને ૪૦૦ ટુકડીઓની ભરતી કરી હતી. આની સરખામણીમાં બ્રિટિશ સૈન્ય નામનું હતું. બ્રિટનની ખરી તાકાત તો દરિયામાં હતી. જર્મન નૌકાદળ (સબમરિનો બાદ કરતાં) બ્રિટીશ નૌકાદળની સરખામણીમાં ૩૫ ટકા જેટલું હતું. યુદ્ધના આરંભ પહેલાં જર્મની પાસે ૭૧ સબમરિનો હતી.

એકંદરે જર્મની ચાલુ વિશ્વયુદ્ધના આરંભમાં નૌકાદળ બાદ કરતાં ખુશ્કી અને હવાઇદળમાં ખૂબજ આગળ હતું અને તેની સબમરિનો પણ મિત્રરાજ્યોના નૌકાદળને માટે ખૂબજ ભયરૂપ હતી.

જર્મનીની આ બધી પૂર્વતૈયારીઓ હતી. આ પૂર્વભૂમિકા તેણે ખાસ કરીને ૧૯૩૫થી ૧૯૩૯ સુધીમાં તૈયાર કરી મૂકી હતી.

બ્રિટન પાસે ૧૭૮ ડિસ્ટ્રોયરો હતી જ્યારે જર્મની, ઇટેલી અને જાપાન પાસે સંયુક્તપણે ૧૧૧ ડિસ્ટ્રોયરો હતી.

૧૯૩૫ના માર્ચ માસમાં જર્મનીને 'સાર' નો પ્રદેશ મળ્યો અને હિટલરે સૈન્યભરતીના હુકમો કાઢયા. ૧૯૩૬માં જર્મન લશ્કરોએ હ્રાઇનલેન્ડ લીધું અને ૧૯૩૮ના માર્ચ માસમાં ઓસ્ટ્રિયા ખાલસા કર્યું, અને તા. ૨૯મી સપ્ટેમ્બર ૧૯૩૮ના રોજ મ્યુનિચ ખાતે બ્રિટન, ફ્રાન્સ, જર્મની અને ઇટેલીની પરિષદમાં ઐતિહાસિક મ્યુનિચ કરારો થયા. તે પછી જર્મનીને ઝેકોસ્લોવેકિયાનો સુડેટન વિસ્તાર પ્રાપ્ત થયો. તે પછી ૧૯૩૯ના માર્ચ મહિનામાં હિટલરે ઝેકોસ્લોવેકિયાનો બાકીનો પ્રદેશ સર કરી લીધો અને ઝેકોસ્લોવેકિયાના ભાગલા પાડી નાંખ્યા જેમાંના બોહેમિયા અને મોરેવિયા રક્ષિત રાજ્યો બન્યાં. અને સ્લોવેકિયાને નામની આઝાદી મળી. હંગેરીએ આ તકનો લાભ લઇને ઝેકોસ્લોવેકિયાનો રૂથનીયા પ્રાંત ખાલસા કર્યો અને પોલેન્ડને ટેશેન વિસ્તાર સુપ્રત થયો. આજ અરસામાં બાલટિકને કાંઠે લીથુઆનિયાને હિટલરે અલ્ટિમેટમ આપ્યું એટલે તે તાબે થયું અને તેણે જર્મનીને મેમેલનો બંદરી વિસ્તાર સ્વાધિન કર્યો. આ રીતે મહાયુદ્ધની આખીએ સંકલના હિટલરે શરૂઆતથીજ કરી નાંખી.

卐

૯

# યુદ્ધનો દાવાનળ

હિટલરે પ્રશિયા અને જર્મની વચ્ચેની સાંકડી પટીનો પ્રદેશ પોલેન્ડ પાસે માંગ્યો અને બાલ્ટિક સમુદ્ર પરનું ડાન્ઝીગ બંદર સોંપી દેવાની માંગણી કરી. પોલેન્ડ પાસે ડાન્ઝીગ સિવાયનું બીજું કોઈ પણ બંદર ન હોવાથી પોલેન્ડે તે બંદર આપવાની સાફ ના પાડી, તેમજ જે જમીનની પટી–કોરીડોર જર્મનીએ માગી હતી તે પણ આપવા સામે વાંધો લીધો. હિટલરને તો ફક્ત બ્હાનુંજ જોઈતું હતું. પોલેન્ડ વાટાઘાટ ચલાવવા તૈયાર હતું પરંતુ જર્મનીએ સંદેશા ચલાવવાની સાફ ના પાડી. વરૂ અને ઘેટાની વાતમાં જેમ

ઘેટાને ફાડી ખાવાને આતુર વરૂએ બ્હાનાં કાઢ્યાં હતાં તેવુંજ બ્હાનું કાઢીને હિટલરે તો પૃથ્વી પર પોતાનું વર્ચસ્વ જમાવવા માટેની પોતાની વિશ્વવિજયની યોજનાનું મંગળાચરણ તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૩૯ને શુક્રવારે કરી નાંખ્યું, અને તે દિવસથી દુનિયાને માથે ઘોર આફત ઊતરી આવી. યુદ્ધમાં જોડાયલા, તટસ્થ રહેલા અને યુદ્ધથી દૂર વિસ્તારોમાં વસનારાઓ માટે, સર્વને માટે, સમગ્ર માનવજાતિને માટે લોહી, આંસુ અને પ્રસ્વેદના સાગર છલકાઈ ગયા. સાતે સાગર અને પાંચે ખંડ ઉપર માનવસંહારનું ઘોર તાંડવ મંડાઇ રહ્યું.

તા. ૧લી સપ્ટેમ્બર ૧૯૩૯ને દિવસે વિશ્વયુદ્ધની પ્રથમ જ્વાળા ભભૂકી ઊઠી. પોલેન્ડની ભૂમિ પર તે દહાડે જર્મન ચંગીઝખાનનાં ધાડાંઓ ધસી ગયાં, અને ફક્ત બેજ દિવસ પછી બ્રિટન અને ફ્રાન્સે પોલેન્ડનો પક્ષ કરીને હિટલર સામે યુદ્ધની જાહેરાત કરી.

પોલેન્ડને સીધી મદદ કરવાનું મિત્રરાજ્યો માટે ભૌગોલિક દ્રષ્ટિએ અશકય હતું, તેમજ જર્મનીની એટલી બધી જબરજસ્ત તૈયારીઓ હતી અને મિત્રરાજ્યોની તૈયારીઓ એટલી પાંગળી હતી કે હ્રાઇન નદી ઓળંગીને જર્મની ઉપર ચઢાઈ કરવાનું મિત્રરાજ્યો માટે અશકય હતું. વધુમાં એ મોરચે જર્મનીની પ્રચંડ સીગફ્રિડ લાઇનની કિલ્લેબંધી આવેલી છે, એટલે મિત્રરાજ્યોએ પોલેન્ડ પ્રત્યેની નૈતિક ફરજને અંગે લડાઇ જાહેર તો કરી, પરંતુ યુદ્ધ કેમ આગળ ધપાવવું એજ પ્રશ્ન હતો. હિટલરે છ છ વર્ષ સુધી સૈન્ય-સજાવટ કરી હતી, એટલે તેની સામે સલ્તનતોની બધીજ શક્તિઓ અને સાધનો સાથે પણ યુદ્ધ ચલાવવું એ મિત્રરાજ્યો માટે લાકડાની તલવારથી લડવા જેવું હતું.

પોલેન્ડ દેશ સપાટ મેદાન જેવો હોવાથી તે બિલકુલ અરક્ષિત હતો. ફક્ત થોડો દરિયાકાંઠાનો વિસ્તાર, પશ્ચિમ તરફ બેજવાળો

કીચડમય પ્રદેશ અને કાર્પેથિયન પર્વતની કેટલીક ટેકરીઓ સિવાય પોલેન્ડની આખીએ સરહદ બિલકુલ અરક્ષિત હતી. જર્મનોએ તુરતજ ટેંકો અને યાંત્રિક ફોજો સાથે આક્રમણ કર્યું અને હવામાંથી ભયંકર વિનાશ વરસાવ્યો. જર્મનોએ પોતાની ફોજોને ૭ વિભાગમાં વ્હેંચી નાંખી અને એકીસાથે ૭ હુમલા કર્યા. અને તા. ૧ લીથી ૧૧મી સપ્ટેમ્બર સુધીના ૧૦ દિવસમાં પશ્ચિમ પોલેન્ડનો મોટો ભાગ હાથ કર્યો, તેમજ ડાન્ઝીગ હાથ કરીને પોલેન્ડનો સાગરમાર્ગ પણ બંધ કરી દીધો.

તા. ૧૨મી સપ્ટેમ્બરથી ૧૮મી સુધીમાં પોલેન્ડના યુદ્ધનો બીજો તબક્કો શરૂ થયો. જર્મન ફોજો વીસચુલા નદી ઓળંગી આગળ વધી અને પોલેન્ડને ઉત્તર તથા દક્ષિણ બાજુએથી ઘેરો ઘાલ્યો. આ દર્મ્યાન રશિયન ફોજોએ પોલેન્ડ ઉપર પૂર્વ બાજુએ હલ્લો શરૂ કર્યો અને તા. ૧૮મીએ જર્મન અને રશિયન ફોજો બ્રેસ્ટલીટોવસ્ક નજીક એકઠી થઈ, અને પોલેન્ડની વ્હેંચણી કરવામાં આવી. રૂમાનિયાની સરહદ નજીકનો પોલેન્ડનો પ્રદેશ રશિયાને મળ્યો અને સાન તથા વીસચુલા નદીને માર્ગે પ્રશિયાની સરહદ સુધી લાઇનદોરી બાંધી તેની પશ્ચિમનો મુલક જર્મનીને અને પૂર્વ તરફનો પ્રદેશ રશિયાને મળ્યો.

અત્રે એક વાત યાદ રાખવાની છે કે, વિશ્વયુદ્ધ શરૂ થયું તે પહેલાં ફ્રાન્સ અને બ્રિટનના એલચીઓ રશિયાને યુદ્ધમાં સામેલ કરવા માટે મોસ્કો ખાતે વાટાઘાટ કરતા હતા પણ તે દર્મ્યાનમાં જર્મન એલચીએ રશિયા સાથે સંધી કરી લીધી અને યુદ્ધના આરંભ વખતે જર્મની અને રશિયા વચ્ચે બિનઆક્રમણના કરારો થઇ ગયા હતા જેને પરિણામે બન્ને રાજ્યો સશસ્ત્ર યુદ્ધવિરામ જેવી ભાવનાથી એકબીજા પ્રત્યેની તટસ્થતા જાળવતાં હતાં.

તા. ૨૭મી સપ્ટેમ્બરે પાટનગર વૉર્સો શરણે આવ્યું અને પોલેન્ડના યુદ્ધનો અંત આવી ગયો.

જર્મની અને રશિયા વચ્ચે જો કે બિનઆક્રમણના કરારો થયેલા હોવા છતાં બન્ને દેશોને એકબીજાનો ભય તો ચાલુજ હતો અને તેથી રશિયાએ લેનિનગ્રેડ અને મુર્મનસ્ક રેલ્વે લાઇન સલામત રાખવા માટે બાલ્ટિક રાજ્યો હાથ કર્યાં. પરંતુ ફિન્લેન્ડે રશિયાની માંગણી કબૂલ નહિ રાખવાથી તા. ૩૦ મી નવેમ્બર ૧૯૩૯ ના રોજ રશિયાએ ફિન્લાન્ડ ઉપર ચઢાઇ કરી. ફિન્લાન્ડનો વડો સેનાપતિ મેનરહીમ ખૂબ બહાદૂરીથી લડયો. ચાર મહિના યુદ્ધ ચાલ્યું. આખરે ફેબ્રુઆરી ૧૯૪૦ માં રશિયનોએ મેનરહીમ લાઇન તોડી અને વાઇપુરી હાથ કર્યું, એટલે યુદ્ધનો અંત આવ્યો. માર્ચ માસમાં મોસ્કો ખાતે સુલેહના કરારો થયા અને બ્રિટનના વિસ્તારના ૩/૪ ભાગ જેટલો ફિન્લેન્ડનો પ્રદેશ રશિયાને સ્વાધિન થયો.



૧૦

# નાનાં રાજ્યો પર આક્રમણ

ઉત્તર-પશ્ચિમ યુરોપનાં નાનાં રાજ્યો ડેન્માર્ક, લક્ષમબર્ગ, હોલેન્ડ, બેલ્જિયમ અને નોર્વે ઉપરના જર્મન આક્રમણનો આરંભ તા. ૯ મી એપ્રિલ ૧૯૪૦ થી થયો; તેનો સૌથી પ્રથમ ભોગ ડેન્માર્ક બન્યું. ડેન લોકો લડયા વિનાજ વિરોધ સહીત આધિન થયા. તે પછી નોર્વે તરફ હિટલરનો હાથ લંબાયો. એકજ રાતમાં તેણે નારવીક, ટ્રોન્ડહીમ વિગેરે બંદરો અને પાટનગર ઓસ્લો હાથ કર્યાં. આ બનાવોની ખબર મળતાંજ બ્રિટિશ નૌકાદળે નોર્વેના કાંઠા પરના નાના નાના ટાપુઓ હાથ કરવા

પ્રયત્નો કર્યા. નેમ્સાસ ખાતે બ્રિટિશ લશ્કર ઊતર્યું તેમજ બીજા કેટલાંક મથકોએ પણ લશ્કરો ઊતર્યાં પણ ટ્રોન્ડહીમ જર્મનોના હાથમાં હોવાથી આખરે ૧૦ મી જૂન સુધીમાં નોર્વેમાં આવેલ બ્રિટિશ લશ્કર મહામુશ્કેલીઓ વચ્ચે પાછું ખેંચાઇ ગયું અને નોર્વેનો રાજા પણ નાસી છૂટયો. જર્મનીની પશ્ચિમ સરહદ સીગફ્રીડ લાઇન અને ફ્રાન્સની પૂર્વ સરહદે મેજીનો લાઇન એ સામસામી આવેલી અભેદ્ય કિલ્લેબંધીઓ વટાવવાનું બન્ને પક્ષ માટે મુશ્કેલ હોવાથી હિટલરે ફ્રાન્સ ઉપર ઉત્તર માર્ગેથી આક્રમણ કરવાનો આરંભ કર્યો. તુરતજ તેણે ૧૦ મી મે ૧૯૪૦ ને દિવસે હોલેન્ડ, બેલ્જિયમ અને લક્ષમ્બર્ગ ઉપર આક્રમણ કર્યું અને પ્રદેશ જીતી લીધા. હોલેન્ડના યુદ્ધમાં પહેલીજવાર જર્મન છત્રીદળે ભાગ ભજવ્યો. આ ઉપરાંત જર્મન પાંચમી કતારે પણ સુંદર ફાળો આપ્યો.

બેલ્જિયમે અસાધારણ બહાદુરી બતાવી. પરંતુ જર્મન ધસારો ખૂબજ વેગવંત હતો અને બ્રિટનની મદદ આવતાં વાર થઇ એ અરસામાં મ્યુઝ નદી ઓળંગીને જર્મન ફોજો બેલ્જિયમમાં ઘૂસી ગઇ. લીજ, નામૂર, સીડાન વિગેરે હાથ કર્યાં. બેલ્જિયમના રાજાએ તા. ૨૮ મી મેને દિવસે યુદ્ધ બંધ કર્યું અને શરણે ગયો.

હિટલરની વ્યૂહરચના આખીયે વીજળિક આક્રમણની હતી ભારે વેગ સહિત જંગી લશ્કરો લઇને ધસી જવાની નવી પદ્ધતિ તેણે અખત્યાર કરી હતી, અને લશ્કરની ચઢાઇ પહેલ પ્રચંડ બોંબમારાથી લશ્કરનો માર્ગ સરળ કરવામાં આવતો હતો.

બેલ્જિયમનો મુખ્ય પ્રદેશ જીતાઇ ગયા પછી પણ બેલ્જિયમના રાજા થોડાક દિવસો સુધી લડ્યો તે દરમ્યાન મિત્રફોજો ફ્લે-ન્ડર્સમાં ઊતરી હતી. જર્મનોએ બ્રુસેલ્સ અને કેલે હાથ કર્યાં અને ફ્લેન્ડર્સમાં મિત્રફોજો જોડાઇ ગઇ, એટલે બેલ્જિયમના રાજાએ હથિયારો છોડી દીધાં. ફ્લેન્ડર્સના ડંકર્ક વિસ્તારમાં જર્મનીની ૪

ફોજો (આશરે ૧૦ લાખ સૈનિકો) વચ્ચે બ્રિટિશ અને ફ્રેન્ચ ફોજો ઘેરાઈ ગઈ હતી. આ પ્રસંગ વિશ્વયુદ્ધમાં સૌથી ઉજ્જવલ પ્રસંગ બની ગયો. આકાશમાંથી વરસી રહેલા ભયંકર વિનાશની વચ્ચેથી ૨,૨૪,૦૦૦ બ્રિટિશ અને ૧,૧૨,૦૦૦ મિત્રફોજોને છોડાવીને બ્રિટનને કાંઠે સલામત પ્હોંચાડવામાં આવી. આ સાહસમાં ૧ હજાર નાનાં મોટાં બ્રિટિશ જહાજોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. મિત્રફોજો બધોજ સરંજામ ત્યાગીને ડંકર્ક છોડી ગઈ.



૧૧

## ફ્રાન્સનું પતન

યુરોપના યુદ્ધમાં સૌથી યાદગાર, સૌથી કરુણ જો કોઇપણ પ્રસંગ હોય તો ફ્રાન્સના પતનનો છે. તા. ૫ મી જૂન ૧૯૪૦ ને દિવસે જર્મન ફોજોએ આક્રમણ શરૂ કર્યું. ૧૨૦ માઈલના મોરચા પર ટેંકો અને તોપખાના સાથે જર્મન ફોજો ધસી રહી. આકાશમાંથી ભયંકર બૉમ્બમારો અને ડૂબક વિમાનોના હુમલા ચાલુ હતા. તા. ૧૦ મી સુધીમાં તો જર્મન ફોજો સોમે અને એસને નદી સુધી આગળ વધી, અને મિત્રફોજો સીન અને માર્ને નદી તરફ પાછી હઠતી હતી. તા. ૧૨ મી જૂને જર્મન ફોજો

પેરીસથી ૨૦ માઇલ છેટે આવી પ્હોંચી. આ દર્મ્યાન મેજીનો લાઇનના ઉત્તરના છેડા નજીક જર્મનો માર્ન નદી ઓળંગી અને મોન્ટમેડી નજીક ફ્રેન્ચ મોરચાને મેજીનો લાઇનથી અલગ પાડવાનો પ્રયાસ કરી રહ્યા હતા.

તે પછી તા. ૧૩ મી જૂને ફ્રેન્ચોએ પેરીસ છોડયું અને તા. ૧૪ મી જૂને જર્મન ફોજો પેરીસમાં દાખલ થઇ. પેરીસના પતનથી ફ્રેન્ચ ફોજોનું નૈતિક બળ તૂટી ગયું અને લશ્કરમાં મોટી ગેરવ્યવસ્થા ઊભી થવા પામી. ફ્રેન્ચ લશ્કરોની ઝડપી પીછેહઠ શરૂ થઇ અને પોલેન્ડ તથા હોલેન્ડ વિગેરે દેશોમાં જર્મનીએ જે વીજળિક આક્રમણની વ્યૂહરચના કરીને સફળતા મેળવી હતી તેવીજ સફળતા તેમને ફ્રાન્સમાં મળી. ફ્રાન્સનું લશ્કર નાના નાના ટુકડાઓમાં વ્હેંચાઈ ગયું.

તા. ૧૯ મી જૂને જગપ્રસિદ્ધ મેજીનો લાઇનની કિલ્લેબંધીને છેક ઉત્તરે જર્મન લશ્કરોએ ભેદી નાંખી અને દક્ષિણે બેલ્ફર્ટ નજીક એ કિલ્લેબંધી ભેદાઈ ગઈ. જો ફ્રેન્ચ સેનાપતિ ગેમેલિનની ગફલત અને દૂરદેશીપણાના અભાવથી જર્મન સૈન્યોએ ઉત્તર સીમાડાઓ તોડીને ફ્લેન્ડર્સ અને પેરીસનો પ્રદેશ હાથ કર્યો હતો. તેના હાથમાંથી જનરલ વેંગાએ સત્તા હાથ ધરી, છતાં ફ્રાન્સ ન ફાવ્યું. જનરલ વેંગાનો આખરી પોકાર—આકાશ ભરીને હજારો વિમાનો જો આવી લાગે તોજ ફ્રાન્સ બચી શકે—ઇતિહાસને પાને નોંધાઈ રહ્યો છે. ફ્રેન્ચ લશ્કરો ઘેરાઈ ગયાં હતાં. ૧૪ દિવસ સુધી અખંડ રાતદિવસ ઉજાગરા, પરિશ્રમ અને થાકથી લોથપોથ થયેલા એ સૈનિકોની લડાયક તાકાત તૂટી પડી. આ દર્મ્યાન ઇટેલીએ યુદ્ધ જાહેર કર્યું અને ફ્રાન્સની પીઠ પાછળ ઘા કર્યો. સેનાપતિઓની ગફલત, રાજકીય પક્ષોની આંતરિક ખટપટો, ઇટેલીનું આક્રમણ અને બ્રિટન તરફથી પુરતી મદદ આપવાની અશક્તિના પરિણામે વીર નેપોલિયનની માનિતી ભૂમિ ફ્રાન્સનું




માર્શલ પેતાં

ફ્રેંચ પ્રજાનો 'પિતા'

પતન થયું. મેજીનો લાઈનની કિલ્લેબંધી આટલી ઝડપી ભેદાશે એવી કદાપિ કલ્પના પણ નહતી. પરંતુ જર્મનોએ એ લાઈન ભેદી નાંખી, અને ચોગરદમથી ફ્રેન્ચ સૈન્યો ઘેરાઈ જવાથી આખરે ૮૪ વર્ષના વૃદ્ધ સેનાપતિ માર્શલ પેતાંએ જર્મનીને વિનંતિ કરીને યુદ્ધવિરામની માંગણી કરી. અને જર્મનીએ ઇટલીની સંમતિથી યુદ્ધવિરામની માંગણી સ્વીકારી લીધી. ૧૯૪૦ ની તા. ૨૨ મી જૂને યુદ્ધવિરામની શરતો પર સહીઓ થઈ.

આ યુદ્ધવિરામની શરતોથી જર્મનીને આખું ઉત્તર ફ્રાન્સ અને સાગરકાંઠાનો આખોયે પશ્ચિમ ફ્રાન્સનો મુલક પ્રાપ્ત થયો. ફ્રેન્ચ સૈન્યો વિખેરી નાંખ્યાં; તેમનાં હથિયારો લઈ લેવામાં આવ્યાં, તમામ દારૂગોળો અને સરંજામ જર્મનોને સ્વાધિન કરવામાં આવ્યો. જર્મન યુદ્ધકેદીઓને છોડી મૂકવામાં આવ્યા અને ફ્રાન્સે પોતાનો કાફલો દેશાવરથી બોલાવી લઈને જર્મની તથા ઇટલીની દેખરેખ નીચે મૂકવાનું મંજૂર રાખ્યું.

ઇટલીની માંગણી મુજબ ફ્રાન્સ, ટયુનિસીયા, એલ્જીયર્સ અને ફ્રેન્ચ સોમાલિલેન્ડના પ્રદેશોમાં ફ્રાન્સ અને ઇટલીની જ્યાં જ્યાં સરહદો એકઠી થતી હોય ત્યાં ત્યાં ફ્રેન્ચ તાબાના ૩૦ થી ૧૨૦ માઈલ પહોળાઈના સરહદી વિસ્તારોને નિઃશસ્ત્ર બનાવવાનું ઠરાવવામાં આવ્યું. ભૂમધ્યમાં તુલોં, એનિસાંયો (કોર્સિકા) ઓરન અને બિઝર્ટા બંદરોને નિઃશસ્ત્ર બનાવવાનું ઠરાવવામાં આવ્યું; તેમાં ફ્રેન્ચ હવાઈ મથકોનો કાબૂ જર્મનો અને ઇટેલિયનોને સુપ્રત થયો.

આમ સ્વાધીનતા, સમાનતા અને બંધુતાનો જયધ્વજ ફરકાવતું ફ્રાન્સ નિર્દય નાઝીવાદની એડી નીચે કચડાઈ ગયું અને હિટલર તથા મુસોલિનીની લૂંટનો ભોગ બન્યું. પરાક્રમી સહૃદયી પોલેન્ડ પર મૃત્યુનો પંજો પથરાઈ ગયો અને ફ્રાન્સની વીર ભૂમિ હતાશ, હૃદયભગ્ન અને પરાધીન બની ગઈ.

# ૧૨

# બ્રિટન પર આક્રમણની તૈયારી

ફ્રાન્સના પતન પછી તુરત જ હિટલરે બ્રિટન ઉપર જ ચઢાઇ માટેની તૈયારી કરવા માંડી. પરંતુ બ્રિટન ઉપર આક્રમણ કરતાં પહેલાં બ્રિટન આવતો પુરવઠો અટકાવવા માટે વળાવિયા કાફલાઓ નાશ કરવા, બ્રિટનનું રક્ષણ કરતા નૌકાદળને નાશ કરવું અને હવાઈ વર્ચસ્વ પ્રાપ્ત કરવું ખાસ જરૂરી હોવાથી જર્મનોએ ફ્રાન્સના પતન બાદ તુરત જ બ્રિટન ઉપર અને બ્રિટિશ નૌકાદળ ઉપર પ્રચંડ હવાઇ હુમલા રાત્રે અને દિવસે શરૂ કર્યા. પ્રથમ બંદરો ઉપર અને જહાજો પર બોંબમારો ચાલુ

થયો. અને તા. ૬ થી ૩૧ ઑક્ટોબર ૧૯૪૦ સુધી ખુદ લંડન ઉપર વિનાશકારી બોંબમારો થયો. આ વખતે ચર્ચિલે તેના ઐતિહાસિક શબ્દો ઉચ્ચાર્યા હતા કે, "લોહી, પ્રસ્વેદ અને આંસુના અનેક દિવસો આપણે વિતાવવાના છે." બ્રિટન માટે આ સૌથી કપરો કાળ હતો. ફ્રાન્સના પતનની સાથે જ હવે બ્રિટન ઉપર ચઢાઈનો ભય ખૂબ જ વધી ગયો હતો. કૅલે અને ડોવર વચ્ચે ફક્ત ૨૨ માઈલની ઈંગ્લિશ ખાડી આવેલી હતી. આ ખાડી ઓળંગીને જર્મન સૈન્યો ગમે ત્યાં અને ગમે ત્યારે બ્રિટન ઉપર ચઢાઈ કરે તે સંભવિત હતું. આ ઉપરાંત બેલ્જિયમ, હોલેન્ડ અને નોર્વેમાં જંગી જર્મન લશ્કરો જમા થયેલાં હતાં. આ સન્યો પણ ગમે તે ઘડીયે બ્રિટન ઉપર ઊતરી આવે તે શકય હતું. બ્રિટન તે વખતે એકલું હતું. અમેરિકા તટસ્થ હતું. બીજા મિત્ર દેશો જર્મનીના હાથમાં જઈ પડયા હતા. અત્યંત બળવાન શત્રુની તાકાત, સાધનો અને સરંજામ વધતાં જતાં હતાં. આ સામે એકલે હાથે બ્રિટનને લડવાનું હતું. સદ્‌ભાગ્યે હોલેન્ડના પતન બાદ તુરત જ ચેમ્બરલેન વિદાય થયો અને ચર્ચિલને સૂકાન સોંપાયું હતું અને એ ચર્ચિલે જ બ્રિટનના સૌથી અંધકારમય દિવસોમાં બ્રિટિશ પ્રજાનું નૈતિક બળ ટકાવી રાખ્યું. એક તરફ ફ્રાન્સ પડયું, બીજી તરફ આટલાંટિકમાં બ્રિટિશ નૌકાઓની ભયંકર ખુવારી ચાલુ રહી અને ત્રીજી તરફ બ્રિટનનાં નગરો ખંડેર થવા લાગ્યાં. ડોવરનો નાશ થયો, બીજાં ઘણાં નાનાં મોટાં નગરો અને બંદરો તારાજ થયાં અને લંડન ઉપર યમરાજનું તાંડવ ખેલાઈ રહ્યું. સેંકડો બલ્કે હજારો જર્મન વિમાનો રોજ રોજ લંડન ઉપર બોંબમારો કરતાં અને બ્રિટિશ વિમાની દળ જર્મનીની સરખામણીમાં ઘણું જ ઓછું હોવા છતાં બને તેટલો સામનો કરતું હતું. લંડનનાં આલિશાન મકાનો તૂટવા લાગ્યાં. ખુદ પાર્લામેન્ટની આમસભાની ઈમારતો તૂટી પડી; વેસ્ટમિન્સ્ટર પર બોંબ પડયા અને ના. સમ્રાટના બકિંગહામ મહેલ ઉપર પણ બોંબમારો થયો.




ચર્ચિલ

“ લોહી, પ્રસ્વેદ અને આંસુ ” વચ્ચે જેણે
બ્રિટિશ શહેનશાહતનું નાવ સલામત રાખ્યું.

આના જવાબમાં બ્રિટને પણ જર્મની હસ્તકના યુરોપી દેશો પર હવાઇ હલ્લા શરૂ કર્યા. જર્મનોના હુમલાથી આશરે અર્ધા લાખ જેટલા બ્રિટિશ પ્રજાજનોની ખુવારી થવા પામી હતી છતાં બ્રિટિશ ઉદ્યોગોને તેથી ખાસ નુકશાન થયું ન હતું. તે વખતે તો અમેરિકાએ ધીરાણ અને પટાનો કાયદો પસાર કરેલો ન હોવાથી અમેરિકા તરફથી પુરતો સરંજામ મળતો ન હતો. એટલે બધો જ સરંજામ બ્રિટને જાતે પોતાનાં કારખાનાઓમાં તૈયાર કરવાનો હતો.

બ્રિટિશ વિમાનોએ પણ ડઝલડ્રોફ, હેમ્બર્ગ, કીલ, વિલ્હેમ-શેવન, મેનહીમ, બ્રીમન, કોલોન વિગેરે પર બોંબમારો શરૂ કર્યો અને તે વધતો ચાલ્યો. હવે તો બર્લિન ઉપર ખૂબ જ પ્રચંડ હુમલાઓ થઈ રહ્યા છે.

આ રીતે યુરોપી દેશોનો જંગ પૂરો થતાં બ્રિટનનો જંગ શરૂ થયો. પરંતુ આજની ઘડી સુધી હિટલરની ફોજો ઈંગ્લિશ ખાડી ઓળંગી શકી નથી અને બ્રિટન આજે તો હવે બિલકુલ સુરક્ષિત બની ગયું છે.



13

## બાલ્કનનું યુદ્ધ

ગયા મહાયુદ્ધમાં ઇટેલી મિત્રરાજ્ય હોવાથી તેને ઓસ્ટ્રિયામાંથી અમુક પ્રદેશ મળ્યો હતો. તે પછી તેણે ૧૯૩૯ના આરંભમાં આલ્બેનિયા જીતી લીધું અને ફ્રાન્સનું પતન થવાની તૈયારી હતી ત્યારે તેણે મિત્રરાજ્યો સામે જર્મનીના પક્ષમાં યુદ્ધ જાહેર કર્યું. પૂર્વ ભૂમધ્યથી સુએઝ ઉપર કાબૂ મેળવવા અને મધ્યપૂર્વમાં આગામી યુદ્ધને માટે તૈયારી કરવા માટેજ જર્મનીએ ઇટેલીને યુદ્ધમાં ઉતાર્યું હતું; જો કે ૧૯૩૬માં આબિસિનીયા અને ૧૯૩૯માં આલ્બેનિયા ઉપર ઇટેલીએ વિજયો પ્રાપ્ત કર્યા હતા

પરંતુ યુરોપીય રાષ્ટ્રોની સામેના યુદ્ધમાં તો ઇટલી બિલકુલ નિર્માલ્ય પુરવાર થયું છે. અને ફ્રાન્સના પતન બાદ હિટલરે બાલ્કન રાજ્યો સામે જે જંગ શરૂ કર્યો તેમાં ગ્રીસના જંગમાં ઇટલીને જે સખ્ત પરાજય મળ્યો હતો તે સુપ્રસિદ્ધ છે.

તા. ૨૮ મી ઓક્ટોબર ૧૯૪૦ના રોજ ઇટેલિયન ફોજો આલ્બેનિયાની સરહદ ઓળંગીને ગ્રીસમાં દાખલ થઈ. પરંતુ ગ્રીક સેનાઓ ખૂબ બહાદૂરીથી લડી અને ઇટલીનો પરાભવ થયો. ગ્રીક સૈનિકો અને સેનાપતિઓની આ અપૂર્વ બહાદૂરીની હિટલરે પણ ભારે પ્રશંસા કરી છે અને જ્યારે જર્મનીએ ગ્રીસ જીતી લીધું ત્યારે ગ્રીક સેનાપતિઓને ખાસ સન્માન આપીને તેણે તલવાર રાખવા દીધી હતી. ઓક્ટોબર ૧૯૪૦ થી એપ્રિલ ૧૯૪૧ સુધી ગ્રીકોએ ટકાવ કર્યો; ઇટલિને શીકસ્ત આપી. પરંતુ એપ્રિલ ૧૯૪૧ માં જર્મન ફોજો ઇટલીની મદદે આવી અને યુરોપીય સંસ્કૃતિની અધિષ્ઠાત્રી, મહાન સિકંદરની જન્મભૂમિ, વિદ્યા અને કળાની માતૃભૂમિ ગ્રીસ જર્મનોના હાથમાં જઇ પડયું.

યુગોસ્લાવિયાના રીજન્ટ પ્રિન્સ પોલે, ધરીરાજ્યોના ત્રિપક્ષી કરારો માન્ય રાખ્યા પછી તે દેશમાં લશ્કરી બળવો થયો. રીજન્ટ ભાગી ગયો અને કિશોર રાજા પિટર ગાદીએ બેઠો. આ બનાવોથી જર્મનો છેડાઈ પડયા અને એપ્રિલ ૧૯૪૧માં યુગોસ્લાવિયા અને ગ્રીસ ઉપર જર્મન આક્રમણ શરૂ થયું. યુગોસ્લાવિયાના પાટનગર બેલગ્રેડને ખુલ્લું શહેર જાહેર કરવામાં આવેલું હોવા છતાં જર્મનોએ તે શહેરનો બોંબમારાથી વિનાશ કરી નાંખ્યો. યુગોસ્લાવિયા અને ગ્રીસનાં લશ્કરો જોડાઈ જઈ લડતાં હતાં તે વચ્ચે જર્મનોએ ફાચર મારી. બલ્ગેરિયન લશ્કરો પણ ગયા મહાયુદ્ધનું વેર વાળવા ચઢી આવ્યાં, અને એકજ અઠવાડિયામાં યુગોસ્લાવિયા પરાજિત થયું. જો કે જનરલ મેહીલોવીચ નામનો યુગોસ્લાવિયન સ્વદેશભક્ત સેનાપતિ આજસુધી જર્મનો સામે ગેરીલા યુદ્ધ લડી રહ્યો છે.

યુગોસ્લાવિયાના પતન પછી ગ્રીસની સ્થિતિ વધુ મુશ્કેલ બની અને ૨૭મી ઍપ્રિલ ૧૯૪૧ના રોજ ગ્રીસનો પરાજય થયો.

ગ્રીસના પતન પછી તુરતજ ક્રિટ ઉપર આક્રમણ શરૂ થયું. ઇટેલિયન નૌકાદળ, જર્મન છત્રીદળ, જર્મન વિમાનો એ સર્વની સહાયતાથી પ્રચંડ આક્રમણ શરૂ થયું. ગ્રીસની મદદે મોકલેલી બ્રિટિશ ફોજો ક્રિટમાં પાછી ફરી હતી, અને બ્રિટિશ નૌકાદળ ક્રિટનું રક્ષણ કરતું હતું. ક્રિટના યુદ્ધમાં સૌથી ઐતિહાસિક યુદ્ધ આટાપાન ભૂશિરનું થયું તેમાં ઇટેલિયન કાફલાનો ઘોર વિનાશ થયો. આ દરમ્યાન જર્મનોએ મોટી સંખ્યામાં છત્રીદળ અને લશ્કરો ક્રિટમાં ઉતાર્યાં અને બ્રિટિશ સૈન્યનો પરાજય થયો. ક્રિટના યુદ્ધમાં બ્રિટનના નૌકાદળની પણ ભારે ખુવારી થઇ અને ક્રિટ ખાતેની બ્રિટિશ ફોજોને ખસેડી લેવામાં ડંકર્ક જેવીજ મુશ્કેલી નડી. ક્રિટમાં સપડાયલી બ્રિટિશ ફોજોને બચાવી લેવાના કાર્યને પણ અદ્‌ભૂત પરાક્રમ તરીકે પિછાનવામાં આવે છે.



૧૪

## મધ્ય-પૂર્વનો મોરચો

સને ૧૯૩૫-૩૬ માં ઇટેલીએ આબિસિનીયા જીતી લીધું, તે પછી લાઇબીરીયા સિવાય એક પણ હબ્સી રાજ્ય આઝાદ રહ્યું નહતું. અને બ્રિટનના રક્ષણ નીચે ઈજીપ્ત આઝાદ હતું. ગયા મહાયુદ્ધ પછી આફ્રિકામાંનાં જર્મન સંસ્થાનો મિત્રરાજ્યોએ વ્હેંચી લીધાં હતાં. સને ૧૯૪૦ માં બેલ્જિયમનું પતન થતાં આફ્રિકામાંનું બેલ્જિયમ કોંગો આઝાદ થઈ ગયું. ફ્રાન્સના પતન બાદ વિષુવવૃત્ત આફ્રિકાનો મુલક આઝાદ બન્યો અને એ પ્રદેશ ઉપર જનરલ દગોલેનું વર્ચસ્વ સ્થાપિત થયું. આ રીતે આજે

દક્ષિણ આફ્રિકાથી ઇજીપ્ત અને હિંદી મહાસાગરથી આટલાંટિક મહાસાગર સુધી મિત્રરાજ્યોના સંસ્થાનોની સળંગ હારમાળા આવેલી છે.

સને ૧૯૪૦માં દગોલેએ ફ્રેન્ચ સંસ્થાન ડાકર હાથ કરવા આક્રમણ કર્યું. પરંતુ જર્મન ખટપટને લઇને એ પ્રદેશ તેના હાથમાં ન આવ્યો અને ત્યાં વીચી સરકારનું આધિપત્ય કાયમ રહ્યું.

સને ૧૯૪૨ ના મે માસમાં જાપાનીઓએ ફ્રેન્ચ ટાપુ મડાગાસ્કર જીતી લેવા કોશિષ કરી પણ બ્રિટિશ લશ્કરોએ તે ટાપુ પર ચઢાઇ કરી દીયાગોસીરાઝ જીતી લીધું અને તે ટાપુ પર વર્ચસ્વ જમાવ્યું.

આ રીતે આફ્રિકામાં મિત્રરાજ્યોનું વર્ચસ્વ કાયમ હતું. ફક્ત લિબિયા અને ટયુનિસિયા તથા સોમાલિલેન્ડમાં ધરી રાજ્યોની લાગવગ હતી. ફ્રાન્સનું પતન થયા પછી અલ્જિયર્સ અને ટયુનિસના ફ્રેન્ચ પ્રદેશોમાંથી આક્રમણનો ભય દૂર થયેલો જાણીને લિબિયા ખાતેની ઇટેલિયન ફોજોએ ઇજીપ્ત ઉપર ચઢાઈ કરી અને ઇજીપ્તની સરહદ પર સોલુમ અને સીદીબરાની હાથ કર્યાં. ઇજીપ્તમાંજ બ્રિટિશ ફોજોએ તાત્કાલિક પોતાની તાકાત ભેગી કરી અને બહારથી પુરતી મદદ આવી જતાં તા. ૮ મી ડીસેમ્બર ૧૯૪૦ના રોજ મધ્યપૂર્વનું આક્રમણ શરૂ કર્યું. તુરતજ મિત્રફોજોએ મર્સામાત્રુ ખાતેથી ધસારો શરૂ કર્યો, અને લિબિયાના સાઇરેનિકા પ્રદેશનાં એક પછી એક બંદરો હાથ કરવા માંડયાં. બે જ મહિનામાં બ્રિટિશ ફોજો ઠેઠ બેન્ગાઝી સુધી પ્હોંચીને અલઅધેલા તરફ આગળ વધી. આ યુદ્ધમાં એક લાખ કરતાં વધુ ઇટેલિયનો કેદ થયા. ઇજીપ્ત નિર્ભય બન્યું. બ્રિટિશ ફોજો ત્રિપોલી તરફ ધસતી હતી. પરંતુ ગ્રીસ ખાતે લશ્કરો મોકલવાની જરૂર જણાતાં બ્રિટિશ ધસારો થંભી ગયો. આ દરમ્યાનમાં માલ્ટા ઉપર ભયંકર બોંબમારો ચલાવીને તે ચોકીમાંથી છટકીને જર્મન જહાજો દ્વારા

લિબિયામાં જંગી લશ્કર અને સરંજામ આવી પ્હોંચ્યાં. તા. ૨૫મી માર્ચ ૧૯૪૧ ના દિવસે ધરી સૈન્યોએ અલઅઘેલા લીધું અને ૨૦ દિવસની દડમજલ કૂચ કરીને ધરી ફોજોએ બ્રિટિશ ફોજોને પાછી ઇજીપ્તમાં ધકેલી દીધી અને જર્મનોએ ઇજીપ્તના સીમાડા પર સોલુમ હાથ કર્યું. જર્મન સેનાપતિ રોમેલે આખીએ મધ્ય-પૂર્વની બાજીઓ પલટી નાંખી. પરંતુ ઇટેલિયનોએ ગુમાવેલું તોબ્રુક તેના હાથમાં આવી શક્યું નહિ. પરંતુ ૧૯૪૧ ના એપ્રિલથી ડીસેમ્બર સુધીના ૮ મહિના સુધી રોમેલે તોબ્રુકને ઘેરો નાંખ્યો. આ દરમ્યાન લિબિયા ખાતે ધરીરાજ્યોનાં પુષ્કળ લશ્કરો અને સરંજામ ઉતારવાનું ચાલુ રહ્યું હતું.

આ દરમ્યાન બ્રિટને આબિસિનીયા અને ઇટેલિયન પૂર્વ-આફ્રિકા તરફ આક્રમણ લંબાવ્યું. ફ્રાન્સના પતન બાદ બ્રિટનને બ્રિટિશ સોમાલિલેન્ડ અને કસાલા ખાલી કરવાની ફરજ પડી હતી. પરંતુ જાન્યુઆરી ૧૯૪૧ થી આ પ્રદેશો હાથ કરવા માટે બ્રિટિશ સૈન્યોએ કૂચ શરૂ કરી. તેમણે ઇરિટ્રિયા પર ચઢાઇ કરી અને કેરનનો અજીત ગણાતો કિલ્લો હિંદી સૈનિકોએ જીતી લીધો. તે પછી આસ્મારા અને મસાવા હાથ કર્યાં અને ઇટેલીનો ઇરિટ્રિયા પ્રદેશ બ્રિટનના હાથમાં આવી ગયો. ત્યારબાદ ફ્રેન્ચ સોમાલિલેન્ડ, ઇટેલિયન સોમાલિલેન્ડ અને આબિસિનીયા જીતી લેવામાં આવ્યાં. તા. ૫ મી એપ્રિલ ૧૯૪૧ ના દિવસે આબિસિનીયાના પાટનગર એડિસઅબાબામાં બ્રિટિશ ફોજે દાખલ થઇ અને હબસીનિયા આઝાદ થયું. આબિસિનીયામાં જે દિવસે ગોન્ડાર વિસ્તારમાં ઇટિલિયન ગવર્નર જનરલ તાબે થયો તે દિવસે મુસોલિનીના સામ્રાજ્યનો અસ્ત થયો.

આ દરમ્યાન જર્મનીએ ઇરાક અને સિરિયામાં ખટપટ કરીને બંડ જગાવ્યાં. આ બન્ને બંડોને મિત્ર ફોજોએ દાબી દીધાં. ઇરાકમાંથી બંડખોર રશીદઅલીને હાંકી મૂક્યો. સિરિયામાં ફ્રેન્ચ

સત્તાનો અંત આવ્યો અને સિરિયા તથા લેબેનોનને આઝાદી આપવાની જાહેરાત કરવામાં આવી.

ઉપરાંત ઈરાનમાં પણ જર્મનીએ ખટપટ જગાવી તે ઉપરથી ૧૯૪૧ ના ઓગસ્ટ માસમાં બ્રિટિશ અને રશિયન ફોજોએ ઇરાન ઉપર ચઢાઈ કરી. શાહ રેઝાશાહે ગાદી છોડી અને ઈરાન ઉપર મિત્રરાજ્યોનું વર્ચસ્વ સ્થપાયું.

આ દરમ્યાન લિબિયાને મોરચે લગભગ ૭ મહિના સુધી ચૂપકીદી પથરાઇ હતી. તા. ૧૪ મી નવેમ્બર ૧૯૪૧ ના દિવસે બ્રિટિશ ૮ મી ફોજ સોલુમથી જીયારાબુબ તરફ આગળ વધી. રોમેલના લશ્કરને ઘેરી લેવા માટે બ્રિટિશ ફોજોએ સાણસાવ્યૂહ રચ્યો હતો. તા. ૨૬ મીએ તોબ્રુકનો ઘેરો છૂટયો. પરંતુ રોમેલે ફરીવાર તોબ્રુકને અલગ પાડી દીધું. તે પછી રોમેલની ફોજે ધીમે ધીમે અલઅઘૈલા તરફ પાછી હઠી અને વધુ મદદ આવી પ્હોંચતાં રોમેલે ફરી ધસારો કર્યો. બ્રિટિશ આઠમી ફોજને બીરહકીમ તરફ પાછી હઠાવી. આ વિસ્તારમાં બન્ને ફોજો ૧૯૪૨ ના માર્ચ માસથી સામસામો પડાવ નાંખીને પડી.

તે પછી જર્મનો માટે વધુ ને વધુ મદદ આવતી રહી અને મે ૧૯૪૨ ની આખરે બીરહકીમને ફરીવળીને જંગી જર્મન ફોજોએ તોબ્રુક તરફ આક્રમણ કર્યું. જૂન મહિનામાં બીરહકીમ પડયું. રોમેલની પાન્ઝર ફોજે ઝડપથી આગળ વધી રહી. તા. ૨૦ મી જૂને તોબ્રુક જર્મનોના હાથમાં પડયું અને રોમેલની ફોજે ઈજીપ્તમાં ઘૂસી ગઇ. મર્સામાત્રુ તેમના હાથમાં ગયું અને તા. ૨૬ મી જૂને એલેકઝાન્ડ્રિયાથી ૬૫ માઇલ દૂર અલઅલામીન ખાતે જર્મન ફોજો આવી લાગી. પરંતુ અલઅલામીન નજીક મિત્રફોજોએ જંગી સામનો કર્યો અને બન્ને પક્ષોની છાવણીઓએ સામસામો પડાવ નાંખ્યો, તે પછી મધ્ય-પૂર્વના યુદ્ધનો આખરી તબક્કો ૧૯૪૩ માં આવ્યો.

૧૫

# ઇટેલીનું પતન

૧૯૪૨માં ઇજીપ્તમાં અલઅલામીન નજીક રોમેલ અને મોન્ટગોમેરીની છાવણીઓએ સામસામો પડાવ નાંખ્યો હતો અને એ રીતે મહિનાઓ સુધી મધ્ય-પૂર્વનો મોરચો થંભી ગયો. પરંતુ ઓકટોબર ૧૯૪૨ માં આખરી જંગ શરૂ થયો. અલઅલામીન ખાતે સેનાપતિ એલેક્ઝાન્ડરે આક્રમણ શરૂ કર્યું અને તે પછી તુરતમાં જ ૮ મી નવેમ્બર ૧૯૪૨ ના રોજ ૫૦૦ સામાન્ય જહાજો અને ૩૫૦ લશ્કરી જહાજોના કાફલા સહિત બ્રિટિશ અને અમેરિકન લશ્કરોએ અલ્જિયર્સ ઉપર ચઢાઇ કરી અને મધ્ય--પૂર્વમાં આખરી જંગ શરૂ થયો.

અલ્જિયર્સમાંથી અમેરિકન ફોજો ટયુનિસિયા તરફ ધસી આવી. બીજી બાજુએ મોન્ટગોમેરી અને અલેકઝાન્ડરની ફોજોએ રોમેલના સૈન્યનો સામનો શરૂ કર્યો. રોમેલે જરાપણ સામનો ન કરતાં પૂર ઝડપે પાછા હઠવા માંડયું. તોબ્રુકનો કિલ્લો પણ જર્મનોએ સામના વગર ખાલી કર્યો. તે પછી ધારવામાં આવતું હતું કે અલઅગ્રેલા નજીક રોમેલ સામનો કરશે; પણ તે આશા નિષ્ફળ નીવડી. રોમેલની પીછેહઠ તો ચાલુજ રહી અને અલઅગ્રેલા ખાતેથી એક જર્મન ફોજ ટયુનિસ તરફ અને બીજી ફોજ રોમેલની સરદારી નીચે ત્રિપોલીમાં ગઈ. ત્રિપોલી ખાતેની જર્મન ફોજોનો પીછો મોન્ટગોમેરીની બ્રિટિશ ૮ મી ફોજે પકડયો.

અમેરિકન ફોજોએ અલ્જિયર્સમાં સાણસાવ્યૂહ પાથર્યો અને ત્યાંની જર્મન ફોજોને ઘેરી લેવાની યોજના કરી. આ :રમિયાન અલેકઝાન્ડરની બ્રિટિશ ફોજો પણ દક્ષિણ ટયુનિસમાં ધસી આવી. રોમેલની ફોજોને ત્રિપોલીથી મોન્ટગોમેરીએ હઠાવી. ોમેલ ત્રિપોલી છોડીને ટયુનિસમાં ગયો. રોમેલની જર્મન ફોજો અને ટયુનિસ ખાતેની જર્મન ફોજોનું જોડાણ અટકાવવા મિત્ર ાજ્યોએ ભારે પ્રયાસો કર્યા છતાં બન્ને જર્મન ફોજો જોડાઇ ાઈ અને મિત્રફોજોએ પણ જર્મન ફોજોને સળંગ ઘેરો ઘાલ્યો.

આખરે તા. ૭ મી મે ૧૯૪૩ ના દિવસે જર્મની અને ટલીને મધ્ય-પૂર્વમાં સંપૂર્ણ પરાજય આપ્યો અને ટયુનિસિયા ત્તી લીધું. બિઝર્ટા અને ટયુનિસ એ ભૂમધ્યના ચોકિયાત જેવાં ંદરો મિત્રરાજ્યોના હાથમાં આવી પડયાં અને આફ્રિકામાંની ટાલિયન સલ્તનતનો અસ્ત થયો, તેમજ પશ્ચિમ આફ્રિકામાં કરના વિસ્તાર સિવાય આફ્રિકા ખંડમાં કોઈ પણ પ્રદેશમાં રી રાજ્યોની સીધી કે આડકત્રી લાગવગ રહી નહિ.

૧૯૪૩ નું વર્ષ આમ ખૂબ જ યાદગાર નિવડયું. જર્મનો તે જ કહેતા હતા કે ટયુનિસ જશે તો અર્ધું યુદ્ધ જર્મની

હારી જશે એ વાત સાચી હતી. ભૂમધ્યને પશ્ચિમ છેડે જીબ્રાલ્ટર પર બ્રિટનનો ઝંડો ફરકે છે. ભૂમધ્યને પૂર્વ છેડે સાઈપ્રસ, એલેકઝાન્ડ્રિયા અને સુએઝ ઉપર બ્રિટિશ ઝંડો ફરકે છે. મધ્ય ભૂમધ્યમાં માલ્ટાનો લોખંડી અણનમ કિલ્લો બ્રિટનને તાબે છે અને હવે બિઝર્ટા તથા ટ્યુનિસનાં અત્યંત મહત્વનાં બંદરો બ્રિટનના હાથમાં આવતાં ભૂમધ્યમાં મિત્રરાજ્યોનું વર્ચસ્વ સ્થાપિત થયું.

ટ્યુનિસિયાના પતન પછી મધ્ય-પૂર્વનો સંગ્રામ પૂરો થયો. ટ્યુનિસિયાના પતન પછી ઈટલિનું પતન શરૂ થયું. ટ્યુનિસના પતન પછી થોડા જ દિવસોમાં ઇટલીના ભૂમધ્યમાંના નાના નાના ટાપુઓ પેન્ટેલેરિયા, લેમ્પેડુસા વિગેરે મિત્રરાજ્યોએ હાથ કર્યાં. અને ૧૯૪૩ ના જુલાઈ માસમાં સીસીલી પર મિત્રરાજ્યોનું આક્રમણ શરૂ થયું. સીસીલી ઉપરના આક્રમણની સાથે જ ઈટલીના ફેસિસ્ટ આગેવાનો વચ્ચે ફાટફુટ ઊભી થઇ અને સીસીલીમાં મિત્રરાજ્યો સાથે ગુપ્ત મસલતો શરૂ થઇ. આ દરમિયાન રોમ પર બોંબમારો થયો. આ બોંબમારાથી મુસોલિનીને છેલ્લો ફટકો પડયો; કેમકે રોમ પરનો બોંબમારો એ એકલા ઇટલીની પ્રજા માટે નહિ પણ સમગ્ર યુરોપની પ્રજાને માટે કારમા આઘાતરૂપ હતો. રોમ એ ખ્રિસ્તિ ધર્મનું અને ખ્રિસ્તિ સંસ્કૃતિનું કેન્દ્ર છે. એટલે રોમ પર બોંબમારો થતાં જ ઇટાલિયન પ્રજા ખળભળી ઊઠેલી અને તા. ૨૫મી જુલાઇએ ઈટલીના રાજા વિટકર ઈમેન્યુઅલે મુસોલિનીને કેદ:કર્યો. આ રીતે ઈટલીના સરમુખત્યાર અને રોમન સલ્તનતનાં સ્વપ્નાં સેવનાર બનાવટી સીઝર મુસોલિનીની ૨૦ વર્ષની કારકિર્દીનો કરૂણ અંજામ આવી ગયો. મુસોલિનીનું પતન એ કોઈ રાજવીના પતન કરતાં પણ વધુ અર્થસૂચક હતું; કેમકે મુસોલિનીનું પતન એટલે લોકશાહી વિરોધી ફેસિસ્ટ સિદ્ધાંતોનું પતન. મુસોલિનીનું પતન એ ફેસિસ્ટવાદનું પતન અને લોકશાહીના વિજય રૂપ છે. આજે યુરોપનું યુદ્ધ એ મુલ્કોની ભૂખમાંથી ઊભું થયું




## મુસોલિની

રોમન શહેનશાહત સ્થાપવાનાં જેનાં સ્વપ્નાં ધૂળમાં મળ્યાં.

છે. પરંતુ એ આખાયે યુદ્ધની ભૂમિકા તો એક તરફ સામ્યવાદના પ્રત્યાઘાતરૂપે પ્રગટ થયેલા ફેસિસ્ટવાદ અને લોકશાહી વચ્ચેના સંઘર્ષણમાંથી થઈ હતી.

યુરોપનું યુદ્ધ એ તો સિદ્ધાંતોનું યુદ્ધ છે. ઝારશાહીમાંથી સામ્યવાદ પ્રગટ થયો. શાહીવાદ અને મૂડીવાદ સામે સમાજવાદ પ્રગટયો અને સામ્યવાદ સામે ફેસિઝમ પ્રગટ થયો. અને આ સામસામાં બળોના સંઘર્ષણમાંથી સરમુખત્યારશાહી અને લોકશાહી બળો વચ્ચે ઘર્ષણ જાગ્યું. આ દષ્ટિએ મુસોલિનીનું પતન એ હિટલરના પતનની પૂર્વભૂમિકા અને લોકશાહી મિત્રરાજ્યોના અંતિમ વિજયના પ્રથમ પગથિયા રૂપ ગણી શકાય.

મુસોલિનીના પતન બાદ ઇટલીના નવા વડા વજીર માર્શલ બેડોગ્લીઓએ મિત્રરાજ્યો સાથે હાથ મીલાવ્યા. ઇટલીએ હથિયારો મૂકયાં અને મિત્રરાજ્યોએ ઇટેલિયન આક્રમણ કર્યું. હિટલરે પણ ચમત્કારિક સાહસ કરીને મુસોલિનીને છોડાવ્યો અને મુસોલિનીના હાથ નીચેના ઇટેલિમાં ફાસિસ્ટ સરકાર રચી. તે પછી ઇટલિમાં યુરોપની મુક્તિ માટેનો ઘોર સંગ્રામ શરૂ થયો. હિટલરે મિત્ર રાજ્યોનો પડકાર ઉપાડી લીધો અને ફિલ્ડ માર્શલ રોમેલ અને જનરલ કેસલરીંગને ઇટલીમાં પ્રચંડ સેનાઓ સાથે મોકલ્યા. આકાશ, ધરતી અને સાગરમાં ભયાનક સંગ્રામ જાગ્યો. સાલેર્નો નજીક, ગયા મહાયુદ્ધના ગેલીપોલીના જંગને વિસરાવે તેવો ઘોર સંગ્રામ થયો. ઇટલિને પૂર્વ કાંઠે મોન્ટગોમેરીની સરદારી નીચે આઠમી બ્રિટિશ ફોજ અને પૂર્વ કાંઠે બાહોશ અમેરિકન સેનાપતિ ઇશિન હોવરની સરદારી નીચે પાંચમી અમેરિકન ફોજોએ ધસારો કર્યો. ૧૫ દિવસના પ્રયાસ પછી નેપલ્સ મિત્રરાજ્યોના હાથમાં આવ્યું અને રોમ નગરનું યુદ્ધ શરૂ કર્યું. આ દર્મ્યાન હિટલરે સેંગ્રો નદીના વિસ્તારમાં શિયાળુ મોરચો સ્થાપિત કર્યો અને ૧૯૪૩ના ડીસેમ્બરની શરૂઆતના દિવસોમાં એ મોરચા ભેદવા માટે મિત્રરાજ્યોના જંગી ધસારાઓ શરૂ થઈ ગયા છે, અને જર્મન શિયાળુ મોરચો કેટલેક સ્થળે પાછો પણ હઠાવવો પડયો છે.

૧૬

# રશિયન સંગ્રામ

તા. ૨૩મી ઓગસ્ટ ૧૯૩૯ના રોજ જર્મની અને રશિયા વચ્ચે બિનઆક્રમણના કરારો થયા. તે પછી પોલેન્ડનો પરાજય થતાં તેની, જર્મની અને રશિયા વચ્ચે વ્હેંચણી થઇ, તે આપણે અગાઉ જોઇ ગયા છીએ. ત્યારબાદ બાલ્ટિક દેશો ઇસ્ટોનિયા, લેટવિયા અને લીથુઆનિયાએ, રશિયા સાથે પરસ્પર સહાય કરવાના કરારો કર્યા અને બાલ્ટિક સમુદ્રમાંના કેટલાક મહત્વના ટાપુઓ રશિયાને સુપ્રત થયા. તે પછી ફિન્લાન્ડનું યુદ્ધ થયું જેનો અહેવાલ અગાઉ આપેલો છે. જુલાઇ ૧૯૪૦માં રશિયાએ રૂમાનિયા




સ્ટેલિન

રશિયાનો સર્વસત્તાધીશ

“લોખંડી પુરૂષ”

પાસેથી બેસારેબિયા લઈ લીધું, પરંતુ રશિયાની આ પશ્ચિમ તરફની આગેકૂચથી હિટલર ભડકી ગયો અને તેણે તુરતજ જૂન ૧૯૪૧માં રશિયા સાથેના બિનઆક્રમણના કરારોનો ભંગ કરીને રશિયા ઉપર આક્રમણ શરૂ કર્યું. હિટલરને એવો ભય લાગ્યો કે જે રીતે રશિયા આગળ વધી રહ્યું છે તે રીતે તે જર્મન સામ્રાજ્યના વિસ્તારને ગળી ગયા વિના રહેશે નહિ, એટલે તેણે રશિયા ઉપર ઓચિંતું આક્રમણ કર્યું. ભયાનક વીજળિક વેગથી રશિયાના બે હજાર માઇલના મોરચા ઉપર પ્રચંડ આક્રમણ શરૂ કરી દીધું.

તા. ૨૨મી જૂન ૧૯૪૧નો આ દિવસ યુરોપી યુદ્ધનો એક મહાન ઐતિહાસિક અને ક્રાંતિકારી દિવસ ગણાશે. તે દિવસે જર્મનોએ ફિન્લાન્ડ, રૂમાનિયા અને હંગેરીનાં સંયુક્ત લશ્કરોની સહાય લઇને રશિયા ઉપરનું આક્રમણ આરંભ્યું. વચનો તોડવાં, કરારો તોડવા એ સર્વ તો હિટલરને માટે સ્વાભાવિક હતું. તેણે રિબનટ્રોપના પ્રયાસથી રશિયા સાથે કરેલા કરારોને બે વર્ષ પણ પૂરાં થયાં ન હતાં ત્યાં તો કરારો તોડી નાંખ્યા. હિટલરે રશિયા ઉપર કૂચ શરૂ કરી તે દિવસે જાહેર કર્યું હતું કે, " મ્હારા જીવનનો આ સૌથી કારમી કટોકટીનો પ્રસંગ છે—સૌથી કારમો નિર્ણય છે." હિટલરે અગાઉ કોઇપણ યુદ્ધમાં આટલી અચોક્કસ મનોદશા દેખાડી નહતી; એટલે તેને ન છૂટકે આ સાહસ હાથ ધરવું પડયું.

બ્રિટનનો રશિયા ખાતેનો એલચી સર સ્ટેફર્ડ ક્રીપ્સ રશિયા અને જર્મની વચ્ચે ભંગાણ પડાવવામાં કોઈ અચૂક મુત્સદ્દીગીરી-ભર્યો ભાગ ભજવી ગયો અને જર્મની તથા રશિયા વચ્ચે મન ઊંચાં થયાં અને આખરે એ બે દેશો મિત્ર મટીને દુશ્મન થયા. જો કે બોલ્શેવિઝમનો નાશ કરવાનો હિટલરનો સંકલ્પ તો હતોજ અને યુરોપી રાજ્યોના સહકારથી તે રશિયાનો સર્વનાશ કરવાનો મનોરથ ધરમૂળથી સેવી રહ્યો હતો છતાં મ્યુનિચના કરારો પછી

બ્રિટન સાથે અથડામણનો ભય ઊભો થયો છે એમ હિટલર માની રહ્યો હતો. એટલે પ્રથમ યુરોપના પ્રશ્નનો નિકાલ કર્યા બાદ રશિયા પર આક્રમણ કરવાની તેની નેમ હતી અને તેથી તેણે કેવળ સગવડ ખાતરજ રશિયા સાથે કરારો કર્યા હતા. ફ્રાન્સના પતન બાદ હિટલર બ્રિટન ઉપર આક્રમણ કરવાની તજવીજમાં હતો. પરંતુ તેને લાગ્યું કે જો પોતે બ્રિટન ઉપર ચઢાઈ કરશે તો રશિયા જર્મની ઉપર તૂટી પડશે અને તેથી જ તેણે પ્રથમ રશિયાને હરાવવાની નેમથી ઓચિંતું આક્રમણ કર્યું. બન્ને દેશો વચ્ચે કદી પણ પરસ્પરનો વિશ્વાસ તો હતોજ નહિ, એટલે રશિયા ઉપરનું જર્મન આક્રમણ સ્વાભાવિકજ હતું. અને રશિયાએ પણ તૈયારીઓ સંપૂર્ણપણે કરી રાખેલી હતી, છતાં હિટલરે જે વખતે રશિયાને ભૂલાવામાં નાંખીને ઓચિંતુ આક્રમણ કર્યું તે વખતે રશિયા કંઈક અસાવધ હોવાથી જર્મનો રશિયન સરહદમાં ઘૂસી ગયા અને રશિયાને યુદ્ધના આરંભમાં રક્ષણાત્મક મોરચો રચવો પડયો. ગમે તેમ પણ રશિયા ઉપરના આક્રમણથી બ્રિટન ઉપરની હિટલરની ચઢાઈની યોજના ઢીલમાં પડી.

શરૂઆતમાં જર્મન ધસારાઓ નીચે મુજબ વ્હેંચાયા હતાઃ (૧) ફિન્લાન્ડને મોરચે લાડોગા અને ઓનેગા સરોવર વચ્ચે મુર્મન્સ્ક રેલ્વેલાઈન ઉપર આક્રમણ (૨) કારેલિયન સંયોગીભૂમિદ્વારા લેનિનગ્રેડ તરફ (૩) મધ્ય મોરચો જે સૌથી જંગી મોરચો હતો અને જે લેનિનગ્રેડથી યુક્રેન સુધી પથરાયલો હતો. જર્મનો લેનિનગ્રેડ, મોસ્કો, કીવ અને ઓડેસા એ ચાર મથકો હાથ કરવા માંગતા હતા. જર્મનોનો ખરો ધસારો આ મધ્યમોરચા ઉપર મંડાયો હતો. રશિયા હસ્તકના પોલેન્ડને વીંધીને મીન્સ્ક, સ્મોલેન્સ્ક, ઝીટોમિર વગેરે મથકો જર્મનોએ હાથ કરી લીધાં. પરંતુ લેનિનગ્રેડ, મોસ્કો, કીવ, ઓડેસા એ જુલાઈ ૧૯૪૧ની સાલ સુધી રશિયાના હાથમાંજ રહ્યાં.

ઓગસ્ટ ૧૯૪૧ માં જર્મનોએ નોવોગોરોડ, ખેરસન, નીપરોપેટ્રોવસ્ક અને ઓડેસા હાથ કર્યાં. સપ્ટેમ્બર ૧૯૪૧ માં જર્મનોએ કીવ લીધું અને ખાર્કોવ પર ચઢાઇ શરૂ કરી. ઓકટોબર ૧૯૪૧ માં મોસ્કો સામેનો જર્મનીમાં પ્રચંડ ધસારો શરૂ થયો. ભયાનક હવાઈ હુમલાઓ પણ શરૂ થયા. તે પછી જર્મનોએ ખાર્કોવ લીધું, સ્ટેલિનો લીધું, રોસ્ટોવ લીધું, ક્રિમિયામાં પ્રવેશ કર્યો અને બે મહિનાના ઘેરા પછી ઓડેસા પડયું. રશિયનોનો સામનો દિનપ્રતિદિન મજબૂત બનતો જતો હતો છતાં હિટલરની ફોજો આગળ વધતી જતી હતી. નવેમ્બર ૧૯૪૧ માં મોસ્કો–લેનિનગ્રેડ રેલ્વે કપાઈ ગઇ અને લેનિનગ્રેડનો ઘેરો શરૂ થયો.

તે પછી ડીસેમ્બર ૧૯૪૧ માં રશિયનોએ શિયાળાનું પ્રત્યાક્રમણ શરૂ કર્યું. બાહોશ રશિયન સેનાપતિ ટીમોશેંકોએ રોસ્ટોવ ફરી હાથ કર્યું અને યુક્રેન ઉપર ધસારો કર્યો અને ટગનરોગ વટાવીને આગળ ધસ્યો. આ દર્મ્યાનમાં સેબાસ્ટોપૉલનો વિશ્વવિખ્યાત ઘેરો મંડાયો અને ઠેઠ જુલાઈ ૧૯૪૨ સુધી આ ઘેરો કાયમ રહ્યો. આખરે જર્મનોના ભયાનક હુમલા પછી ભસ્મ-રૂપ બનેલો સેબાસ્ટોપૉલનો કિલ્લો તેમના હાથમાં આવ્યો. સેબા-સ્ટોપૉલની શહાદતમાંથી રશિયાના વિજયની જ્વાળાઓ પ્રગટ થઈ.

આ દર્મ્યાન તા. ૭ મી ડીસેમ્બર ૧૯૪૧ ના રોજ જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યું. તે દિવસે જાપાને પર્લહાર્બર ઉપર હુમલો કર્યો; પરિણામે અમેરિકા અને બ્રિટને જાપાન સામે યુદ્ધ જાહેર કર્યું અને અમેરિકા સમગ્ર ધરી મંડળોનું સત્તાવાર રીતે શત્રુ બન્યું. અને જર્મની, ઇટલી તથા જાપાન સામે આમ યુરોપ, એશિયા, આફ્રિકા અને ઓસ્ટ્રેલિયા તથા આટલાંટિક અને પેસિફિકમાં પ્રચંડ મોર-ચાઓ રચાયા. યુરોપી યુદ્ધ આ રીતે હવે વિશ્વયુદ્ધ બની ગયું.

ડીસેમ્બર ૧૯૪૧ ના આરંભમાં જર્મન આક્રમણકારી મોરચો તૂટી પડયો. રશિયનોએ મધ્ય મોરચે લગભગ ૩૦૦

માઇલ સુધી જર્મનોને પાછા હઠાવ્યા. રશિયનો ઠેઠ સ્મોલેન્સ્કની નજીક આવી પહોંચ્યા, તેમજ રેઝેવ અને વ્યાઝમા ખાતેનાં જર્મન થાણાંઓ પણ ભારે ભયમાં આવી પડયાં.

ડીસેમ્બર ૧૯૪૧ થી મે ૧૯૪૨ સુધી રશિયન ધસારો ચાલુ રહ્યો અને તેમણે ઘણાંખરાં મહત્વનાં કેન્દ્રોને જર્મનીના હાથમાંથી છોડાવ્યાં. ત્યારબાદ મે માસમાં હિટલરનું ગ્રીષ્મ આક્રમણ શરૂ થયું. જર્મનો ડોનેઝ નદી ઓળંગીને આગળ ધસ્યા. જુલાઈ માસમાં સેબાસ્ટોપોલ પડતાં ક્રચ ઉપર જર્મન વર્ચસ્વ સ્થપાયું. ખાર્કોવ અને કુસ્ર્ક ખાતેથી યુક્રેન ઉપર જર્મનોનાં જંગી આક્રમણો મંડાયાં. વોરોનેઝ તરફ ધસતી જર્મન ફોજનો એક ભાગ ડોન નદી ઓળંગી આગળ વધ્યો અને સ્ટેલિનગ્રેડનો જંગ શરૂ થયો. ત્રણ બાજુથી સ્ટેલિનગ્રેડને ઘેરો ઘાલવામાં આવ્યો.

આ ઉપરાંત જુલાઇ ૧૯૪૨ માં રોસ્ટોવ હાથ કરીને જર્મન ફોજે કોકેસસમાં દાખલ થઇ અને ક્રસ્નોદર હાથ કરી નોવોરોસિસ્ક પર હુમલો કર્યો. નોવોરોસિસ્ક પણ પડયું. ત્યારબાદ બાકુના તેલના કૂવાઓ તરફ જર્મન ધસારો મંડાયો. માઇકોપના તેલના કૂવાઓ જર્મનોના હાથમાં આવ્યા અને ગ્રોઝનીના તેલના કૂવાઓ તરફ ધસતી જર્મન ફોજે ટેરેક અને મોઝડોક આગળ થંભી ગઈ.

ત્યારબાદ જગવિખ્યાત સ્ટેલિનગ્રેડનો જંગ શરૂ થયો. ઇતિહાસે નહિ જોયેલો, નહિ સાંભળેલો એવો ઘોર જંગ સ્ટેલિનગ્રેડને દરવાજે મંડાયો. હજારો વિમાનો, હજારો ટેન્કો અને પ્રચંડ તોપખાનાંઓ સાથે હિટલરે સ્ટેલિનગ્રેડ હાથ કરવા પ્રયાસો કર્યા પણ સ્ટેલિનગ્રેડ ન પડયું અને નવેમ્બર ૧૯૪૨થી હિટલરની ફોજોની પીછેહઠ શરૂ થઇ.

૧૯૪૨ની આખરે રશિયન મોરચાની સ્થિતિ નીચે મુજબ હતી:

(૧) તીખનીવ લાલસેનાએ પાછું લીધું અને જર્મનોને વોલ્ખોવ નદી સુધી પાછા હઠાવ્યા.

(૨) ઇલ્મેન સરોવર અને ઓરેલની વચ્ચે રશિયનોએ ૩૦૦ માઇલ સુધી આગેકૂચ કરી અને સ્મોલેન્સ્ક તથા રેઝેવની નજીક તેઓ આવી પહોંચ્યા.

(૩) દક્ષિણ મોરચે ઓરેલથી ખાર્કોવની દક્ષિણ સુધીના વિસ્તારમાં આવેલી મુખ્ય રેલ્વે જર્મનોએ હાથ કરી; જ્યારે તેની દક્ષિણે રશિયનોને મહાન વિજયો મળ્યા.

(૪) ડૉન નદીના વિસ્તારમાં જર્મનોએ ખાર્કોવ હાથ કર્યું. વૉરોનેઝનો જંગ થયો. જર્મનોએ ડૉન નદી ઓળંગી અને એક તરફ સ્ટેલિનગ્રેડ અને બીજી તરફ કૉકેસસ ઉપર આક્રમણ કર્યું.

(૫) ડૉન નદીના વળાંકમાં અને સ્ટેલિનગ્રેડમાં ઐતિહાસિક યુદ્ધ થયું અને જર્મનોનો ભયાનક વિનાશ થયો.

(૬) કૉકેસસના યુદ્ધમાં રોસ્ટોવથી આગળ વધી જર્મનોએ નોવોરોસિસ્ક લીધું, ક્રોસ્નોદર લીધું, માઇકૉપ લીધું અને કૉકેસસનું ગ્રોઝોનીનું તેલનું ક્ષેત્ર ભયમાં આવી પડયું; તેમજ બાકુ ઉપર પણ ભય ઉપસ્થિત થયો.

પરંતુ ૧૯૪૩માં રશિયાનાં પ્રત્યાક્રમણો ખૂબજ બળવાન નીવડયાં. દુનિયાને આશ્ચર્યમુગ્ધ કરી નાંખે એવા મહાન વિજયો ૧૯૪૩ માં રશિયાને સાંપડયા અને હિટલરની ફોજોને ઝડપી પીછેહઠ કરવી પડી. અને પવિત્ર વોલ્ગા નદીનાં નીર નાઝીઓના રક્તથી અભડાયા વિનાનાં જ રહી ગયાં.

મોસ્કો અને લેનિનગ્રેડ હાથ કરવાની હિટલરની વાતો હવામાં પીગળી ગઇ. સ્ટેલિને શરૂઆતમાં જ કહ્યું હતું કે, જર્મન સેના મોસ્કોની પશ્ચિમે જ રહેશે, તે મુજબ જર્મન સેના ત્યાં જ અટકી—જો કે સાવચેતી રૂપે રશિયનોએ રાજધાની યુરલ વિસ્તારમાં ક્યુબિશેવમાં ખસેડી હતી છતાં સ્ટેલિનને પોતાના મહારથીઓ




પ્રે. રૂઝવેલ્ટ

જેની મુત્સદ્દીગીરીએ યુદ્ધના
રંગ પલટાવી નાખ્યા

ટિમોશેંકો અને બીજાઓમાં અખૂટ વિશ્વાસ હતો અને તેને પોતાની શક્તિમાં અચળ ભરોંસો હોવાથી આજે પણ તે મોસ્કોમાં જ રહ્યો છે અને યુદ્ધનું જાતે જ સંચાલન કરે છે. સ્મોલેન્સ્ક અને રેઝેવ રશિયાના હાથમાં આવતાં શ્વેતરશિયાનો મોટો ભાગ લાલસેનાએ જીતી લઇને હવે પોલેન્ડની દિશામાં આક્રમણ લંબાવ્યું છે. મધ્ય મોરચે ખાર્કોવ, કુર્સ્ક, બ્રિયાનસ્ક, સ્ટેલિનો, બાયલોગોરોડ, ક્રેમનશુગ વગેરે મહત્વનાં મથકો રશિયાએ ઝડપી લીધાં. રોસ્ટોવ પણ રશિયાના હાથમાં આવી પડયું; અને છેલ્લે ખાર્કોવનું પાટનગર કીવ પણ તા. ૬ઠી નવેમ્બરે હાથ કર્યું. આ ઉપરાંત રશિયાએ કોકેસસનો ઘણોખરો પ્રદેશ જર્મનોના હાથમાંથી ઝૂંટવી લીધો. નોવોરોસિસ્કનું બંદર પણ હવે રશિયાના હાથમાં આવ્યું. કયુબાનનો લગભગ બધોજ પ્રદેશ રશિયાએ લીધો. ફક્ત તુપાસેની આસપાસના નાનકડા પ્રદેશમાં જર્મન ફોજો સપડાઈ ગઇ અને હવે તે ફોજો કર્ચની સામુદ્રધુનિ ઓળંગી નાશભાગ કરી રહી છે. ક્રિમિયામાં પેરેકોપનું થાણું પણ રશિયાના હાથમાં આવી પડયું છે. આ રીતે યુક્રેન, કોકેસસ, ક્રિમિયા અને કર્ચમાં જર્મન પરાજયોની પરંપરા રચાઇ.

પોલેન્ડથી લેનિનગ્રેડની દિશામાં હિટલર ૩૦૦ માઇલ આગળ વધ્યો હતો; મોસ્કોની દિશામાં ૫૦૦ માઇલ આગળ ગયો હતો; સ્ટેલિનગ્રેડની દિશામાં ૮૦૦ માઇલ આગળ વધ્યો હતો અને કોકેસસની દિશામાં ૧૦૦૦ માઇલ આગળ ગયો હતો. અને હવે નાઝી આગેકૂચમાંથી કોકેસસની દિશામાં હિટલર ૭૦૦ માઇલ પાછો હઠયો છે; સ્ટેલિનગ્રેડથી ૬૦૦ માઇલ પાછો હઠયો છે. મોસ્કોની દિશામાં તે ૨૫૦ માઇલ અને લેનિનગ્રેડની દિશામાં ૧૦૦ માઇલ પાછો હઠયો છે.

આમ છતાં હજુ પીછેહઠથી જર્મન હરોળોમાં ભંગાણ નથી પડયું. અને સ્ટેલિનની મુખ્ય નેમ પણ એજ છે કે, જર્મનો

આગળ આવે કે પીછેહઠ કરે તેને બદલે જર્મન મોરચો છિન્નભિન્ન કેમ થાય તેનીજ યોજના કરવી.

૧૯૪૧માં રશિયા ઉપર આક્રમણ થયું ત્યારથી દર ઉનાળામાં હિટલરને વિજયજ મળતો હતો. પરંતુ ૧૯૪૩ના ઉનાળામાં ઉલ્ટીજ પરિસ્થિતિ થવા પામી અને હિટલરને મોટામાં મોટા પરાજયો ૧૯૪૩ના ઉનાળા દર્મ્યાનજ મળ્યા.

આમ છતાં હિટલરની પીછેહઠ પાછળ કોઈ ભેદ હોય એમ પણ કેટલાક માને છે. કેટલાકની માન્યતા એવી પણ હતી કે જર્મનો જો પોલેન્ડ સુધી પાછા હઠશે તો પછી રશિયા અને જર્મની વચ્ચે સંધિ થશે. કેટલાક એમ માનતા હતા કે, જર્મની અને રશિયા વચ્ચે સુલેહના પ્રયાસો થયા હતા પણ રશિયાને યુક્રેન પાછું આપવાની હિટલરે ના પાડવાથી વાટાઘાટ પડી ભાંગી. કેટલાક એમ માને છે કે, નવેમ્બર ૧૯૪૩ની આખરે જર્મનોએ કિવ હાથ કરવા માટે જે જંગી ધસારો શરૂ કર્યો છે અને જેને પરિણામે ઝીટોમિર અને બીજાં કેટલાંક મથકો રશિયાને છોડી દેવાં પડયાં છે તે ધસારામાં જો હિટલર ફાવશે અને કિવ જો ફરી જર્મનોના હાથમાં જશે તો તો રશિયનો સુલેહ સ્વીકારશે. કેટલાક એમ માને છે કે, ૧૯૪૩ના ઓકટોબરમાં જો મોસ્કો પરિષદ્ ન મળી હોત તો જર્મની અને રશિયા વચ્ચે સુલેહ થઇ ચૂકી હોત.

આ બધી તો કલ્પનાઓ છે. ખરી હકીકત તો એ છે કે રશિયાની નિર્બળતા ઉપર અને રશિયાની પ્રજાને નાહિંમત બનાવવા ઉપર મદાર બાંધીને અને રશિયાની લશ્કરી તૈયારીઓ પુરતી નથી એવી ધારણાથી હિટલરે ૧૯૪૧માં આક્રમણ શરૂ કર્યું હતું. હિટલરના વિજયની **આખીએ ચાવી તેના "વેગ" ઉપર હતી. જે વીજળિક આક્રમણથી તેણે પશ્ચિમ યુરોપ જીતી લીધું તેજ વીજળિક આક્રમણથી તે રશિયાની કરોડ તોડી**

પાડવા માંગતો હતો, પણ તે ફાવ્યો નહિ. ઉત્તર મહા-સાગરથી કાળા સમુદ્ર પર્યંત ૨૦૦૦ માઈલનો મોરચો રચી રશિયન લશ્કરી તાકાતને તેણે છિન્નભિન્ન કરવા ધારી હતી અને હજારો ટેંકો, હજારો તોપો અને હજારો વિમાનો સહિત અર્ધા કરોડની રાક્ષસી ફોજોથી તેણે બેચાર માસમાં લાલ સેનાનો વિનાશ કરવા ધારેલો પણ લેનિનના ભવ્ય આત્માની પ્રેરણા પામેલી અને સ્ટેલિનના અપાર પ્રેરકબળથી પ્રોત્સાહન પામેલી રશિયન પ્રજાએ હિટલરની વીજળિક ગતિને થંભાવી દીધી છે; તેની લડાયક તાકાતને પ્રાણઘાતક ફટકો માર્યો છે. અને જર્મન સૈન્ય તથા જર્મન પ્રજાના નૈતિકબળને સખ્ત ફટકો માર્યો છે. અને હવે તો રશિયામાં કારમો શિયાળો શરૂ થયો છે એટલે હિટલરના સૈન્યની ભારે દુર્દશા ઊભી થશે એમ જણાય છે. આ સંજોગોમાં રશિયા અને જર્મની વચ્ચે સુલેહની શકયતા લગભગ નષ્ટ થયેલી જણાય છે.



૧૭

## કાસાબ્લાન્કાથી તેહરાન

૧૯૪૩ નું વર્ષ એ વિશ્વયુદ્ધનું સૌથી ઐતિહાસિક વર્ષ નીપજ્યું છે. ગયા મહાયુદ્ધમાં જેમ ચોથું વર્ષ નિર્ણયાત્મક નીવડયું તેજ પ્રમાણે સંપૂર્ણપણે નહિ તો અમુક પ્રમાણમાં પણ ૧૯૪૩ નું વર્ષ નિર્ણયાત્મક તો નીવડયું જ છે. તા. ૭ ડીસેમ્બર ૧૯૪૧ના રોજ અમેરિકાએ વિશ્વયુદ્ધમાં પ્રવેશ કર્યો ત્યારથી તેણે બ્રિટનને સરંજામ અને સાધનો મોટા પ્રમાણમાં પૂરાં પાડવા માંડયાં. તે ઉપરાંતમાં જર્મની અને તેના તાબાના પ્રદેશો પર બોંબમારો ચલાવવામાં અમેરિકન જંગી વિમાનો ખૂબ જ કામ આવી ગયાં.

આ ઉપરાંતમાં પેસિફિકના યુદ્ધમાં તો અમેરિકાએ સૌથી મહત્વનો ભાગ ભજવ્યો છે. જો કે આજનું વિશ્વયુદ્ધ સાતે સાગર અને પાંચે ખંડ ઉપર પથરાઇ ગયું છે પરંતુ પ્રસ્તુતઃ પુસ્તકમાં પેસિફિકના યુદ્ધ અને એશિયાઈ યુદ્ધ સંબંધી આપણે ઊંડા ન ઊતરતાં અમેરિકાના યુદ્ધપ્રવેશ સાથે યુરોપી યુદ્ધને લાગેવળગે છે તેટલી જ બાબતો લક્ષમાં લઈશું. અમેરિકાએ યુદ્ધપ્રવેશ કર્યા બાદ અમેરિકા ખંડમાં નાનાં મોટાં ૩૦ રાજ્યો પણ મિત્રરાજ્યોમાં સામેલ થયાં. અને અમેરિકાની ફોજેએ દરિયાઈ, હવાઇ તેમજ ખુશ્કી મોરચાઓ ઉપર સારો ભાગ લીધો છે. પરંતુ તે ઉપરાંતમાં ચર્ચિલ, રૂઝવેલ્ટ વચ્ચે ૧૯૪૩ ની આખર સુધીમાં દશેક વખત મુલાકાત થઈ છે, જેમાં યુદ્ધસંચાલન અને યુદ્ધોત્તર રચનાને લગતા વ્યાપક નિર્ણયો થયા છે; તેમજ આટલાંટિક ચાર્ટરનું ખતપત્ર અને બીજા અનેક મુત્સદીગીરીના નિર્ણયો પણ થયા હતા.

આ સર્વ મંત્રણાઓમાં ૧૯૪૩ ના વર્ષમાં થયેલી મંત્રણાઓ સૌથી મહત્વની નીવડી છે; કેમકે ૧૯૪૨ ની આખર સુધી મિત્ર-રાજ્યોની વ્યૂહરચના જે મુખ્યત્વે કરીને બચાવાત્મક હતી તે ૧૯૪૩ માં પરિવર્તન પામીને આક્રમણકારી બનવા પામી અને એ વ્યૂહરચનાને પરિણામે કાસાબ્લાન્કા, કિવબેક, મોસ્કો, કેરો અને તેહરાન એમ પાંચ મહત્વની પરિષદો થઈ.

૧૯૪૩ ના મે માસમાં ટ્યુનિસનું આખરી યુદ્ધ ખેલાતું હતું તે વખતે કાસાબ્લાન્કા ખાતે ચર્ચિલ અને રૂઝવેલ્ટ વચ્ચે મંત્રણાઓ ચાલી. આ મંત્રણાઓને પરિણામે આઝાદ ફ્રેન્ચો વચ્ચેના આંતરિક મતભેદો દૂર કરવામાં આવ્યા અને ફ્રેન્ચ રાષ્ટ્રિય સમિતિની સ્થાપના કરવામાં આવી. યુરોપના ભાવિ નિર્ણયમાં આ સમિતિ ખૂબ જ મહત્વની હોવાથી એ સમિતિની સ્થાપના અનિવાર્ય હતી, ને આઝાદ ફ્રેન્ચ આગેવાન દગોલે અને ફ્રેન્ચ સેનાપતિ જનરલ જીરો વચ્ચે સમાધાન થયું. જો કે આજે જનરલ જીરોને ફ્રેન્ચ




મિ. ઇડન

બ્રિટનનો બાહોશ વિદેશમંત્રી

રાષ્ટ્રિય સમિતિમાંથી રૂખસદ મળી છે અને દગોલેની સત્તા સર્વોપરિ સ્થપાઈ છે છતાં ફ્રેન્ચ રાષ્ટ્રિય સમિતિ ( કાઉન્સિલ ) ભાવિ યુદ્ધ અને યુદ્ધોની રચનામાં મહત્વનો ભાગ ભજવશે એમાં શક નથી.

આ ઉપરાત કાસાબ્લાન્કા ખાતે ઈટલીના ફેસિસ્ટવાદનો વિનાશ કરવા માટે જે યોજના થઈ તેને પરિણામે ઈટલીનું પતન થયું.

ત્યારબાદ ઓગસ્ટ ૧૯૪૨માં કિવબેક ખાતે ચર્ચિલ, કેનેડાના વડા પ્રધાન અને રૂઝવેલ્ટ વચ્ચે મંત્રણાઓ થઈ. એ પરિષદ્ બાદ જાપાન સામેના આક્રમણની પૂર્વભૂમિકા રચાઇ અને જાપાન સામે સીધું આક્રમણ લઈ જવા બર્મા ઉપર ચઢાઈની યોજના થઈ. અને તે ચઢાઈ માટે લોર્ડ લુઈસ માઉન્ટબેટનને દક્ષિણ–પૂર્વ એશિયાના વડા સેનાપતિ તરીકે નીમવામાં આવ્યા.

ત્યારબાદ ૧૯૪૩ના ઓકટોબરની આખરે મોસ્કો પરિષદ્ મળી જેમાં જર્મની સામે આખરી જંગની ચોક્કસ યોજનાઓ ઘડાઇ અને બ્રિટન, અમેરિકા તથા રશિયાએ યુદ્ધમાં તેમજ સુલેહમાં સાથેજ રહેવાનો એક બીજાને કોલ આપ્યો. ફ્રાન્સના પતન બાદ બ્રિટનને સમજાવી લેવા માટે રૂડૉલ્ફ હેસ બ્રિટનમાં સુલેહના કાસદ તરીકે ગયો હતો. તે પછી જુદી જુદી રીતે હિટલરે બ્રિટનને યુદ્ધમાર્ગમાંથી ખસી જવાની અને બ્રિટન જો યુરોપી યુદ્ધમાંથી હાથ ઉઠાવે તો બ્રિટિશ સામ્રાજ્યને સુરક્ષિત રાખવાની બાંહેધરી આપી હતી. પરંતુ હેર હેસની મુલાકાતની પાછળ હિટલરનો ખરો આશય તો બ્રિટનની મદદથી રશિયાનો સર્વનાશ કરવાનો હતો. આ બધી હકીકતો મોસ્કો પરિષદ્ વખતે જાહેર થઈ જેમાં જર્મની સાથે રશિયા અલગ સંધિ કરવા માંગે છે એવા તુક્કાઓ જર્મની ઉડાવી રહ્યું હતું અને ગોબેલ્સ એ મતલબનો સીધો તેમજ આડકત્રો પ્રચાર પણ કરી રહ્યો હતો. મોસ્કો ખાતે બ્રિટિશ વિદેશમંત્રી ઇડન, અમેરિકન ગૃહમંત્રી

કોર્ડલ હલ, રશિયન વિદેશમંત્રી મોં. મોલોટોવ વચ્ચે બાર દિવસની લંબાણ મસલતો ચાલી. એ પરિષદમાં એક પણ મિત્રરાષ્ટ્ર અલગ સુલેહ ન કરી શકે એવો નિર્ણય થયો. તે ઉપરાંત ઓસ્ટ્રિયાની આઝાદી મંજૂર કરવામાં આવી અને ઇટલીનું ભાવિવિશ્વરચનામાં સ્થાન નક્કી કરવામાં આવ્યું.

આ ઉપરાંત મિત્રરાજ્યો વચ્ચે ગાઢ સંપર્ક સાધવા માટે 'યુનાઇટેડ નેશન્સ રીલિફ એન્ડ રીહેબીટેશન એસોસીએશન–યુ. એન. આર. આર. એ.'ની યોજના કરવામાં આવી; તેમજ યુદ્ધમાં, યુદ્ધ ઊભું કરનારા ગુનાહિત નાઝીઓ તેમજ પરાજીત પ્રજાઓ ઉપર અત્યાચારો ગુજારનારાઓ સામે યુદ્ધ બાદ કામ ચલાવવાનો નિર્ણય થયો. તે ઉપરાંત મિત્રરાજ્યો વચ્ચે યુદ્ધમાં પરસ્પર સંપર્ક જળવાય તેવું તંત્ર રચવામાં આવ્યું. અને જલ્દીથી યુરોપી યુદ્ધનો અંત લાવવાની ભૂમિકા રચવામાં આવી. આ પરિષદ પછી તુરત જ ઓસ્ટ્રિયામાં બંડ થયાં અને જર્મનીમાં અશાંતિ ફેલાવા પામી.

તે પછી તા. ૨૨ મી નવેમ્બર ૧૯૪૩ના રોજ ઇજીપ્તના પાટનગર કૈરોમાં રૂઝવેલ્ટ, ચર્ચિલ અને ચ્યાંગ–કાઇ––શેક વચ્ચે મંત્રણાઓ થઈ. આ પરિષદમાં જાપાનીઝ યુદ્ધ અંગેના નિર્ણયો થવાના હોવાથી સ્ટેલિન હાજર ન રહ્યો. કૈરો પરિષદના નિર્ણયોના સબંધમાં જણાવવામાં આવે છે કે, આ પરિષદમાં જાપાન અને તેની હકુમતના આ વિસ્તારો પર હવે જંગી દરિયાઇ, ખુશ્કી અને હવાઈ આક્રમણ કરવામાં આવશે. પહેલીજવાર મિત્રરાજ્યોની પરિષદમાં રાષ્ટ્ર સેનાપતિ ચાંગ–કાઇ–શેકે હાજરી આપી હતી તે ઉપરથી જણાય છે કે, છેલ્લા સાત વર્ષથી બહાદૂર ચીનાઈ સૈનિકો જાપાન સામે જે સામનો કરી રહ્યાં છે તેમનાં યુદ્ધકૌશલ્ય, માનવશક્તિ અને માર્શલ ચાંગની અદ્ભૂત કાર્યદક્ષતાનો લાભ લઇને જાપાન સામેનો જંગ તાત્કાલિક પૂરો કરવાનો ઇરાદો

રાખવામાં આવ્યો છે. આ પરિષદ્ સમક્ષ ચીન તરફથી માર્શલ ચાંગ-કાઇ-શેકે બર્મા રોડ કપાઈ જવાને પરિણામે ચીનને જે ભારે હાલાકી ભોગવવી પડે છે, તેનો ખ્યાલ આપીને બર્મા રોડ હાથ કરવા માટે તાત્કાલિક બર્મા ઉપર ચઢાઇ કરવાની સૂચના કરી છે. બ્રિટન તથા અમેરિકાએ પણ ઠેઠ જાપાનના ઉંબરા સુધી દરિયાઇ અને હવાઈ આક્રમણ લઈ જવાની યોજના કરી છે.

ત્યારબાદ તા. ૨જી ડીસેમ્બર ૧૯૪૩ ના દિવસે તેહરાન ખાતે માર્શલ સ્ટેલિન, ચર્ચિલ અને રૂઝવેલ્ટ વચ્ચે મંત્રણા થઈ. રશિયા અને જાપાન વચ્ચે બિનઆક્રમણના કરારો હોવાથી આ આ પરિષદમાં ચાંગ-કાઇ-શેકે હાજરી આપી ન હતી અને આ પરિષદમાં જર્મની સામેના યુદ્ધને લગતા મહત્વના નિર્ણયો થયા છે. આ નિર્ણયો અંગેનું જાહેરનામું ત્રણ દિવસની ચર્ચા બાદ બહાર પડયું જેમાં તાત્કાલિક જર્મની સામે બે નવા મોરચા રચવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. પશ્ચિમ યુરોપમાં ફ્રાન્સ ઉપર, તેમજ બાલ્કન દેશો પર એમ બે નવા મોરચા મિત્રરાષ્ટ્રો રચશે અને રશિયા, પોલેન્ડ ઉપર આક્રમણ શરૂ કરીને પોલેન્ડનું પાટનગર વૉર્સો હાથ કરવાનો પ્રયાસ કરશે. તેહરાન ખાતે જર્મની સામે પ્રચંડ આકાશી હુમલા કરવાનો, જર્મન સબમરિનો સામે નિર્દય દરિયાઈ યુદ્ધ ચલાવવાનો અને ઉપર જણાવ્યું તેમ જર્મની હસ્તકના પ્રદેશો પર જંગી ખુશ્કી આક્રમણ અંગેનો વ્યાપક નિર્ણય કરવામાં આવ્યો છે. આ ઉપરાંત ઈરાનની અને બીજી પરાધીન પ્રજાઓની આઝાદી મંજૂર રાખવામાં આવી છે; આટલી હકીકતો બહાર પડી છે. તેહરાન પરિષદ્ દર્મ્યાન ચોંકાવનારો બનાવ બન્યો હતો. મિત્ર રાષ્ટ્રોના મોવડીઓ જે સમયે વાટાઘાટો કરતા હતા ત્યારે સોએક જર્મન જાસૂસો હેરતભરી રીતે તેહરાનમાં જમા થયા હતા. હિટલરની કૂટનીતિ અને કાબેલિયતનું સ્વરૂપ કેવું છે તેનો આ ઉપરથી સહજ ખ્યાલ આવે છે.

આમ કાસાબ્લાન્કાથી તેહરાન પરિષદ્ સુધીના સાત માસના ગાળામાં મિત્રરાજ્યોએ આખી દુનિયા ઉપર વિજય માટે જ પોતાની ભાવિ યોજનાઓ તૈયાર કરી છે.

આ બધી મંત્રણાઓના સંબંધમાં તુર્કીને ખાસ માહિતગાર રાખવામાં આવ્યું છે અને મોસ્કો અને તેહરાન પરિષદ્‌ના સબંધમાં તો તુર્કીને ખૂબ જ પરિચિત રાખવામાં આવ્યું છે. તુર્કસ્તાનના પ્રમુખ ઇનેન્નુ અને રૂઝવેલ્ટ વચ્ચે તેહરાન પરિષદ્ પછી મહત્વની મુલાકાત પણ થઇ છે. યુરોપી યુદ્ધમાં તુર્કીનું સ્થાન ખૂબ જ મહત્વનું છે એટલે તે સબંધી હવે પછીના પ્રકરણમાં આપણે કાંઇક ઉલ્લેખ કરીશું.



## ૧૮

# તુર્કી અને યુરોપ

ગયા વિશ્વયુદ્ધ પછી તુર્કીએ યુરોપમાંનો ઘણોખરો પ્રદેશ ગુમાવ્યો. તે ઉપરાંત એશિયામાં મેસોપોટેમિયા (ઇરાક) પેલેસ્ટાઇન અને સિરિયાના મુલ્કો ગુમાવ્યા હતા. આ ઉપરાંત ડાર્ડેનલ્સની સામુદ્રધુનિની કિલ્લેબંધીઓ તોડી પાડવાની તેને ફરજ પડી હતી. પરંતુ મોન્ટ્રો કરારોને પરિણામે તેને ભૂમધ્ય તથા કાળા સમુદ્રનાં મહત્વનાં મથકો પર ફરીથી કિલ્લેબંધી કરવાની પરવાનગી આપવામાં આવી હતી. મર્હૂમ કમાલપાશાએ ગયા મહાયુદ્ધના પરાજીત તુર્કીની પુનર્રચના કરી હતી. સને ૧૯૩૯ માં તુર્કીએ બ્રિટન

તથા ફ્રાન્સ સાથે મૈત્રીના કરારો કર્યા અને ફ્રાન્સના પતન પછી તેણે બ્રિટન પ્રત્યેની વફાદારી અત્યાર સુધી નભાવી રાખી છે. પરંતુ યુગોસ્લાવિયા અને ગ્રીસનો પરાજય થવાથી ક્રિટ અને બીજા આસપાસના એજીયન સમુદ્રના ટાપુઓ જર્મનોના હાથમાં જઈ પડવાથી તેમજ ડોડેકેનીઝ ટાપુઓ હાથમાં રાખવામાં બ્રિટનને નિષ્ફળતા મળવાથી તુર્કી, બ્રિટન પ્રત્યેની પોતાની આ વફાદારી ક્યાં સુધી જાળવશે તે એક પ્રશ્ન છે અને જર્મનીની તુર્કસ્તાનને ફોડવાની તરકિબો આજે પણ ચાલુજ રહી છે. ૧૯૪૧ માં જર્મન એલચી વોન પેપનના પ્રયાસથી જર્મની અને તુર્કી વચ્ચે બિનઆક્રમણના કરારો થયા પરંતુ બ્રિટન અને તુર્કી વચ્ચેના કરારો તો કાયમજ રહ્યા હતા. આમ છતાં જર્મની અને તુર્કી વચ્ચેના કરારોનું પરિણામ એ આવ્યું કે રશિયા ઉપર જર્મનીએ આક્રમણ કર્યું ત્યારે મિત્રરાજ્યો અને રશિયા વચ્ચે સંપર્ક સાધી ન શકાયો અને તેથીજ આખરે મિત્રરાજ્યોને માટે ઇરાન હાથ કરવાની ફરજ ઊભી થઇ. ઈરાન અને સીરિયા મિત્રરાજ્યોના હાથમાં આવી પડતાં તુર્કસ્તાનને પણ જર્મનો તરફનો ભય ઓછો થયો અને તે ઉપરાંતમાં ઇરાક ઉપર બ્રિટનનો કાબૂ હોવાથી તેમજ ઇરાનનો અખાત બ્રિટનના હાથમાં હોવાથી બસરા–બગદાદ–બોસ્ફરસ રેલ્વે નિર્ભય બની અને તુર્કીમાં મિત્રરાજ્યો પ્રત્યે સારી વિશ્વાસની લાગણી ફેલાવા પામી છે અને આજે તુર્કી વધુ પ્રમાણમાં મિત્રરાજ્યોની પક્ષમાં ઊભેલું જણાય છે. કૈરો તેમજ તેહરાન ખાતે નવેમ્બર ૧૯૪૩ ના આખરી દિવસોમાં અને ડીસેમ્બરના શરૂઆતના દિવસોમાં જે ચર્ચાઓ ચાલી છે તેમાં તુર્કસ્તાનના પ્રતિનિધિને આગ્રહપૂર્વક સામેલ રાખવામાં મિત્રરાજ્યોએ ખૂબજ ડહાપણ દેખાડયું છે; કેમકે રશિયા, મધ્યપૂર્વ અને બાલ્કન ઉપર સંભાવિત નવા આક્રમણની દ્રષ્ટિએ તુર્કસ્તાનનું મહત્વ અસાધારણ છે.

અને તેહરાન પરિષદ્ બાદ ફરીવાર કૈરોમાં તા. ૪ થી ડીસેમ્બરે રૂઝવેલ્ટ અને ચર્ચિલની મુલાકાત યોજાઈ. આ પ્રસંગે

તુર્કસ્તાનના પ્રેસિડેન્ટ ઇસ્મત ઇનેન્નુ ખાસ આમંત્રણથી પોતાના રસાલા સહિત આવી પ્હોંચ્યા હતા અને જગવિખ્યાત ભવ્ય પીરામિડોની છત્રછાયામાં રૂઝવેલ્ટ, ચર્ચિલ અને ઇસ્મત ઇનેન્નુ વચ્ચે મહત્વપૂર્ણ ચર્ચાઓ થઈ. રશિયાનો એલચી પણ હાજર હતો. પરિષદના નિર્ણયો જો કે ગુપ્ત હતા છતાં હિટલરે ખૂબજ સાવધતા રાખી હતી, અને કૈરો ખાતેની આ બીજી પરિષદ્ ચાલુ હતી તે દર્મ્યાન તેણે તુર્કીની સરહદ નજીક બલ્ગેરિયામાં જંગી ફોજો જમા કરવા માંડી. આ પરિષદ્ પછી પણ આજ એક મહિનો વીતી ગયા છતાં તુર્કીએ તટસ્થતા છોડી નથી એટલે હાલ તુરત તુર્કી પોતાની તટસ્થ રાજનીતિ છોડવા માંગતું નથી. અને કૈરોથી પાછા ફરેલા તુર્કસ્તાનના સત્તાધીશોએ સ્વદેશ આવ્યા બાદ મિત્રરાષ્ટ્રોના પત્રકારો તેમજ ધરી પત્રકારોને અલગ અલગ મુલાકાત આપીને દરેકને અલગ અલગ પોતાનું દ્રષ્ટિબિન્દુ સમજાવ્યું અને તે પછી જર્મન એલચી વોન પેપને તુર્કસ્તાન મિત્રરાજ્યોના પક્ષમાં ન ઊતરે તેની ખટપટ શરૂ કરી દીધી.



## ૧૯

# સાગર પર વર્ચસ્વ

યુરોપી યુદ્ધના આરંભથીજ હિટલરે સાગરની મહારાણી બ્રિટનની નૌકાતાકાત તોડી પાડવા માટે પ્રચંડ સબમરિન જંગ શરૂ કર્યો હતો. સુંબકીય સુરંગ, ટોર્પિડો અને હવાઈ બોંબ-વર્ષાથી બ્રિટનના નૌકાદળને શરૂઆતમાં તેણે ખૂબ નુકશાન પહોંચાડયું. પરંતુ ક્રમેક્રમે સુંવ્યવસ્થિત વળાવિયા કાફલા અને સબમરિન વિરોધી સાધનોથી બ્રિટનની નૌકાતાકાત વધતી ચાલી. અને તા. ૭ મી ડીસેમ્બર ૧૯૪૧ના રોજ અમેરિકા યુદ્ધમાં જોડાયા પછી તો બ્રિટનની નૌકાવિષયક સ્થિતિ ખૂબજ સુધરી.

જો કે હજુ તો ગયા ઓક્ટોબર માસમાંજ હિટલરના સબમરિન ઉત્પાદન અંગે ચર્ચિલે ગંભીર ફરિયાદ કરી હતી છતાં હવે મિત્રરાજ્યોની દરિયાઇ તાકાત વધુ સ્થિર બનશે અને ખાસ કરીને ઇટેલીના પતન પછી ભૂમધ્યમાં બ્રિટનનું અબાધિત વર્ચસ્વ સ્થપાયું છે. હિટલરની સબમરિનોનો ઉત્પાત ગમે તેવો પ્રચંડ હતો છતાં બ્રિટનનો સાગરનો વ્યવહાર અટકી પડ્યો નહતો. ભૂમધ્યમાં જ્યારે ભય હતો ત્યારે તે માર્ગ જો કે બંધ કરીને કેપ ઑફ ગુડ હોપનો માર્ગ બ્રિટને સ્વીકાર્યો હતો છતાં ઇટેલીના પતન પછી ભૂમધ્યનાં દ્વાર ખુલી ગયાં છે. આ ઉપરાંત ઇટેલીના પતન પછી ઇટેલીનો કાફલો સારા પ્રમાણમાં તેમજ ફ્રાન્સના પતન પછી ફ્રાન્સનો પણ અમુક કાફલો બ્રિટનને મળ્યો છે. ખાસ મહત્વની બિના તો એ છે કે સવાચાર વર્ષથી યુદ્ધ ચાલે છે છતાં બ્રિટનનાં નૌકા મથકો—જીબ્રાલ્ટર, માલ્ટા, સાઇપ્રસ, અલેકઝાન્ડ્રિયા, સુએઝ એ સર્વ અણનમ રહ્યાં છે. માલ્ટા ઉપર તો આશરે એક હજાર વખત જર્મન હવાઈ આક્રમણ થઈ ગયા છતાં બ્રિટનનું એ થાણું આજે પણ અખંડ ઊભું રહ્યું છે. બીજી બાજુએ પ્રશાન્ત મહાસાગરમાં જાપાને અમેરિકા અને બ્રિટનના દરિયાઈ વર્ચસ્વને નાબૂદ કર્યું છે, ખરી રીતે બ્રિટનનું પેસિફિકમાં વર્ચસ્વ હતુંજ નહિ; એટલે જાપાનના આક્રમણોથી અમેરિકાનું પ્રશાન્ત સાગર ઉપરનું વર્ચસ્વ ઘટી ગયું છે. તેમજ ઓસ્ટ્રેલિયાના સાગરમાં પણ શરૂઆતમાં જાપાને ન્યુગીની વિસ્તારમાં વર્ચસ્વ સ્થાપ્યું હતું પરંતુ હવે મિત્રરાજ્યોના વળતા ફટકા શરૂ થતાં ઓસ્ટ્રેલિયા નિર્ભય બન્યું છે. આમ છતાં એશિયાઇ મુલ્કો જાપાને હાથ કર્યા પછી હિંદી મહાસાગર અને પ્રશાન્તના જળમાર્ગો ખૂબજ ભયજનક બની ગયા છે.



૨૦

# ૧૯૪૩ની સંધ્યાએ

આમ ભીષણ સંહારનાં સવાચાર વર્ષ વીતી ગયાં અને જો કોઈ ચમત્કારિક બનાવો ન બને તો આ મહાઘોર યુદ્ધ કયાં સુધી લંબાશે તેની આપણે કલ્પના પણ કરી શકીયે તેમ નથી. હિટલર સત્તારૂઢ થયો તેને એક દશકો વિતી ગયો. આ દશ વર્ષ દર્મ્યાન તેણે પોતાનાં સ્વપ્ન સિદ્ધ કરવા માટે પૂર્ણ સજાવટ કરવા પાછળજ પોતાની શકિતઓ ખર્ચી છે. 'મેઇન કેમ્ફ'–'મ્હારી લડત' એ ગ્રંથમાં તેણે પોતાની જીવન સિદ્ધાન્તની જે રૂપરેખા દોરી છે તેજ રૂપરેખાને અનુસરીને તેણે પોતાનું અને જર્મન

પ્રતિસ્પર્ધિઓને ક્યાં તો ઠાર કર્યાં, ક્યાં તો નિર્મૂળ કર્યાં અગર તો તેમને દેશવટો દીધો કે કારાવાસમાં ધકેલી દીધા. અને પોતાના ટેકેદારોની એક સંહારક ટોળી જમાવી તે પછી તેણે આર્યત્વનો ઝંડો ફરકાવ્યો—સ્વસ્તિકનું મંગળ નિશાન ફરકતું કર્યું અને આર્યત્વને નામે જાતિશુદ્ધિના અખતરાઓ આરંભ્યા અને જર્મનીમાં પેઢીઓથી વસેલા જર્મન પ્રજાજન ગણાતા યહૂદીઓને રંજાડવાનો આરંભ કર્યો. તે સત્તા પર આવ્યો ત્યારે જર્મન પ્રજાસત્તાક પર વૉન હિન્ડનબર્ગની આણ પ્રવર્તતી હતી પણ વૉન હિન્ડનબર્ગના મૃત્યુ પછી હિટલર રાજ્યનો કુલ શિરોમણિ—રાઇનશિન-ફ્યુહરર બની બેઠો. જર્મન પાર્લામેન્ટ (રિશ્ટેગ)ને હીનવીર્ય કરીને તેણે કુલ રાજસત્તા અને સૈન્ય ઉપરનો અંકુશ હાથ કર્યો. અને તે પછી કુટિલ પરદેશનીતિ અને સંધિ વિગ્રહના કરારોનો અમર્યાદ ભંગ કરીને બર્લિનથી બગદાદ સુધીના પ્રદેશ ઉપર જર્મન સામ્રાજ્યના સર્જનનો પ્રયાસ તેણે આરંભ્યો, જેમાંથી આ ભયંકર યુદ્ધની જ્વાળાઓ ભભૂકી ઊઠી છે.

આજ સવાચાર વર્ષ સુધી હિટલરનું જર્મની લડી રહ્યું છે. આ યુદ્ધનું પરિપૂર્ણ વર્ણન કરતાં ગ્રંથોના ગ્રંથો ભરાય અને ઘણીખરી બાબતો આ ગ્રંથના પહેલા બે ખંડોમાં **શ્રી. ડુંગરસી સંપટે** વિસ્તારપૂર્વક વર્ણવેલ હોવાથી હવે આ કથા આટલેથી સમેટી લેવી એજ ઇષ્ટ છે.

આ ચાર વર્ષ માનવજાતિએ લોહી, પ્રસ્વેદ અને આંસુના સાગરમાં ગાળ્યાં છે. લડાયક અને બિનલડાયક, આક્રમણકારી અને રક્ષણકારી, તટસ્થ અને પરાધીન સર્વ દેશોની પ્રજાઓના માથે ચાર વર્ષ દર્મ્યાન ચાર ચાર યુગો વીતી ગયા. ગઈ કાલનાં સમૃદ્ધ આલિશાન નગરો આજે સ્મશાનરૂપ ખંડેર બની ગયાં છે.

કલ્લોલ કરતાં માનવોથી ઊભરાતાં ભવ્ય નગરો ભસ્મના અવશેષરૂપ બન્યાં છે. ગામડાંઓ અને ખેતરોનો પણ નાશ થયો છે. ધીકતીધરાએ પારાવાર વિનાશ કર્યો છે. ઇતિહાસમાં અજોડ એવા ભયાનક વિનાશકારી યુદ્ધે જમીન, દરિયા અને આસ્માનમાંથી વિજ્ઞાનની પાંખે ચઢીને મોતની આતશબાજી ખેલી છે. પૃથ્વી ઉપર માનવતાનો વિધ્વંશ આરંભાયો છે; સંસ્કૃતિનો વિનાશ સર્જાયો છે. પાંચે ખંડો અને સાતે સાગર ઉપર યમરાજનો વિજયવાવટો ફરકી રહ્યો છે.

આ ચાર વર્ષ જગતનાં તમામ બળો કેવળ યુદ્ધ પાછળજ કેન્દ્રિત થયાં છે. શાન્ત શહેરીઓ કયાં તો યુદ્ધમાં જોડાઇ ગયા કે યુદ્ધ પ્રયાસોમાં લાગી ગયા અગર તો દુશ્મનોના આક્રમણનું પીઠબળ તોડવા માટે ગોરીલા યુદ્ધના સેનાનીઓ બની ગયા. જેઓ યુદ્ધપ્રયાસમાં પ્રત્યક્ષરૂપે સામેલ ન થયા તેમને માથે પરોક્ષ બોજાઓ આવી પડયા. રોજના કરોડોના ખર્ચને પ્હોંચી વળવા માટે શ્રીમંતોએ, વ્યાપારીઓએ અને ઉદ્યોગપતિઓએ જંગી કરવેરા ભર્યા; ખેડૂતોએ અનાજ વધુ પકવીને અનાજના કોઠારો ભર્યા; આમવર્ગે અને મધ્યમવર્ગે કારમી મોંઘવારી, તંગી અને ભૂખમરાનાં દુઃખો વેઠયાં. બાળકથી માંડીને વૃદ્ધ સુધીના પૃથ્વીના દરેકે દરેક નાગરિક સ્ત્રી–પુરૂષોનાં જીવન પર યુદ્ધની કાળી છાયા ફરી વળી છે. અને યુદ્ધમાં જે લાખો સૈનિકોનો નાશ થયો તેમનાં સ્વજનો નિરાધાર બન્યાં. એ સર્વસ્વભાવિ સંહારની કહાણી પણ એટલી જ દુઃખકર, એટલી જ યાતનામય, એટલી જ રોમાંચકારી નિવડી છે.

**જગતનું આ દુ:ખ, આ યાતનાઓ, આ મુશીબતો, લોહી, પ્રસ્વેદ, આંસુઓ, જય, પરાજય અને વિનાશની દારૂણ ગાથાઓ એ સર્વનું મૂળ એક જ માનવીની લોહીભીની મહત્વાકાંક્ષામાંથી જ જન્મ પામ્યાં છે; એ એક જ માણસને કારણે સમગ્ર દુનિયા ખળખળી ઊઠી છે; એ હિટલરની આવતી કાલ કેવી હશે ?**

આજે ૧૯૪૩ના વર્ષના આખરી દિવસોએ સમગ્ર માનવ-જાતિને હૈયે એકજ પ્રશ્ન અટવાઈ રહ્યો છે કે, માનવજાતિના સંહારનું આ મહાતાંડવ ક્યારે અટકશે?

એક વર્ષ પહેલાં મદોન્મત્ત મુસોલિની પદ્ભ્રષ્ટ થશે તેવી કોઈને સ્વપ્ને પણ કલ્પના હતી? પરંતુ આખરે એ મદોન્મત માંધાતા આજે સત્તાના સિંહાસનેથી ઢળી ગયો છે અને હિટલરે જો તેને ઉગાર્યો ન હોત તો કોઈ એકાંતવાસમાં તે પોતાના ભૂતકાલિન પાપોનો પસ્તાવો કરી રહ્યો હોત.

અને તેવુંજ કંઈ હિટલરનું પણ શું ન બને? આજે બર્લિન ઉપર ભયાનક વિનાશ વરસી રહ્યો છે. હજારો ટન બોંબ વરસાવીને તે મહાન નગરનો વિધ્વંશ ચાલી રહ્યો છે. આ ઉપરાંતમાં રશિયાને મોરચેથી જર્મન સૈન્યોની ભારે વિનાશ સહિત પીછેહઠ ચાલુ છે. ઈટલીમાં પણ હિટલરની શિયાળુ હરોળો આઠમી સેનાએ ભેદી છે. આ ઉપરાંત તેહરાન પરિષદમાં જર્મનીના કાબૂ નીચેના યુરોપ ઉપર ત્રણ બાજુથી આક્રમણની યોજના થઈ ચૂકી છે.એટલે મિત્રરાષ્ટ્રો તરફથી પશ્ચિમમાં ફ્રાન્સ ઉપર, દક્ષિણમાં બાલ્કન ઉપર અને રશિયા તરફથી પોલેન્ડ ઉપર આક્રમણની ભૂમિકા રચાઇ ગઇ છે. આ સવાચાર વર્ષના યુદ્ધ દરમિયાન મિત્રરાષ્ટ્રોનું ખરેખરૂં પ્રત્યાક્રમણ તો છેલ્લા નવ મહિનાથી જ થયું છે. એટલે સાડાત્રણ વર્ષની ફેસિસ્ટ સૈન્યોની કૂચને પાછી વાળવા માટે હજુ ભગીરથ પ્રયાસોની જરૂર પડશે. છતાં જે ચર્ચિલે અમાપ સાધનોથી સજ્જ થયેલી, સાગરની માફક ધસી આવતી વિરાટ જર્મન સેના સામે કેવળ લાકડાની તલવારથી જંગ શરૂ કરવાનું બીડું ઝડપ્યું અને જેણે સલ્તનત અને સમગ્ર વિશ્વનાં બળો એકત્ર કરીને મહાન સંગઠન સાધ્યું તે ચર્ચિલ, માનવકુલના ઇતિહાસમાં નહિ જોએલાં, નહિ સાંભળેલાં એવાં પરાક્રમો જન્માવનાર મહાસેનાપતિ સ્ટેલિન, યુદ્ધની પળે પળ

માટે લક્ષ્મી, મનુષ્યો અને ઉત્પાદન માટેની કાચી ચીજોના ભંડાર ઠાલવીને યુદ્ધપ્રયાસને પગભર અને વેગવાન બનાવનાર રૂઝવેલ્ટ વિગેરે મહારથીઓ જરૂર હિટલરની આ લશ્કરી તાકાતને તોડી પાડશે, અને એ દિવસ હવે દૂર પણ નથી.

આ યુદ્ધની આવતી કાલ કેવી હશે? હિટલરની આવતી કાલ કેવી હશે એ પ્રશ્નનો જવાબ એટલોજ છે, કે આવતી કાલે કદાચ પૃથ્વી પર "વોટર્લુ"ની કોઈ પુનરાવૃત્તિ થશે. યુરોપના મહાન વિજેતા વીર નેપોલિયનની સેંકડો વિજયપરંપરા એકજ વોટર્લૂની વેદીમાં હોમાઇ ગઈ; તેમજ હિટલરને માટે પણ કદાચ કોઇ એકજ ફટકો એવો નિર્માયો હશે કે જે દિવસે તે નેપોલિયનની માફક અગર તો માજી કૈઝરની માફક પરાજિત થશે, અથવા તો મિત્રરાજ્યો લશ્કરી બળથી, મુત્સદ્દીગીરીથી અને પ્રચારથી એક દિવસે ખુદ જર્મની અને જર્મનીની હસ્તકના પ્રદેશોમાં વિપ્લવની આગ પ્રગટાવશે. અને પરિણામે હિટલરને કદાચ સત્તા છોડવાનો સમય પણ લાવે અને યુદ્ધવિરામનો આરંભ થાય.

ગમે તેમ પણ ૧૯૪૪ના વર્ષમાં આ યુદ્ધનો આખરી ફેંસલો થઇ જશે એવાં ચિહ્નો સ્પષ્ટ છે. કદાચ એશિયાઈ યુદ્ધ લંબાશે, પણ યુરોપી યુદ્ધની હવે અવધ આવી રહી છે. યુરોપમાં યુધ્ધ–વિરામ તો નજીકજ જણાય છે. પરંતુ પાકી સુલેહ થતાં મહિનાઓ નિકળી જશે; કેમકે હિટલરે જીતી લીધેલા રાષ્ટ્રોના નવા સીમાડાઓ અને નવી રાજકીય વ્યવસ્થાના હજાર હજાર જટિલ પ્રશ્નોનો ઉકેલ સરળ નથી. **ગમે તેમ પણ ૧૯૪૩ના વર્ષની સંધ્યા યુરોપી યુદ્ધ માટે, હિટલરના જર્મની માટે, સંધ્યા સમાન નિવડે એવા સંજોગો આજે તો દરેકે દરેક મોરચાઓ ઉપર સર્જાઈ રહ્યા છે. પરંતુ આવતી કાલની આગાહી કરવી સુલભ નથી. એતો કોઈ ભવિષ્યવેત્તા હોય તો જ કરી શકે.**

આ વિશ્વયુદ્ધ ખરી રીતે તો સિધ્ધાંતોના ઘર્ષણમાંથીજ જન્મ પામ્યું છે. ગયા મહાયુદ્ધ પછી દુનિયાના શાહીવાદને પડકારતો સમાજવાદ અને સામ્યવાદ રશિયામાં જન્મ પામ્યો, અને એ સામ્યવાદને દાબી દેવા માટે ફેસિસ્ટવાદ અને નાઝીવાદનો જન્મ થયો. ગયા મહાયુદ્ધમાં રાજવીઓના મુગટો હરાઈ ગયા અને લોકશાહીનો વાવટો ફરકી રહ્યો. આ વિશ્વયુદ્ધ પ્રસંગે લોકશાહીના સિદ્ધાંતો પર વિનાશકારી ફટકો આવી પડયો અને જૂની ઝારશાહીને પણ શરમાવે તેવી સરમુખત્યારશાહીનો જન્મ થયો. એટલે ૧૯૧૪ પહેલાં જેમ યુરોપમાં ઝારશાહીની આણ વર્તી રહી હતી અને ઝારશાહીની ભસ્મમાંથી જેમ બોલ્શેવિઝમ અને બોલ્શેવિઝમના પ્રત્યાઘાત રૂપે હિટલરશાહી જન્મ પામી તેજ પ્રમાણે આ મહાયુદ્ધમાંથી કોઇ નવા સિદ્ધાંતો પણ જન્મ પામશે એ ચોક્કસ છે. ક્રાંતિ, મંથન અને મહત્વાકાંક્ષામાંથીજ ૧૯૩૯નું વિશ્વયુદ્ધ ફાટી નિકળ્યું છે. આથી આ યુદ્ધ પછી જેઓને માથે ભાવી પુનર્રચના કરવાની જવાબદારી આવી પડે તેઓ એક વાત સમજી લે કે, ભાવિ પુનર્રચના શાહીવાદી તત્વ વિનાની લોકશાહીના ધોરણેજ કરવી પડશે. દરેક નાનામોટા રાષ્ટ્રો, જેમણે આઝાદી ગુમાવી છે તેમની આઝાદી મંજૂર રાખવી પડશે એટલુંજ નહિ પણ આજે સંજોગવશાત્ જે મહારાષ્ટ્રો બ્રિટન, ફ્રાન્સ કે હોલેન્ડ કે બીજી સલ્તનતોની ગુલામી ભોગવે છે, તે સર્વ રાષ્ટ્રોને આઝાદ કરવાં પડશે અને દુનિયામાં સ્વતંત્ર રાજ્યોનું સમુહતંત્ર સ્થાપવું પડશે. ભાવિ પુનર્રચનામાં હિંદ અને ચીનનું સ્થાન મહત્વનું રહેવું જોઇશે. અને દુનિયાના કહેવાતા ડાહ્યા મુત્સદીઓ ભલે એ વાત ન સમજે પણ ભાવી વિશ્વરચનામાં હિંદુસ્તાનનું જે સ્થાન નહિ હોય તો એ પુનર્રચના અર્થહીન અને નિરર્થક નિવડવાની છે. ભાવી વિશ્વરચનામાં એક એ હકીકત પણ માન્ય રાખવી પડશે કે દરેક રાષ્ટ્ર પોતે સુખેથી જીવે અને બીજાને જીવવા દે એવી વ્યવસ્થા થવી જોઇએ; તેમજ ગયા મહાયુદ્ધમાંથી જન્મેલા નિર્માલ્ય

રાષ્ટ્રસંઘને બદલે દુનિયાની તમામ સત્તાઓને ડારી શકે એવો મહાન શક્તિશાળી રાષ્ટ્રસંઘ સ્થાપવો પડશે. પરંતુ આ વિસ્તૃત વિષયની ચર્ચામાં અત્રે નહિ ઊતરતાં આપણે એટલીજ આશા રાખીશું કે ૧૯૪૪નું વર્ષ માનવજાતિ માટે કલ્યાણકારી નિવડે અને એ વર્ષમાં નવા મોરચાઓ રચાવાને બદલે હાલના બધાજ મોરચાઓ સમેટાઇ જાય અને કાયમી અને નિર્મળ વિશ્વશાંતિની સ્થાપના થાય. ૧૯૪૩ની સંધ્યાએ આપણી સૌની આજ પ્રાર્થના હજો.

**તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૪૩**



# પરિશિષ્ટ:

## ( ૧ )

૧૯૩૩ થી ૧૯૪૨

સુધીના

મુખ્ય બનાવોની નોંધ



# પરિશિષ્ટ : ૧

## ૧૯૩૩

જાન્યુઆરી—હેર ઍડોલ્ફ હિટલર ચેન્સેલર થાય છે.

ફેબ્રુઆરી—પાર્લામેન્ટ ( રિશ્ટેગ ) ના અગ્નિ લગાડવાના પ્રયત્નોના ઓઠા નીચે જર્મનીના નાઝીઓ સંપૂર્ણ સત્તા પોતાના હાથમાં લે છે.

ઑક્ટોબર—જર્મની શસ્ત્રસંન્યાસની પરિષદમાંથી ખસી જાય છે. રાષ્ટ્રસંઘમાં રાજીનામું આપવાની નોટિસ આપે છે. જર્મની ખાનગીમાં શસ્ત્રસજ્જ થાય છે.

## ૧૯૩૪

મે—પોલેન્ડની સાથે જર્મની દશ વરસની સંધિ કરી પરસ્પર આક્રમણ નહિ કરવાના કરારો કરે છે. ડેન્ઝીગના નાઝીઓને આથી ઉત્તેજન મળે છે.

જૂન—હિટલર પોતાના સાથીઓ કેપ્ટન રોહમ અને બીજાઓને કેદ પકડીને મારી નંખાવે છે. ઑસ્ટ્રિયાના નાઝીઓ વડા પ્રધાન ડૉલ્ફસનું ખૂન કરાવે છે.

## ૧૯૩૫

જાન્યુઆરી—જર્મનીમાં જોડાવા માટે સાર પ્રદેશની વસતિ મતગણત્રીનો સ્વીકાર કરે છે. ફ્રેન્ચ પ્રધાન લાવાલ ઇથોપિયા પરના મુસોલિનીના આક્રમણ માટે વાંધો લેતો નથી.

માર્ચ—હિટલર જાહેર રીતે વર્સેલ્સની સંધિની સૈનિક કલમોને રદ જાહેર કરે છે. જર્મનીમાં ફરજિયાત સૈનિક તાલીમ દાખલ કરે છે. બ્રિટન અને જર્મની વચ્ચે સાગરબળ સબંધી સંધિ થાય છે.

## ૧૯૩૬

માર્ચ—જર્મની લૉકાર્નોના કરારનો ભંગ કરે છે અને હાઇનલેન્ડમાં સૈન્યો મોકલે છે.

જૂન—ઑસ્ટ્રિયા જર્મનીને નમતું આપી કેટલાક દેખીતા ફાયદા એના લાભમાં કરી આપે છે.

જર્મની અને ઇટેલી સ્પેનના જનરલ ફ્રાન્કોને ખુલ્લી રીતે સૈનિક અને વિમાનોની મદદ આપી સ્પેનની સામ્યવાદી સરકારને હરાવવામાં મદદ કરે છે.

ઑક્ટોબર—જર્મની અને ઇટલી એક જ રાજનીતિ ચલાવવાનું ઐક્ય સાધે છે.

૧૯૩૭

હિટલર વર્સેલ્સની સંધિની બાકીની શરતો પણ રદ બાતલ જાહેર કરે છે.

૧૯૩૮

ફેબ્રુઆરી—ઑસ્ટ્રિયાના ચેન્સેલર શુશ્નીગને બોલાવી હેર હિટલર લખાત ઉપર એની સહી લે છે.

માર્ચ—હેર હિટલર ઑસ્ટ્રિયા લઈ લે છે.

સપ્ટેમ્બર—ઝેકોસ્લોવેકિયા હિટલરના હાથમાં આવે છે. મિ. ચેમ્બરલેન એ તેને ભેટ આપે છે.

૧૯૩૯

સપ્ટે.—(૧) પોલેન્ડ ઉપર જર્મની આક્રમણ કરે છે.

(૨) સાથીરાજ્યો જર્મની સામે યુદ્ધ જાહેર કરે છે.

(૩) રશિયા-જર્મની વચ્ચે કરારો થાય છે.

(૪) પોલેન્ડને રશિયા-જર્મની જીતી લે છે અને અર્ધોઅર્ધ વહેંચી લે છે.

નવેમ્બર—ફિન્લેન્ડ ઉપર રશિયા આક્રમણ કરે છે.

૧૯૪૦

માર્ચ—રશિયા અને ફિન્લેન્ડ વચ્ચે સંધિ થાય છે.

એપ્રિલ—ડેન્માર્ક જર્મનીને શરણે આવે છે.

નૉર્વે ઉપર હિટલર આક્રમણ કરે છે.

મે-(૧) હોલાન્ડ, લક્ષંબર્ગ, બેલ્જિયમ પર જર્મની આક્રમણ કરે છે. બ્રિટનનું યુદ્ધસંચાલન ચર્ચિલના હાથમાં આવે છે.

(૨) બેલ્જિયમમાંથી ફ્રાન્સનું આક્રમણ શરૂ થાય છે. બેલ્જિયમ મોઢામાં તણખલું ઉપાડે છે.

જૂન—(૧) બ્રિટનના ૩। લાખ સૈનિકો સર્વ શસ્ત્રસામગ્રી પાછળ છોડી ડન્કર્કથી બ્રિટન આવે છે.

(૨) ઇટલી જર્મનીની સાથે મળી યુદ્ધ જાહેર કરે છે.

(૩) જર્મનો ફ્રાન્સનો મોટો ભાગ જીતી પેરિસમાં પ્રવેશ કરે છે.

સપ્ટેમ્બર—(૧) બ્રિટન અને અમેરિકા વચ્ચે નૌકા કરાર થાય છે.

(૨) ત્રણ ધરીરાજ્યો જર્મની, જાપાન અને ઇટલી વચ્ચે (દશ વર્ષ માટે) સંધિ થાય છે. સૈનિક સહકાર માટે ત્રણેય કરાર કરે છે.

## ૧૯૪૧

માર્ચ—જર્મન સૈન્યો બલ્ગેરિયાની સરકારના સહકારથી ત્યાં આવે છે. બલ્ગેરિયા ધરીરાજ્યોને મળે છે.

એપ્રિલ—(૧) જર્મન સૈન્યો ગ્રીસ પર આક્રમણ કરી સાલોનીકામાં પ્રવેશ કરે છે.

(૨) રશિયા-જાપાન વચ્ચે પરસ્પર આક્રમણ ન કરવાના કરારો થાય છે.

(૩) જર્મનો યુગોસ્લોવોક્યિા જીતી લે છે.

(૪) જર્મનો ગ્રીસ જીતે છે.

મે—જર્મનો ક્રીટ જીતી લે છે.

જૂન—(૧) તુર્કી-જર્મન મૈત્રીકરારો થાય છે; સૈનિક કરારો થતા નથી.

(૨) જર્મનો રશિયા ઉપર ઓચિંતુ આક્રમણ કરે છે.

જુલાઈ-ઓગસ્ટ-સપ્ટેમ્બર—જર્મનો રશિયામાં વિજયકૂચ કરે છે.

ઓક્ટોબર—જર્મનોએ ટગનરોગ, ખાર્કોવ, બ્યાઝમા, બ્રિયાન્સ્કા, ઓહેલ વગેરે અગત્યનાં મથકો ખોયાં.

નવેમ્બર—રશિયન શિયાળો બેસે છે, જર્મનો રોસ્ટોવથી પીછેહઠ શરૂ કરે છે

ડીસેમ્બર—રશિયન આગેકૂચ.

## ૧૯૪૨

જાન્યુઆરીથી માર્ચ—રશિયન આગેકૂચ.

એપ્રિલ—જર્મનીની વસંત આક્રમણની તૈયારી.

મે—રશિયનો પાસેથી કર્ચ લીધું; કાલેવા પણ લીધું.

જૂન—જર્મનો કૉકેસસમાં ઊતર્યા.

જુલાઈ—જર્મનો ડૉન નદીના કિનારે આવ્યા. રોસ્ટોવ લીધું. બોગુસાર અને મિલેરોવા જર્મનોના હાથમાં આવ્યાં. વોરોશિલોવગ્રાડ રશિયનોએ ખાલી કર્યું. આઝોવ પણ લીધું.

ઑગસ્ટ—સાલસ્ક જર્મનોએ લીધું.

સપ્ટેમ્બર—જર્મનોએ નોવરોસિસ્કનું બંદર લીધું.

નવેમ્બર—રશિયનોએ પોતાનું શિયાળુ આક્રમણ શરૂ કર્યું. સ્ટૅલિનગ્રેડનો ઘેરો તોડી નાંખ્યો. રશિયનોએ જર્મનોને ડૉનની બીજી પાર પર ધકેલ્યા.

ડીસેમ્બર—રશિયન શિયાળુ પ્રતિઆક્રમણ ચાલુ.

## પરિશિષ્ટ : ૨

વિશ્વયુદ્ધનાં સવાચાર વર્ષના ઈતિહાસમાં ૧૯૪૩ નું વર્ષ ખૂબ જ ભયાનક, ખૂબ જ વિનાશકારી અને ખૂબ જ મહત્વનું નિવડયું છે.

આ યુદ્ધનો ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે કદાચ જર્મની અને જાપાનના વિશ્વવિજયનાં સ્વપ્નાંને આખરી ફટકો પડી ગયો હશે. આજે જર્મનીનાં વળતાં પાણી તો દેખાવા લાગ્યાં છે અને યુદ્ધને અંગે તેની આંતરિક આર્થિક કટોકટી વધતી જતી હોવા ઉપરાંત તેનાં મહાન નગરો બર્લિન, હેમ્બર્ગ, બ્રિમન, કેસલ, ફ્રેન્કફર્ટ વિગેરે પર વિનાશકારી બોંબવર્ષા થઈ ચૂકી છે અને રશિયામાં પણ ૧૯૪૩ ની સંધ્યાએ લાલસેનાએ ઝીટોમિર હાથ કરીને પોલેન્ડ તથા રૂમાનિયા તરફ ત્રિવિધ આક્રમણ શરૂ કર્યું છે. આ ઉપરાંતમાં મિત્રરાજ્યોનો નવો મોરચો ફ્રાન્સમાં સર્જવાની તૈયારીઓ છે. ૧૯૩૯ થી ૧૯૪૩ સુધી મિત્રરાજ્યો રક્ષણાત્મક યુદ્ધ લડી રહ્યાં હતાં પરંતુ હવે ૧૯૪૩ થી મિત્રરાજ્યોએ આક્રમણકારી જંગ શરૂ કર્યો છે અને હવે ધરીરાજ્યોને માટે રક્ષણાત્મક યુદ્ધ લડી લેવાનો સમય આવી લાગ્યો છે.

ઉત્તર આફ્રિકાના રણમોરચાની પુર્ણાહૂતિ થઈ. ઇટલીની ભૂમિ પર મિત્રરાજ્યોનું આક્રમણ શરૂ થયું. રશિયાએ હજારો માઈલના વિસ્તારમાંથી જર્મનોને હાંકી મૂકયા. જર્મન સબમરિન જંગને વિનાશકારી ફટકો મળ્યો. અમેરિકાનું યુદ્ધઉત્પાદન રેકર્ડ વટાવી ગયું. પેસિફિકમાં અમેરિકન નૌકાદળે જાપાનીઝ નૌકાદળનો અત્યંત દારૂણ સંહાર કર્યો અને અમેરિકન તથા શાહી વિમાનોએ ભીષણ આક્રમણોથી જર્મનીનાં યુદ્ધ કારખાનાંઓને અમાપ નુકશાન પહોંચાડયું.

૧૯૪૩ માં ઇટલીનું પતન થતાં રોમ-બર્લિન-ટોકિયો ધરીનો એક સ્તંભ તૂટી પડયો. આ ઉપરાંત કાસાબ્લાન્કા, કિવબેક, વોશિંગ્ટન, મોસ્કો, કેરો અને તેહરાન ખાતે થયેલી મિત્રરાજ્યોના મોવડીઓની મંત્રણાઓની પરંપરામાંથી અનેક અગત્યના નિર્ણયો પણ થયા.

# ૧૯૪૩ની મહત્વપૂર્ણ ઘટનાઓ

૧૯૪૩ના વરસના મહત્વના યુદ્ધ બનાવોની તારવણી નીચે આપી છે:

## જાન્યુઆરી

તા. ૨: યુરોપ મોરચે રશિયનોએ વેલિકીલૂકી જીત્યું. પૂર્વીય યુદ્ધમાં બુના વિસ્તારમાંથી જાપાનીઓને નસાડવામાં આવ્યા.

તા. ૧૪થી ૨૪: કાસાબ્લાન્કામાં મિત્ર મંત્રણાઓ.

તા. ૨૪: મિત્રોએ ત્રિપોલી કબ્જે કર્યું.

## ફેબ્રુઆરી

તા. ૫: ઇટલીના તંત્રવાહક મુસોલિનીએ પોતાની કાઉન્સિલમાંથી જમાઈ કાઉન્ટ સિયાનો સુદ્ધાં ૧૨ સભ્યોને રૂખસદ આપી.

તા૦ ૭ : જનરલ ઈશેનહોવરના નેતૃત્વ નીચે ઉત્તર આફ્રિકામાં આક્રમણ પ્રારંભ. બ્રાઝિલ મિત્રરાષ્ટ્રિય સંઘમાં જોડાયું.

તા૦ ૧૦ : પ્રશાંતમાં ગ્વાદાલ કેનાલનું યુદ્ધ પૂરૂં થયું.

તા૦ ૧૨ : જન. ઈશેનહોવરની વરિષ્ઠ સેનાપતિ તરીકે નિમણૂંક.

તા૦ ૧૫ : રશિયનોએ રોસ્ટોવ લીધું.

તા૦ ૧૬ : રિશેલ્યુ અને બીજી ત્રણ ફ્રેંચ નૌકાઓ અમેરિકાને કિનારે લાંગરી.

તા. ૧૬ : ફિન્લેંડના પ્રમુખની ચૂંટણી.

તા. ૧૭ : રશિયનોએ ખાર્કોવ પર મેળવેલો કાબૂ. ચર્ચિલને ન્યુમોનિયા થયો.

## માર્ચ

તા૦ ૧ : માદામ ચ્યાંગ ન્યુયોર્કમાં.

તા૦ ૪ : પ્રમુખ રૂઝવેલ્ટે પ્રમુખપદના ૧૦ મા વર્ષની ઉજવણી કરી.

રશિયનોએ રોઝોવ પડાવ્યું.

અમેરિકન સૈન્યે હેલિકોપ્ટર લીધું.

તા૦ ૧૨ : ધીરાણ-પટા કરારો ત્રીજા વર્ષ માટે કબૂલ રખાયા.

તા૦ ૧૩ : બ્રિટનના વિદેશમંત્રી મિ૦ એન્થની ઇડન અમેરિકામાં.

રશિયનોએ વ્યાઝમા લીધું.

તા૦ ૧૫ : જર્મનોએ ખાર્કોવ પાછું પડાવ્યું.

## એપ્રિલ

તા૦ ૨૧ : જાપાને અમેરિકી વિમાનીઓનો કરેલો સંહાર.

## મે

તા૦ ૧ : . અમેરિકાના માર્ટિનિક સાથે કીટ્ટા.
તા૦ ૮ : મિત્રોએ ટ્યુનિસ અને બિઝર્ટા મેળવ્યાં.
તા૦ ૧૧ : ચર્ચિલ અમેરિકામાં.

તા૦ ૧૨ : ટ્યુનિસિ સંગ્રામની સમાપ્તિ. જર્મન સેનાપતિ ફોન આર્નિમ પકડાયો.

તા૦ ૧૪ : અમેરિકી સૈન્ય આત્તુમાં ઊતર્યું.
તા૦ ૧૭ : શાહી વિમાનીદળે જર્મનીના મોહાને અને એડરના બંધો પર કરેલી બોમ્બવર્ષા.

તા૦ ૧૮ : હોટસ્પ્રિંગ ખાતે ખોરાક પરિષદ્ મળી.
તા૦ ૨૨ : રશિયાએ આંતરરાષ્ટ્રિય પ્રચારનીતિ તજી.
તા૦ ૨૮ : અમેરિકામાં નવી યુદ્ધસંગઠ્ન કચેરી પ્રારંભાઇ.
તા૦ ૩૧ : ફ્રેંચ સામ્રાજ્યના શાસન સારૂ રાષ્ટ્રિય સ્વાયત્ત સંઘની સ્થાપના.

## જૂન

તા૦ ૧૧ : પેન્ટેલેરિયાનો પરાજય.

તા૦ ૧૬ : મિત્રસૈન્યોની મુલાકાતે શહેનશાહ જ્યોર્જનો આફ્રિકામાં પ્રવાસ.

## જુલાઈ

તા૦ ૧ : દક્ષિણ પ્રશાંતમાં મેકઆર્થરની આક્રમક પ્રવૃત્તિનો પ્રારંભ.

તા૦ ૨ : અમેરિકનોએ રેન્ડોવા લીધું.
તા૦ ૪ : વિમાની હોનારતમાં પોલેન્ડના જનરલ સિકોરસ્કીનું અવસાન.

તા૦ ૧૦ : મિત્રસૈન્યોએ સિસિલિ સંગ્રામના માંડેલા શ્રીગણેશ.

તા૦ ૧૯ : રોમ પર વિમાની આક્રમણ.

તા૦ ૨૩ : અમેરિકનોના હાથમાં પાલેર્મો પડ્યું.

તા૦ ૨૫ : ઇટેલિની સત્તાધીશીનું મુસોલિનીએ આપેલું રાજીનામું.

## ઑગસ્ટ

તા૦ ૧ : પ્લોસ્ટીનાં તેલક્ષેત્રો પર બોંબ.

તા૦ ૫ : રશિયનોએ ઓરેલ લીધું; કારાનિયા મિત્ર કબ્જામાં; મુંડામાં મિત્રોની જીત.

તા. ૧૦ : ક્વિબેકમાં એંગ્લો–અમેરિકી મંત્રણા.

તા. ૧૭ : મેસિનાના પતનથી સિસિલિના સંગ્રામની સમાપ્તિ.

તા૦ ૨૩ : ખાર્કોવ 'લાલસેના'ના કબ્જામાં ગયું.

તા૦ ૨૫ : અગ્નિ એશિયામાં નવા મોરચાની સ્થાપના: લોર્ડ લુઇ માઉન્ટબૅટન સર સેનાપતી બન્યા.

તા૦ [illegible] : બલ્ગેરિયાના રાજા બોરિસનું મરણ.

તા૦ ૩૧ : રશિયનોએ ટગનરોગ પ્રાપ્ત કર્યું.

## સપ્ટેમ્બર

તા૦ ૧ : યુરોપિય વિગ્રહના પાંચમા વર્ષનો પ્રારંભ.

તા૦ ૩ : ઈટેલીમાં મિત્ર લશ્કરોનું ઉતરાણ.

તા૦ ૮ : ઈટેલીનો પરાજય.

તા૦ ૧૨ : કેટલીયે ઇટાલિયન નૌકાઓ મિત્ર કાફલાના આશ્રયે આવી. પાંચમા લશ્કરે સાલેર્નો લીધું.

તા૦ ૧૩ : માર્શલ ચાંગ–કાઈ–શેક ચિનના પ્રમુખપદે ચુંટાયા.

તા૦ ૧૫ : રશિયનોએ બ્રિયાન્સ્ક જીત્યું.

તા૦ ૧૭ : નોવોરોસિસ્કમાં રશિયનો જીત્યા.

તા૦ ૧૯ : ઇટાલિયનોએ સાર્ડિનિયામાંથી જર્મનોને નસાડયા.

તા૦ ૨૧ : ફ્રેન્ચો કોર્સિકાને કિનારે ઊતર્યા.

તા૦ ૨૫ : રશિયનોએ સ્મોલેન્સ્ક પડાવ્યું.

તા૦ ૨૮ : ફોગિયાનાં વિમાની થાણાંઓ બ્રિટિશરોએ લઈ લીધાં.

## ઑક્ટોબર

તા૦ ૧ : મિત્રો નેપલ્સ પર ત્રાટકયા.

તા૦ ૩ : મેક આર્થરે ફિન્સહાફેન લીધું.

તા૦ ૫ : ડૉડેકેનિઝ દ્વીપ સમૂહમાંથી જર્મનોએ કૉસ પડાવ્યું.

તા૦ ૧૩ : ઈટલીએ જર્મની સામે સંગ્રામની કરેલી ઘોષણા. પોર્ટુગલે મિત્રોને એઝોર્સનાં વિમાની થાણાં સોંપ્યાં.

તા૦ ૧૮ : હલ–એડનની મોસ્કો મંત્રણા.

તા૦ ૨૩ : રશિયનોએ મેલિટોપોલ લીધું.

## નવેમ્બર

તા૦ ૧ : ચાર રાજ્યોએ જાહેર કરેલી મોસ્કો મંત્રણાની યાદી.

તા૦ ૨ : બોગેઈનવાઇલીમાં અમેરિકી સેના ઉતરી.

તા૦ ૬ : રશિયનોએ કીવ લીધું.

તા૦ ૧૬ : લેરોસ નાઝી નાગચુડમાં. સંઘરાષ્ટ્રોની યુદ્ધેતર પુનર્રચના અને મૂક્તિ સમિતિની સ્થાપના.

તા૦ ૨૨ : કેરો પરિષદમાં ચાંગ–કાઈ–શેક, રૂઝવેલ્ટ, ચર્ચિલ.

## ડીસેમ્બર

તા૦ ૨ : તેહરાન પરિષદમાં રૂઝવેલ્ટ–ચર્ચિલ, સ્ટેલિન.

તા૦ ૪ : બીજી તેહરાન પરિષદ. ચર્ચિલને બીજી વાર ન્યુમોનિયા થયો.

તા૦ ૧૫ : પ્રશાંત મોરચે ન્યુ બ્રિટનમાં આરાવે પેનિન્સ્યુલા પર કાબૂ જમાવ્યો.

તા૦ ૧૬ : ખાર્કોવમાં ' યુદ્ધ દોષિતો 'ને સજા.

તા૦ ૧૭ : શાહી વિમાની દળે બર્લિન પર ફરીથી ઉગ્ર બોમ્બમારો કર્યો અને બર્લિન જગતનું વધુમાં વધુ બોમ્બીત રાજનગર બન્યું.

તા૦ ૨૪ : યુરોપની મૂક્તિ માટે ઝઝૂમતાં તમામ સૈન્યોના સર્વાધિકારી સેનાપતિ તરીકે જન૦ ઈશેનહોવર નિમાયો.

તા૦ ૨૬ : પ્રશાંત મોરચે ન્યુ બ્રિટન ટાપુઓ પર મિત્ર-સૈન્યો ઊતર્યાં.



# નેપચ્યુન

પ્રગતીના આંકડાઓ
પ્રજાના વિશ્વાસની
સાબિતી છે.

| | | |
|---|---|---|
| ચાલુ કામકાજ | રૂ. | ૧,૦૦૦,૦૦,૦૦ |
| અસ્કયામત | રૂ. | ૨૩,૦૦૦,૦૦ |
| લાઇફ ફંડ | રૂ. | ૨૦,૦૦૦,૦૦ |
| ચુકાવેલા દાવા | રૂ. | ૧૦,૦૦૦,૦૦ |

પ્રમુખ
શેઠ અમૃતલાલ કાળીદાસ

ઉપપ્રમુખ
શેઠ માણેકલાલ ચુનીલાલ
જે. પી.

એજન્સી અને
બીજી માહિતી
માટે લખો:—

## નેપચ્યુન એસ્યુરન્સ કંપની લીમીટેડ.

નેપચ્યુન બિલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.

બ્રાન્ચ ઓફીસ : પાંચકુવા, અમદાવાદ.

# માત્ર અગિયાર રૂપિયામાં

:: ૧૫૦૦ પાનાનું શિષ્ટ-રસભર્યું સાહિત્ય ::

# ‘સંદેશ ગ્રંથમાળા’ના ગ્રાહક થાવ

**‘સંદેશે’** ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડે અને રસમય, શિષ્ટ અને ઉપયોગી વાચન પુરૂં પાડે એવાં પુસ્તકો પ્રગટ કરી, સસ્તી કિંમતની આપને માટે **‘સંદેશ ગ્રંથમાળા’** ની યોજના શરૂ કરી છે. આ ગ્રંથમાળાનું મંગલાચરણ, **‘જીવન સખી’** નામક ૪૫૦ પૃષ્ઠની સચિત્ર રસકથા આપી કર્યું છે. જનતાએ ‘સંદેશ ગ્રંથમાળા’ ની યોજનાને આવકારી સરસ સત્કાર આપ્યો છે. અને તેની હજારો નકલ ટૂંક સમયમાં જ ખપી ગઈ છે. ‘જીવન સખી’ સ્ત્રીજીવનને જ નહિ પરંતુ સમગ્ર કુટુમ્બ જીવનને સ્પર્શતું એક અનોખી ઢબનું પ્રકાશન છે.

આ ગ્રંથમાળામાં પહેલે વર્ષે ક્રાઉન ૧૬ પેજી સાઈઝના લગભગ ૧૫૦૦ પાનાનું રસમય અને શિષ્ટ વાચન આપતાં ૪ થી ૫ પુસ્તકો પ્રગટ થશે. આજ આ શિષ્ટ અને સંસ્કારપોષક ગ્રંથમાળાના ગ્રાહક થવા આજેજ લખો અને ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ ‘જીવન સખી’ મંગાવી લ્યો. ‘જીવન સખી’ ની નકલો હવે ગણતરીની જ બાકી રહી છે. આ લાભ થોડા દિવસ પુરતો છે. **નવા થનાર ગ્રાહકને સિલિકમાં હશે ત્યાં સુધીજ ‘જીવન સખી’ મળી શકશે.**

**‘સંદેશ ગ્રંથમાળા’** એટલે સસ્તામાં સસ્તા દરે શિષ્ટ અને પ્રેરક સાહિત્ય આપનાર જનતાની જ્ઞાન-પરબ. આ ગ્રંથમાળાનો લાભ લેવા ચૂકશો નહિ. સ્થાનિક તેમજ બહારગામ માટે વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૧૧—૦—૦

**—: વધુ વિગત માટે લખો :—**

**સંદેશ પ્રકાશન મંદિર**

**C/o ધી સંદેશ લિમિટેડ, સારંગપુર, અમદાવાદ.**

પ્રથમ પુષ્પ : **‘જીવન સખી’** બીજું પુષ્પ : **‘જર્મનીની આત્મકથા’**

**તૈયાર થાય છે** **તૈયાર થાય છે**

ત્રીજું પુષ્પ : : **ઇસરદાન** (રસપૂર્ણ નવલકથા)

લેખક : **શ્રી. ગોકુળદાસ રાયચુરા**

આ પુસ્તકના સોલ એજન્ટ,—

**મેસર્સ એન. એમ. ઠક્કર એન્ડ કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ. ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.



# સહકાર

**ખે**ડૂતનું અનાજ સરકારી માણસો મારફતે ખરીદાઈને, ફુડ કોન્ટ્રોલરની ગોડાઉનમાં આવે છે, અને ત્યાંથી વેપારીઓને, મિલોને, સંસ્થાઓને અને એ દ્વારા નાગરિકોને અપાય છે.

**બ**હારનું અનાજ, મુંબઈ પુરવઠા ખાતામાંથી કલેકટર મારફત, ફુડ કોન્ટ્રોલરની ગોડાઉનમાં આવે છે અને ઉપર પ્રમાણે તેની વ્હેંચણી થાય છે.

**ના**ગરિકો, હોટલો, મિલો અને વેપારીઓ પાસેથી અનાજનાં નાણાં ફુડ કોન્ટ્રોલરના તીજોરીખાતામાં થઈ, સરકારી તીજોરીમાં જાય છે, ત્યાંથી ખેડૂતને મળે છે અથવા મુંબઈ પુરવઠા ખાતાને જાય છે.

**અ**મદાવાદમાં સહુને સરખું અનાજ મળી રહે એ માટે રેશનીંગ ખાતું દેખરેખ રાખે છે અને બધી વ્યવસ્થા સંભાળે છે.

**એ**કબીજાના સહકારથી આખી યોજના આમ સુંદર રીતે ચાલે છે.

રેશનીંગ ઑફિસ,

અમદાવાદ.

**હરિપ્રસાદ કે. પટેલ.**

પબ્લીસીટી ઑફિસર.

# રાજમહેલ



૧૯૪૪ની સાલમાં રાજનગરની રસીક પ્રજા સમક્ષ અવનવી રસસામગ્રી રજુ કરવાની ખાત્રી આપે છે.




— વિશિષ્ટતા —

રાજમહેલ આઇસ્ક્રીમ

રાજમહેલ શીખંડ

સર્વોત્તમ ડીનર

મનોરંજન મીઠાઇઓ

અને લિજ્જતદાર

પીણાંઓ... ...

કાળુપુર બ્રીજ—અમદાવાદ.

નાની મોટી પાર્ટીઓ માટે ઓર્ડર ફોન નં. ૨૧૯૭

